# રત્નગઢની રંભા

યાને

# રણઘેલા રજપૂત.

એક અતિ ઉત્તમ રસિક નવલકથા.

સુંદર ચિત્રો સહિત.



લેખક:-

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર વરતીપોળ—અમદાવાદ.



પ્રકાશક

**હરિભાઈ દલપતરામ પટેલ.**

શાહપુર વનમાળીબંકાની પોળ—અમદાવાદ.



સોલ એજન્ટ:-

**મેસર્સ. હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯



કિંમત રૂ. ૨-૦-૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૮૨૯૦
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ

(પ્રકાશકે સર્વ હક્ક પોતાને સ્વાધીન રાખ્યા છે.)

તૈયાર છે! તૈયાર છે!

રસિક તેમજ બોધક નવલકથા

કુસુમ. કુમારી.

આ નવલકથામાં એક રાજબાળાનો હૃદયદ્રાવક ચિતાર આબેહુબ આપવામાં આવ્યો છે. સોનેરી પાકું પુઠું હોવા છતાં પણ કીંમત માત્ર રૂ. ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદું.

સોલ એજન્ટ.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.
૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

અમદાવાદ શહાપુર વનમાળીવાંકાની પોળમાં હરિભાઇ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

# પ્રસ્તાવના.

વર્ત્તમાન વખતના વર્ત્તમાન વહેતા વિશ્વપ્રભાવમાં સાહિત્ય દૃષ્ટિ—પ્રદેશમાં વિચરતી વિહરતી અનેક નવલકથાઓ બહાર પડે છે. તે અનુસાર પ્રસ્તુત નવલકથા પણ મારા તરફથી બહાર પડે છે. કદરદાન વાંચકવૃંદને હવે કાંઇ પ્રસ્તાવનાના ઉદ્ગારોનાં પાનાં ભરી ભરી સારૂં નરસું સમજાવવાનો સમય હવે રહ્યો નથી. હવે જમાનો કુદરતી કદરદાન થતો જાય છે અને એ કદરદાનીના કૃપા કટાક્ષના કૃપા પરિણામેજ આટલો બધો બહોળો નવલકથાઓનો જન્મ અને ઉદ્ભવ થાય છે અને થયેજ જાય છે.

ઐતિહાસિક દૃષ્ટિપાતને કલ્પનાની મર્યાદામાં બાંધી ગુંથી વીર શૃંગારરસથી લખાએલી અને રાજવળાના વિવિધ રાજરંગનાં છાંટણાંને ધારણ કરતી વસ્તુકથાઓ જનસમાજમાં મારા સમજવા પ્રમાણે અત્યારે આદરણિય અને અનુકરણિય થઇ પડે છે. અદ્યાપી સુધી મારો ઉત્સાહ એજ રસમની નવલકથાઓ લખવામાં આગળ વધે છે. પ્રસ્તુત નવલકથા હવે ફેરી નિવડે છે તે હું કદરદાન પ્રજા સમક્ષ મૂકી આનંદ માનું છું. આજ નવલકથાનાં પાંચ પ્રકરણો મારા સ્નેહિના હાથેજ ગૂમ થયાં હતાં અને "હાથનાં કર્યા હૈયે વાગ્યાં" એ ન્યાયાનુસાર મારે અવળો ઘાટ થઇ પડયો; એટલે મારી સ્મરણ શક્તિએ જેટલી મારા ઉપર કૃપા કરી તે પ્રમાણે બધું સંભાળી સંભાળીને આ પુસ્તક ઘણીજ ટુંક મુદતમાં મારે તૈયાર કરવું પડયું છે. તેની સાથે મારાં ગૂમ થયેલાં પ્રકરણો ઉપરથી એક બીજું આના જેવુંજ ભળતું નામ આપી પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે, માટે તેની સરખામણીની

## પ્રસ્તાવના.

તુલના ગડભાંગમાં પડવા કરતાં સઘળી જવાબદારી વાંચક સૃષ્ટિની દષ્ટિ સમક્ષ સોંપી હું મૌન્ય ધારણ કરી વિરામ પામું છું. વાક્ વાણીના ઉપાલમ્ભનાં દ્રાનાં ભરવાં અને કટાક્ષો ફેંકવાં, એ વિદ્વાન્ લેખકના નામને નામોશી ભરેલું થઇ પડે છે; અર્થાત્ શુકપંડિતાઇ વૈખરી ભાષામાં બતાવવી એ વિબુધ કથાકારોને એક કલંક રૂપ છે. વાંચકો હંસગ્રાહી થઇ ફક્ત સાર સાર ગ્રહણ કરી લેખકને ઉપકૃત કરશે એવી હું આશા રાખું છું.

| | |
|---|---|
| ૧૯૭૩—ચૈત્ર શુદ પૂર્ણિમા. | લી૦ |
| શાહપુર મહેતા પોળ, | આપનો કૃપાભિલાષી |
| **અમદાવાદ.** | **સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.** |

# પ્રસ્તાવના.

( આવૃત્તિ બીજી )

આ નવલકથાની બીજી આવૃત્તિ કાઢવામાં આવી છે, આ આવૃત્તિમાં ચિત્ર દર્શનનો નવીન ઉમેરો કરવામાં આવેલ છે બીજો જાણવાજોગ વધારો ઘટાડો કરવામાં આવેલ નથી; એટલું જણાવી આનંદ પામું છું.

| | |
|---|---|
| ૧૯૭૫ અશાડ પૂર્ણિમા. | લી૦ |
| | **પ્રકાશક.** |

# અનુક્રમણિકા.

# અનુક્રમણિકા.





# રત્નગઢની રંભા

યાને

# રણઘેલા રજપૂત.

સચિત્ર ! **રતિસુંદરી.** સચિત્ર !

**સુધારા વધારા સાથેની—આવૃત્તિ ત્રીજી.**

મુંબાઇમાં ચાલેલી હૃદયભેદક મરકીનો તાદ્રશ્ય હેવાલ, અલબેલી મુંબાઇની દીનસ્થિતિ, પાપનો પશ્ચાત્તાપ, પ્રેમપ્રસંગોનો ચિત્તાકર્ષક ચિતાર, કરણી તેવી પાર ઉતરણી, દીવાની યુવાની, સુધારકની સુધરેલી લીલા, પ્રેમની નિરાશા, અપૂર્વ કર્ત્તવ્યપરાયણતા વગેરે વિવિધ રસના સ્વાદ સાથે જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો **રતિસુંદરી** નવલકથા અવશ્ય વાંચો. મનહર **ચિત્રો** સાથે સોનેરી પુઠું. કીં. રૂ. ૨—૮—૦ પોસ્ટેજ જુદું.

---

સચિત્ર ! **કુમુદકુમારી.** સચિત્ર !

**સુધારા વધારા સાથેની—આવૃત્તિ ત્રીજી.**

જુલ્મી નરપિશાચ ઝેરીમલનાં નીચ કારસ્થાનો, સતી સાધ્વી કુમુદે શીયળ રત્ન સાચવવા ઉઠાવેલાં ભયંકર સંકટો, રણમલનો અપૂર્વ બંધુ પ્રેમ, પાપીને પ્હાને પડેલી પુણ્યશાળી સતીની સ્વધર્મ પ્રત્યેની દૃઢતા, અપકાર પર ઉપકાર, દૈવી પત્ની પ્રેમ, સંયોગ વિયોગના સુખ દુઃખમય બનાવો વાંચતાં ખાવું, પીવું, ભૂલી જશો, **સાત સુંદર ચિત્રો** સાથે સોનેરી પાકું પુઠું છતાં **કીંમત** રૂ. ૨—૦—૦. પોસ્ટેજ જુદું.

**મળવાનું ઠેકાણું:—**

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—**અમદાવાદ.**



# રત્નગઢની રંભા

યાને

# રણઘેલા રજપૂત.

## પ્રકરણ ૧ લું.

### રંભાકુમારી.

અતિશય પાપ પેખી, ખુબ રાતો થયેલો;
તપ્ત થઈ દિન આખો, પશ્ચિમે છે નમેલો.
રમણિય રમ્ય લીલા, છોડીને તેહ જાતો;
સુખકર સ્થળ જોવા, ઉર આતુર થાતો.

સંધ્યાનો સુરમ્ય સમય આલ્હાદજનક લાગતો હતો. પક્ષીઓ આનંદથી કિલકિલાટ કરતાં માળા તરફ જતાં હતાં. પવનની ઠંડી લ્હેરો વાતી હતી. પવનના વાવાથી “રાજેશ્વર મહાદેવ”ની ભગવી ધ્વજા ફડફડાટ કરી શિવાલયની ગૌરવતાનું ભાન સૂચવતી હતી. ચોતરફ વીચ ઝાડી અને બન્ને બાજુએ લાંબા ઉંચા આવી રહેલા પહાડોની વચ્ચમાં આવેલું શિવાલય અલૌકિક ભાસતું હતું. સૃષ્ટિમાં થતાં પાપ પુન્યની પરીક્ષા કરી સૂર્યનારાયણ ક્યારનાએ અસ્તાચળ તરફ પધારી ગયા હતા. પશુ, પક્ષી અને માણસો વિના આ પર્વત-પ્રદેશ ભયાનક અને શૂન્ય ભાસતો હતો. રાત્રિ પડશે અને ભયંકર પ્રાણીઓનું સામ્રાજ્ય શરૂ થશે એમ જાણીને કોઇ પણ મનુષ્ય આ સમયે રાજેશ્વર મહાદેવનાં દર્શને આવી શકવાની હિંમત કરી શકતું

નહિ; છતાં આવા વખતે દૂર સામેના પર્વતની ખીણમાંથી એક રથ શિવાલય સમિપ ચાલી આવતો જણાયો. રથની બન્ને બાજુએ કદાવર બાંધાના પહેરવા । જેવા બે ઘોડેસ્વારો હાથમાં લાંબા ભાલા પકડીને ચાલતા હતા. મજબૂત બાંધાનો એક માણસ રથની આગળ બેસી આ રસ્તામાં રથને સંભાળપૂર્વક હાંકતો હતો. રથ ધીમે ધીમે શિવાલયના આગળ આવી પહોંચ્યો કે તરત તેમાં બેઠેલી બાળાઓ નીચે ઉતરી ઉભી રહી. બન્ને બાળાઓમાંની એક વિશેષ કોમળ અને સુંદરતાની દેવી સમાન મનોહર જણાતી હતી. સ્વર્ગમાંથી વિહાર કરવાને જાણે અપ્સરાઓ ઉતરી આવી ન હોય એવો દેખાવ તે વખતે થઈ રહ્યો હતો. તે સુંદરતાની દેવીએ તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવી સાથે આવેલા સ્વારોમાંથી એકની સામે જોઈ કહ્યું:–"બહાદુરસિંહ! તમે સર્વ સાથે અહિં ઉભા રહો, અમે મહાદેવનાં દર્શન કરી પાછાં આવીએ છીએ. અમને પાછાં ફરતાં વિલંબ થાય તો અકળાશો નહિ હોકે?" કહી તે ચાલાક બાળા પોતાની સાથેની સખીનો હાથ પકડી શિવાલય તરફ ચાલી.

આ બંને બાળાઓમાંથી જે વધારે સ્વરૂપવાન હતી તે રત્નગઢના મહારાજા ચંદ્રકેતુની રાજકન્યા હતી. તેનું નામ રંભાકુમારી હતું અને તેની સાથે આવેલી બાળાનું નામ સુમન હતું. તે પ્રધાનની પુત્રી હતી. બંને બાળાઓ શિવાલયની અંદર જઈ શંકરને પ્રણામ કરી થોડીવાર ત્યાં ઉભી રહી, અને પોતાની મનોકામના પૂર્ણ કરવાની પ્રાર્થના કરી બહાર નીકળી. સુમને ઝટ આગળ ચાલવા માંડયું એટલે તેને અટકાવી રંભા કોમળ અવાજે કહેવા લાગી:–"સુમન! આટલી બધી ઉતાવળી શાને દોડે છે? ઉભી રહે, જોને આ પર્વત–પ્રદેશ અત્યારે કેવો રમણિય લાગે છે?"

સુમન ઉભી રહી અને કંઈક વિચાર કરીને બોલી:–"બહેન! આજે મને તમારૂં બોલવું કાંઈક ભેદ ભરેલું લાગે છે. આવા રાત્રિના સમયે જ્યારે બળવાન માણસો પણ આ વિકટ પર્વત–પ્રદેશનો ત્યાગ કરી ચાલ્યા જાય છે ત્યારે તમે આ સ્થળે આવવા નીકળ્યાં, તેથી મને

તો તેમાં તમારો કંઈક ગુપ્ત હેતુ હોય એમ સમજાય છે! શું આ સ્થળે કોઈને મળવાનું વચન તો આપ્યું નથીને?"

"નારે, બહેન ના, એવું તો કાંઈજ નથી; પણ....." એટલું કહી આગળ બોલવા જતી રંભા અટકી.

આથી સુમનના વ્હેમમાં વધારો થયો ને તે બોલીઃ—"કાં બહેન! 'પણ...' કહીને કેમ અટકી ગયાં? તમે હઠ કરીને અહિં આવવાની જ્યારની માતાજી પાસેથી રજા મેળવી છે ત્યારની હુંતો તમારા હૃદયની વાત સમજી ગઈ છું. બહેન! ચાલો, આમ અધીરાં થયે કંઈજ વળવાનું નથી. જેને મળવાને માટે તમે આટલાં બધાં આતુર થઈ રહ્યાં છો તેનું મિલન અત્યારે થાય એમ જણાતું નથી."

"તું શા માટે મારી પાછળ પડી મને અકળાવે છે?" રંભાએ ગુસ્સે થઈ કહ્યું.

"અરે વાહરે! તમે પણ ગળે પડો એવાં જણાઓ છો? શું હું તમને અકળાવી અધીરાં બનાવું છું? મનમાં તો વિચારી જુઓ કે હું અકળાવું છું કે તમારૂં યૌવન તમને અકળાવી સતાવે છે?" સુમને હસતે ચ્હેરે કહ્યું.

"ખરેખર, સુમન! તું ઘણી ચતુર છે. ત્હેં મ્હારૂં અંતર બરાબર પારખ્યું છે. હું મારા પ્રેમીને મળવા અહિં આવી છું. વ્હાલી સુમન! હું તે રસિયાને જોઈ ગાંડી બની છું. તે ચતુર રાજકુમારે મારા હૃદયની ચોરી કરી છે. સખી! તેમણે મને આ સ્થળે અને આ સમયે મળવાનો સંદેશો કહાવ્યો છે. મારા આખા શરીરમાં તેમના આવવાના ભણકારા વાગી રહ્યા છે. ચાલ બહેન! આ શિવાલયની પાછળ આવેલા એકાન્ત સ્થાનમાં બેસી તેમના આગમનની પ્રતિક્ષા કરીએ." કહી રંભા સુમનનો હાથ પકડી તેને તે તરફ ખેંચી ગઈ. ત્યાં પડેલી એક મ્હોટી શિલા પર બેસી સુમને રંભાને પૂછ્યું—"બહેન શું રણજીતસિંહે આ સ્થળેજ આવવાનું કહેવરાવ્યું છે?"

"હા, તેજ કારણથી હું આ સમયને રમ્ય ગણી અત્રે તેને મળવા આવી છું. પ્રેમની તાલાવેલી ઓરજ છે. તે ઘોર જંગલમાં પણ

મંગલ કરે છે ને ભયભીત થએલાને અભય બનાવે છે! મારી વ્હાલી સુમન! પ્રેમ કેવી અજબ વસ્તુ છે તેની તને પણ થોડા વખતમાંજ ખબર પડશે. પૂર્વના સંસ્કારથી તું પણ કોઈ રસભોગી ભ્રમરની પાછળ ઘેલી બની જઈશ!" રંભાએ મર્મ પ્રહાર કર્યો.

"અરે વાહરે રંભા બહેન! તમે તો અત્યારથીજ પ્રેમની શાળામાં પહેલે નંબરે પાસ થએલાં જણાઓ છોને! પણ જો જો હોં! પ્રેમમાં પસ્તાવું ના પડે?" સુમને કહ્યું.

"મ્હેં રણજીતસિંહને મનથી મ્હારો માન્યો છે. સમય આવ્યે હું તેના હૃદયનીજ રાણી થઈશ: પછી મારે શી રીતે પસ્તાવું પડશે?" રંભાએ કહ્યું.

"તમારાં બંનેનાં લગ્ન થવાં અસંભવિત છે, કારણ કે રણજીત-સિંહ અંગારસિંહનો પુત્ર છે તે વાત મહારાજા ચંદ્રકેતુ સારી રીતે જાણે છે." સુમને નવી વાત જણાવી.

"શું રણજીત મારે લાયક નથી? શું તે એક સત્તાધિશ રાજાનો કુમાર નથી? શું તે સર્વગુણસંપન્ન નથી?" રંભા બોલી ઉઠી.

"બહેન! અકળાઓ નહિ, ધીરાં પડો. તમારી જોડીને લાયક રણજીત સિવાય બીજો એકકે ચૌદ ભુવનમાં પણ જડે એમ નથી. રણજીતસિંહ અને અંગારસિંહમાં આસમાન જમીનનો ફેર છે. જ્યારે પિતા એક સત્તાધિશ રાજા થઈ કુમાર્ગે દોરાય છે ત્યારે તેનો પવિત્ર પુત્ર સારી રીતે પ્રજાનું પાલન કરીને પોતાની ઉજ્વળ કીર્તિ ચારે દિશામાં ફેલાવે છે; એ હું પૂર્ણ રીતે જાણું છું: પણ મહારાજા તો એમજ માને છે કે, "જેવો પિતા એવો પુત્ર" એ કારણથી તમારાં બન્નેનાં લગ્ન થવાં મુસ્કેલ છે." સુમને જણાવ્યું.

"હું પણ સમજુ છું કે પિતાજી તેના ગુણ દોષની પરીક્ષા કર્યા વિના મને પરણાવશે નહિ. મારા રણજીતે તેનાજ શ્રીમુખે મને કહ્યું હતું કે હું તમારા પિતાના સ્વમુખેજ હા પડાવી તમારૂં પાણી-ગ્રહણ કરીશ. વ્હાલી સખી! મારો રણજીત બળ અને ગુણમાં સુવિખ્યાત છે. તેની પ્રસંશા સર્વ રજવાડામાં થાય છે. મારા પિતાને

પણ થોડા સમયમાં તેના ગુણની ખબર પડશેજ અને પછી આપો-આપ તેઓ મને ધામધુમથી તેની સાથે પરણાવશે. સુમન, હું પરણીશ અને તું રહી જઇશ એથી મને ઘણું લાગી આવશે હોંકે ?" કહી રંભાએ સુમનના ગળામાં હાથ નાંખ્યો.

આકાશમાં ચંદ્રદેવ ક્યારનાએ પ્રકાશી રહ્યા હતા. તેમની ઉજ્વળ રૂપેરી ચંદ્રિકા ચારે તરફ ચાદરની માફક છવાઇ ગઇ હતી. સમય વધારે વિતતાં સુમન અકળાવા લાગી અને તેના મનમાં ભયનો ભાસ થવા લાગ્યો. રાજેશ્વર મહાદેવથી તેમનું રત્નગઢ નગર ત્રણ માઇલ દૂર આવેલું હતું. પ્હાડી પ્રદેશમાં હિંસક પ્રાણીઓ રાત્રિ જામતાં દોડા-દોડી કરશે તેનું રાજકુમારીને તો પ્રેમની લગનીમાં કશું ભાન નથી: પણ મહારાજા ગુસ્સે થશે વગેરે વિચારોથી સુમન મનમાં મુઝાતી હતી. તેણે થોડો સમય શાન્ત બેસી રહી કહ્યું:—"બ્હેન ! હવે આપણે ચાલીશું ?"

"શું રણજીતને મળ્યા વિના આપણે ચાલ્યાં જઇશું ?" રંભાએ ગળગળે સાદે કહ્યું.

"ત્યારે શું તેની રાહ જોઇને આખી રાત અહિં બેસી રહીશું ? તમારા રણજીતનો આવવાનો સમય થઇ ગયો છે. તે કાંઇ કામમાં રોકાઇ ગયા હશે અને તેથીજ અહિં આવી શકયા નહિ હોય. ચાલો ફરીથી જોઇ લેવાશે." કહી સુમન ઉભી થઇ.

"સુમન ! સબુર કર, થોડીવાર ધીરજ ધરી ઉભી રહે. મારો રણજીત અસત્ય ઉચ્ચારે કરેજ નહિ. તે આ સ્થળે આવ્યા વિના રહેશેજ નહિ. કદાચ તેને અહિં આવતાં માર્ગમાં કાંઇક વિઘ્ન નડ્યું હશે !" રંભાએ રસ્તા સામે દૃષ્ટિ કરી કહ્યું.

"અરે વિઘ્ન તો શું નડે, પણ એ વીર પુરૂષ કયાંક ગમ્મતમાં ચઢી ગયા હશે અને પછી તમારૂં સ્મરણ થતાં અહિં આવવાને તૈયાર થયા હશે ! વળી રાત્રિ પડી જવાથી મને લાગે છે કે અહિં આવતાં અટકી પડયા હશે !" સુમને રંભાને સમજાવવા માંડયું.

"રણજીત એક વીર યોદ્ધો છે. તે મહાન્ વનરાજને એક

મૂક્કીથી પૂરો કરી નાંખે તેમ છે. તે સમર્થ વીર મને મળવાને ભયંકર રાત્રે પણ દોડી આવે તેમ છે. જો, જો આ સામેની ઝાડીમાં કંઇક ખડખડાટ થાય છે. રણજીતના ઘોડાની પડઘી સંભળાય છે." રંભાએ હાથ લાંબો કરીને જણાવ્યું.

સુમન એ તરફ જોઇ રહી. તેને દૂર ઝાડીમાંથી એક ઘોડેસ્વાર ચંદ્રના અજવાળામાં ઉતાવળથી ચાલ્યો આવતો જણાયો. થોડીક નજીક આવતાંજ રંભા તેને ઓળખી આનંદથી બૂમ પાડી બોલી ઉઠી:—"સુમન ! એજ મારો રણજીત ! !"



૨

## પ્રેમ પ્રવાહ.

રમણિય મ્હેં નિહાળ્યો, એ રાજવંશી રૂપાળો;
મદન સમ સ્વરૂપે, પ્રિય આવે છે ચાલ્યો.

"સુમન તું થોડીવાર દૂર ઉભી રહે. રણજીત તને જોઇ શરમાશે." કહી રંભા સુમનની સામે જોઈ રહી.

"બસ, એટલીજ વાર કે ! વાહરે રંભા બહેન ! તમે તો પૂરેપૂરાં સ્વાર્થી નીકળ્યાં." કહી સુમન તેની સામે જોઇને હસવા લાગી. ઘોડેસ્વાર થએલો રણજીત ત્યાં આવી ઘોડા પરથી નીચે ઉતર્યો; અને રંભાની સાથે બીજી બાળાને જોઇ મનમાં ક્ષોભ પામી દૂર જઇને ઉભો. રંભા પણ તેને જોઈ શરમાઈ ગઈ. વ્હાલાની પ્રેમધુન મચાવનારી બાળા મનમાં શરમાતી શરમાતી, આડી નજરે સુમન અને રણજીતના સામે જોવા લાગી. સુમન અહિંથી જાય તો ઠીક એમ તેના મનમાં હવે થવા લાગ્યું.

બન્નેને શરમાતાં જોઈ સુમને ત્યાંથી દૂર જવાનું વિચારી રંભાની પાસે આવી કહ્યું:—"બહેન ! હું બહાદુરસિંહને રથ જોડવાનું કહેવા જાઉં છું: તમે જલ્દીથી રણજીતકુમારને મળી લ્યો: કારણ કે હું તરત પાછી આવનાર છું ને તેથી કદાચ તમારા પ્રેમમાં વિક્ષેપ પડે !" એમ કહી તે ત્યાંથી હસતી હસતી ચાલી ગઇ.

રંભા તેની પાછળ જોઇ રહી. સુમન દેખાતી બંધ થઈ એટલે રંભાએ દૂર ઉભેલા રણજીત સામે નજર કરી; પણ પ્રિયને સ્વમુખે બોલાવવાનું સાહસ તે કરી શકી નહિ. યૌવનના પ્રથમ પગથીએ ચઢેલી નિર્દોષ બાળા ટગર ટગર રણજીતના સામે જોઈ રહી. મનમાં બોલવાની ઇચ્છા ઘણી હતી છતાં હૃદય દબાઇ જતું હતું. તેણે પ્રથમ બોલવાને માટે ઘણો પ્રયત્ન કર્યો પણ તે બોલી શકી નહિ.

રણજીત તેની આ દશા અવલોકી રહ્યો હતો. ચંદ્રના સ્વચ્છ પ્રકાશમાં ઉભેલી ગૌરવદની રંભાના દિદારનાં દર્શન કરતો રણજીત અલૌકિક આનંદ અનુભવવા લાગ્યો; અને પછી તે સ્વગત બોલી ઉઠ્યો:—" અહા ! વ્હાલી રંભાના રૂપ સૌન્દર્યથી આ શશી પણ કેવો ઝાંખો થઇ મનમાં ક્ષોભ પામે છે ! અહા રંભા ! તું સ્વર્ગની દેવી છે; સ્વરૂપમાં મેનકાનું પણ ભાન ભૂલાવે એવી છે. " અહા ! !

" દેખું ચંચળ પ્રેમથી ચળકતાં, ચક્ષુ વિલાસે રમે,
ગાલો ગુલાબી રંગ સમ, શ્વાસે સુગંધી ગમે;
શોભે સિંહ કટી મુખ શશી સમ, ગજ ગમની છે ગતિ,
દેખી હરખુ હું પ્રિયા મુજ તણી રંભા સમી દિસતી. "

" ચાલ, અધીરા મન ચાલ, એ સુંદરતાની દેવી પાસે જઇ તારાં નેત્રને તૃપ્ત કર. " એમ બોલી રણજીત રંભાની પાસે આવ્યો.

તેને જોતાંજ રંભાએ શરમાઇને મુખ બીજી બાજુએ ફેરવી દીધું.

રણજીતે તેનો કોમળ કર પકડી કહ્યું:—" વહાલી ! આ દર્શનાભિલાષીને તમારા મુખદર્શનથી શા માટે વિમુખ રાખો છો ? શું મારાથી કાંઇ અપરાધ થયો છે ? "

" હાજી, કંઇક એવુંજ થયું છે. " રંભાએ બળાત્કારે બોલી દીધું.

" જો એમ હશે તો આ સેવક ગુન્હાની શિક્ષા સહન કરવાને તૈયાર છે. બોલો, બોલો, એવો તે મારાથી શું અપરાધ થયો છે ? " કહી રણજીત તેની સામે જઈ ઉભો.

રંભાએ સાડીના છેડાથી પોતાનું મુખ ઢાંકી દીધું.

રણજીતે સ્વહસ્તે સાડીના છેડાને દૂર કરી કહ્યું:—" રંભા !

આજે આ શું કરે છે ? મીઠી મીઠી વાતો કરવાને બદલે તું આમ શાને રીસાય છે ?"

"ત્યારે શું કરૂં ? આજ તો મને તમારી ઉપર એવો ગુસ્સો આવ્યો છે કે તમને કોઈ દિવસ બોલવુંજ નહિ; પણ કોણ જાણે કે શાથી તમને જોતાંજ મારો એ ગુસ્સો ચાલ્યો ગયો છે. વ્હાલા રણજીત ! આજે તમે મને ઘણી અકળાવી છે. તમે સમી સાંજે મળવાનું કહેવરાવી અત્યાર સુધી આ ભયાનક સ્થળે મને રોકી છે આને માટે હું મારાં માતા–પિતાને શું જવાબ આપીશ તેનો તો વિચાર કરો !" કહી રંભા રોષયુક્ત નેત્રે રણજીતના સામે જોઇ રહી.

"મારી હૃદય દેવી ! થયેલા અપરાધની હું ક્ષમા માગું છું. હું તમને કહેવરાવ્યા મુજબજ અચળગઢથી નીકળ્યો હતો; પણ માર્ગમાં એક વાઘે એક ગરીબ હરણી પર હલ્લો કર્યો તેથી તે વાઘનો નાશ કરી બિચારી હરણીને બચાવવામાં મને આટલો વિલંબ થયો હતો. મનમોહિની ! ગભરાશો નહિ, હું તમારી સાથે રત્નગઢ આવીશ અને મહારાજાને મળી તમારો ભય દૂર કરીશ. બોલો બીજું કાંઇ ?" રણજીતે જણાવ્યું.

પોતાના શબ્દોથી રણજીતને કાંઇક ખોટું લાગ્યું છે એમ ધારીને રંભા ગળગળી થઇ ગઇ અને તેને કહેવા લાગી—"વ્હાલા ! દુઃખ લાગ્યું હોય તો ક્ષમા કરજો. તમારા પ્રેમમાં હું દિવાની બનેલી છું તેથી મને બોલવાનું અત્યારે કાંઈ ભાન નથી. વ્હાલા રણજીત ! હજી તમે ક્યાં સુધી મને ટળવળાવશો ? બોલો, મારા મનમોહન બોલો ! તમે મ્હારો ક્યારે સ્વિકાર કરશો ?"

"રંભા ! આજે તારૂં બોલવું જુદાજ પ્રકારનું છે. શું તું નથી જાણતી કે તારી પ્રેમ–મૂર્તિ આ હૃદયમાં ક્યારનીએ વસી રહેલી છે. પ્રિયતમા ! પ્રેમમાં સાહસ કરવાથી વિપરીત પરિણામ આવે છે. સમય આવતાં સુધી શાન્તિ ધારણ કરવાથી સ્વર્ગ સુખ ભોગવાય છે. રંભા ! મારો વિચાર તમારા નગરમાં મહેમાન થઇને આવવાનો છે. તેને માટે હુ તમારા પિતાની આજ્ઞા માગીશ. તમારા પિતાની આજ્ઞા

મળતાં હું રત્નગઢ આવીશ અને ટુંક સમયમાં મહારાજાને પ્રસન્ન કરી તમારી માગણી કરીશ: પણ તારા હૃદયના પ્રેમમાં કંઇક કુતુહલ ન જાગે એની સંભાળ રાખજે !" રણજીતે હાસ્ય કરી કહ્યું.

"એટલે ! મને સ્પષ્ટ સમજાવો કે તમારા આશયોના ભાવાર્થ શું છે !?" રંભાએ ચમકીને પૂછ્યું.

"મારો કહેવાનો ભાવાર્થ એ છે કે સ્ત્રીયોનાં મન ચંચળ હોય છે તેથી તેમના મનને ફરતાં વાર લાગતી નથી. મારી રંભા..." રણજીત આગળ બોલે એ પહેલાં તો રંભા રડી પડી. રણજીત મનમાં પસ્તાયો અને મૃદુ અવાજે બોલ્યોઃ—

"રંભા આ શું ? હું તારી મશ્કરી કરૂં છું તેમાં આટલું બધું ઓછું શાને લાવે છે ? લે શાન્ત થા હવેથી હું એવું નહિ કહું." કહી રણજીત તેનાં અશ્રુ પોતાના રૂમાલે સાફ કરવા લાગ્યો

રંભા તેના ખભા પર માથું નાંખી બોલીઃ—"આટલા બધા દિવસોનો સમાગમ છે છતાં મારા પ્રેમમાં તમને સંશય આવ્યો તે મારા ભાગ્યનોજ દોષ છે. રણજીત ! તમારા મનમાં ગમે એમ હો, પણ મેં તો આ દેહ તમનેજ અર્પણ કર્યો છે. આખા શરીરમાં ફરતું રૂધીર તમારા પ્રેમના પરિબળેજ ઝપાટાબંધ ફરે છે."

"રંભા શાન્ત થા. આજે તારી પરિક્ષા થઈ ચૂકી છે. હું તારોજ છું. મારો પ્રાણ જતાં પણ તારા ઉપરનો પ્રેમ તૂટનાર નથી. મારી દેવી ! આ રણજીતના હૃદયમાં તારી પ્રતિમા સિવાય બીજું કાંઈજ નથી." કહી રણજીતસિંહે તેને પોતાની નજદીક ખેંચી.

રંભા લોહચુંબકની માફક ખેંચાઇ રણજીતની પાસે ઉભી રહી. બન્નેના આનંદનો પાર રહ્યો નહિ. એવામાં રંભા બોલીઃ—"કાં હવે શું વિચાર છે ? નગરમાં આવવું છે કે બારોબાર ચાલ્યા જવું છે ?"

"તે તમારા આત્માને પૂછી જુઓ. ક્ષત્રિયવીર વગર આમંત્રણે પરાયા નગરમાં કેવી રીતે આવી શકે ?" રણજીતે કહ્યું.

"અરે વાહરે ! આવું મીઠું મીઠું બોલતાં ક્યારના શીખ્યા છો ? વ્હાલા ! ચાલો ! આપને આમંત્રણની જરૂર નથી. આમંત્રણ કરનાર

પાસેજ છે. મારૂં કહેવું માન્ય કરી મારા મહેલે પધારો અને આજની રળીયામણી રાત મારી મહેમાની સ્વિકારો." કહીને રંભાએ તેનો હાથ પકડયો.

પોતાના હાથને ધીમેથી છોડાવતાં રણજીત બોલ્યોઃ—"રંભા ! તું ડાહી છે. સાંભળ ! હું અત્યારે તારી સાથે આવું ને જો કોઇ જાણે તો તારા અને મારા માટે તે કેવું બોલે ? તેનો વિચાર કર. આપણે હજી અવિવાહીત છીએ. હું થોડા સમયમાંજ તારા નગરમાં આવનાર છું. સુંદરિ ! તેટલો સમય ધીરજ ધરીને રહે. પરમાત્મા આપણા પ્રેમથી પ્રસન્ન થઈ આપણી મનકામના પૂર્ણ કરશે. રંભા ! હવે મને રજા આપ ને તું પણ જા; ઘણું મોડું થયું છે."

"વ્હાલા ! ઉભા રહો, જવાય છે; એટલીવારમાં આમ તરછોડીને શા માટે ચાલ્યા જાઓ છો. બેસો ! બેસો ! જવાય છે." કહી રંભાએ રણજીતનો હાથ પકડી પોતાની જોડે તેને શિલા પર બેસાડયો.

તેની આજની વર્તણુંકથી રણજીતે આશ્ચર્ય પામીને પૂછ્યું:— "સુંદરિ ! આજે તારા હૃદયમાં શું છે તે સમજવું મુશ્કેલ છે. કહે, સત્ય કહે કે આજે ત્હેં શું ધાર્યું છે ?"

શું તમારે તે જાણવું છે ? લ્યો ત્યારે સાંભળો:—

અવતાર લીધો અવનિ ઉપર, રસવા કુંવર નિહાળીરે;
પ્યારની પ્યારી થઈ વનવાસી, આવી છે આંખડિ ઢાળીરે.
ફરતાં ફરતાં શોધ આદરતાં, થયો મેળાપ તમારીરે:
કામણગારા કામણ કીધું, નેહ નિરખ્યો ન્યારીરે.

* * * * *

અનિરૂદ્ધ ઓખા તણું, અંતર જાણ્યું જેમ;
આ વનમાં ભેગા થઈ, તમે કર્યું પણ તેમ.
આપ્યું અનાયાસ અમૃત ચાખો,
કરો સફળ જનમારોરે..........અવતાર.

(રાજતરંગ)—થોડા ફેરફાર સાથે.

આમ બોલતાંજ રંભાએ રણજીતનો હાથ પકડયો પણ રણજીત

સમય સંભાળી ઉભો થઈ ગયો. પ્રેમમાં ગાંડી બનેલી બાળા રણજી તેની પાસે આવી કહેવા લાગીઃ—" વ્હાલા ! હજી જુદાઇ. શા માટે રાખો છો ? મારાથી દૂર શાને ખસી જાઓ છો ? "

" રંભા ! શાન્ત થા. પ્રેમને મર્યાદાની કાંઇક જરૂર હોય છે. તું અત્યારે પ્રેમમાં મસ્ત બનેલી છે. તને સારાસારનું ભાન નથી. શું તારે આવું પગલું ભરવું ઉચિત છે ? સુંદરિ ! વિચાર કર ! હજી આપણે અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીએ પરણવાનું બાકી છે. "

" તેથી શું થઈ ગયું. જ્યાં આપણું મન મળી ગયું ત્યાં પછી બાકી શું રહ્યું. વ્હાલા ! લગ્ન ભલેને ગમે ત્યારે થાય તેની મને પરવાહ નથી. સાંભળોઃ—

" દેહ જુદાઈ કર્યે શું થયું કદી મન જુદાં નથી તે ન થવાનાં;
આંખથી દૂર પડ્યાં પણ આપણ, અંતર યાદ કરી મળવાનાં.
પ્રેમ પરસ્પર જ્યાં જાગ્યો પછી, દેહ પડે જુદાંજ પડવાનાં;
કોપ ભલે આ ભાગ્ય કરે પ્રિય, એથી વધુ દુઃખ શાં પડવાનાં. "

કહી રંભા તેના પગ પાસે નીચે બેઠી.

રણજીત દયાર્દ્ર નેત્રે તેના સામે જોઇ રહ્યો. બન્નેની સ્થિતિ સમાન હતી. રણજીત વીર—ધીર હતો તેથી તેણે પગ પાસે બેઠેલી કુમારિકાનો હાથ પકડી કહ્યુંઃ—" રંભા ! ઉઠ સાવધ થા. સદ્ગુણી બાળાએ અયોગ્ય પગલું ભરી જીવન નષ્ટ કરવું ઉચિત નથી. "

રંભા ઉભી થઇ અને દીન વદને કહેવા લાગીઃ—" રણજીત ! મારો પ્યાર નિર્દોષ છે. હું તમને ચાહું છું. મારા શિરછત્ર આવો, અને આ શિલા પર બેસો. " કહી રંભાએ પુનઃ તેને પત્થર પર બેસાડયો.

રણજીતે ઉમળકાથી તેની પાસે બેસીને કહ્યુંઃ—" રંભા ! મને લાગે છે કે આજે તું ભ્રમિત થઈ ગઈ છે. "

રંભા ખડખડાટ હસી પડી. રણજીત તેના સામે જોઇ રહ્યો.

" વ્હાલા ! હું શાન્ત છું. તમે મને ગાંડી ગણી કાઢશો નહિ. પ્રિયતમની આગળ પ્રેમાભિલાષિ બાળા આવી ગમ્મત ના મેળવે તો ક્યાં જઈ મેળવે ? વ્હાલા રણજીત ! આજે મારા આનંદની અવધી

નથી. મારા પ્રાણાધાર ! હું તમને જોઈ ગાંડી-ઘેલી બની જાઉં છું." કહી પુનઃ તે બોલવા લાગી:-

" કહો મારા નયન સલુણા શ્યામ,
તમને........શું કહીને બોલાવું; (૨)
અનુપમ છો ઉપમા શી આપું, (૨)
દેવ હૃદય મંદિરનાં સ્થાપું.
અંતરના આ...રામ.............તમને. "

માલતી-માધવ.

આમ બોલતી રંભાએ પ્રેમાવેશથી રણજીતના ચરણમાં પ્રણામ કર્યા. રણજીતે તેને ઉભી કરતાં કહ્યું:-" રંભા ! ઘણુંજ મોડું થઇ ગયું છે માટે હવે નગરમાં જાઓ." રંભા કંઇ બોલી નહિ. એ અરસ્સામાંજ દૂરથી કોઇનો કોમળ સૂર સંભળાયો.

પ્રેમી પ્રેમ તજો હવે, ફરી મળજો શુભ કાળ;
દુરીજન છે આ જગત્‌નાં, માથે મૂકશે આળ.

" ખરેખર આ સંબોધન આપણે માટેજ છે. આપણને ચેતાવવા કોઈ સુજ્ઞજને કૃપા કરી છે. રંભા ! હું હવે જાઉં છું." કહી રણજીત જવાને ઉભો થયો કે તરત સુમન ત્યાં આવીને ઉભી રહી. તે અત્યાર સુધી છૂપાઇને બન્નેનો પ્રેમાલાપ સાંભળતી હતી. તેણેંજ ઉપરોક્ત શબ્દોથી બન્નેને છૂટાં પડવાનું સૂચન કર્યું હતું. રંભા અને રણજીત તેને જોઇ શરમાયાં. સુમન તેમની નજીક જઇ કહેવા લાગી:-" તમે બન્ને સદ્‌ગુણી છો, તમારો પ્રેમ જોઇ હું આજે પ્રસન્ન થઇ છું. રંભા બહેન પ્રેમની શાળામાં પહેલવહેલાં પ્રવેશ કરતાં હોવાથી સાહસિક થાય એમાં નવાઈ નથી; પણ આ એકાન્ત પ્રસંગે વીર રણજીતસિંહ તમે જે ધૈર્ય અને શાન્તિ ધારણ કરી તેમને શુભ શીખામણ આપી કૃતાર્થ કર્યાં છે તે માટે હું કુમારશ્રીનો ઉપકાર માનું છું." કહી સુમને માથું નમાવી અભિવંદન કર્યું.

" સુમન ! હું તમારી રજા લઉં છું. રાત્રિ ઘણી ગઈ છે માટે તમે પણ તમારી સખીને લઈ નગર તરફ સત્વર વિદાય થાઓ; સાથે



"લ્યો હું જાઉછું." કહી રણજીત છલંગ મારી ઘોડેસ્વાર થયો: અને પુનઃ એકવાર રંભા સામે નિહાળી. પાનું ૧૩ મું.

કોઇ રક્ષક ન હોય તો ચાલો હું ગામ સુધી તમને પહોંચાડવા આવું."

"આપને એટલો બધો પરિશ્રમ લેવાની જરૂર નથી. અમારા એ સરદાર બહાર ઉભા છે. તમે ખુશીથી પધારો. રાત્રિનો સમય છે એટલે માર્ગમાં સંભાળીને જજો." સુમને જણાવ્યું.

"મારી ફિકર કરશો નહિ." કહી રણજીત ફાસના ઝાડના થડે બાંધેલા અશ્વ નજીક ગયો, અને તેને છોડી તેના ઉપર સ્વાર થયો. તે આગળ વધે એ પહેલાં રંભાએ સુમનને કહ્યું:—"સખી! તેમને એક વાર અહિં બોલાવ. હું તેમને એક અગત્યની વાત કહેવાનું ભૂલી ગઇ."

સુમને તરત હાંક મારી રણજીતને પાસે બોલાવ્યો. રણજીત ઘોડા સાથે તેમની પાસે આવી ઉભો. રંભા કંઇ પણ નહિ બોલતાં સુમનના મુખ સામે જોઇ રહી. સુમન તેના ભાવ જાણી દૂર જઇ ઉભી. રણજીતે બોલાવવાનું કારણ પૂછ્યું. રંભાએ અગત્યની વાત જણાવવાને બ્હાને તેને ઘોડા પરથી નીચે ઉતાર્યો. રણજીત તેની છેક નજીક જઇ ઉભો. રંભાએ હસતે વદને તેની પાસે જઇ કાનમાં કહ્યું:—"જો જો મને ભૂલી ના જતા."

"બસ, આ વાતજ કહેવી હતીને?" રણજીતે પૂછ્યું.

"હા, એ વાતમાંજ મારૂં સર્વસ્વ સમાએલું છે." રંભાએ કહ્યું.

"સુંદરી! સંશયયુક્ત શાને થાઓ છો? આ રણજીતની હૃદય-દેવી રંભાજ છે." બોલો બીજું કાંઇ કહેવું છે?

"હા."

"શું કહેવું છે?"

"આમ પાસે આવો અને તમારા બન્ને હાથ મારા હાથમાં મૂકો?" રણજીતે એમ કર્યું.

રંભાએ પ્રિયતમના કોમળ હાથ પર ચુંબન કરી મૂકી દીધા.

"લ્યો, હવે હું જાઉંછું." કહી રણજીત છલંગ મારી ઘોડેસ્વાર થયો; અને પુનઃ એકવાર રંભા સામે નિહાળી તેણે અશ્વને પૂરપાટ દોડાવી મૂક્યો. સુમન પાસે આવી. રંભા જતા રણજીતને જોઇ રહી. ચંદ્રની શ્વેત ચાંદનીમાં રણજીત જોતજોતામાં ઘણે દૂર નીકળી ગયો.

ધીમે ધીમે તેના ઘોડાની પડઘીઓ પણ સંભળાતી બંધ થઇ. રંભા અને સુમન ત્યાંથી ચાલી બહાર આવ્યાં. રાત્રિ ઘણી વહી ગઈ હતી. મહારાજા જાણશે તો મહા ઉત્પાત થશે, આમ તર્કવિતર્ક કરતી સુમને સાથે આવેલા સરદારોને આજની વાત કોઇને પણ જણાવવી નહિ એમ કહી વચનથી બાંધી લીધા. સુમને રથ હાંકનારને મહેલની પાછળ રથને ઉભો રાખવાની સૂચના આપી. બરાબર મધ્યરાત્રિએ મહેલની પછવાડે આવેલા એક ગુપ્ત દ્વાર આગળ રથ લાવી થોભાવ્યો. સર્વને ગૂપચૂપ જવાની આજ્ઞા આપી રંભા સુમનનો હાથ પકડી નીચે ઉતરી અને યુક્તિથી ગુપ્ત દ્વાર ઉઘાડી મહેલમાં દાખલ થઈ.



૩

## નરપિશાચ.

લલના લક્ષ્મીના લોભથી, વેરાન ભૂમિ આ થઇ;
કપાઇ મુઆ કૈંક વીર યોદ્ધા, દુઃખી ભારત હા થઇ.

સુમન અને રંભા ગૂપચૂપ મહેલમાં ગયાં, અને આડીઅવળી વાતો કરી નિદ્રાધીન થયાં. આ વખતે મધ્યરાત્રિ થઇ હતી તેથી શશીકાન્ત પૂર્ણ તેજમાં પોતાની સ્વચ્છ ચંદ્રિકા ચારે તરફ ફેલાવી રહ્યા હતા. પર્વતના પત્થરો ચંદ્રિકાના તેજથી સફેદ જણાતા હતા, અને હિંસક પ્રાણીઓ શીકારની શોધમાં દોડાદોડી કરી રહ્યાં હતાં. આ સમયે રાજકન્યા અને સુમન જે મહેલમાં નિદ્રાધીન થયાં હતાં તે મહેલની પશ્ચિમ દિશાએ દૂર આવેલા એક ઉંચા પર્વત ઉપરથી બે ઘોડેસ્વારો ધીમે ધીમે નીચે ઉતરતા જણાતા હતા. બન્ને સ્વારોએ તેમના શરીર પર કાળાં વસ્ત્ર પહેરેલાં હતાં. મુખ ઉપર બુકાનીયો બાંધી દીધી હતી ને હાથમાં ભાલા પકડેલા હતા. તેમણે પહેરેલા પહેરવેશ ઉપરથી તેઓ બીહામણા અને ભયંકર કાર્ય કરનાર હોય એમ જણાતા હતા. બન્ને જણા ધીમે અને સંભાળપૂર્વક ઘોડાઓને પર્વત પરથી નીચે ઉતારતા હતા. તેઓ કોણ હશે એવી આ સમયે કલ્પના પણ કરવી મુશ્કેલ હતી. થોડીવારે તેઓ પર્વત પરથી ઉતરી નીચે આવ્યા અને

એકવાર આસપાસ દ્રષ્ટિ કરી રાજકન્યાના મહેલ તરફ ઘોડાઓને ચલાવ્યા. રાજકુમારીના મહેલની આસપાસ મજબૂત કોટ આવેલો હતો. તેના દરવાજાની બારી આજે દૈવવશાત્ ખુલ્લી રહી ગઇ હતી. મહેલની આ તરફનો ભાગ હમેશાં જનશૂન્ય રહેતો હતો, એટલે ઘણી રાત જવાથી માતા-પિતા લઢશે એ ભયથી સુમન અને રંભાએ આ નિર્જન સ્થાને થઇનેજ મહેલની અંદર પ્રવેશ કર્યો હતો. અંદર જવાની ઉતાવળમાં સુમન આ દરવાજાની બારી અને મહેલનું પાછળનું બારણું બરાબર બંધ કરવાનું ભૂલી ગઇ હતી. તેમની આ ભૂલનું કેવું ભયંકર પરીણામ આવે છે તે હમણાંજ જણાશે. મહેલ સમિપ ચાલી આવતા ઘોડેસ્વારો પેલી ખુલ્લી બારી આગળ આવી અટકયા અને નીચે ઉતરી ઘોડાઓને ઝાડના થડે બાંધી બારી વાટે અંદર પેઠા. તેઓ થોડીવારમાં મહેલના પેલા ગુપ્ત દ્વાર આગળ આવી પહોંચ્યા એટલે મહેલ સામે નજર કરી તેમાંના એકે બીજાને પૂછ્યું:-" કાં ! આ એજ મહેલ કે ?"

હા, હવે આપ અંદર પધારો અને ધારેલી વસ્તુને લેઇ જલ્દી બહાર આવો; કારણ કે પહેરેગીર સિપાઇઓ જો રોન ફરતા ફરતા આ તરફ આવી ચઢશે તો આપણી કરી મહેનત બરબાદ જશે. "ઠીક, તું અહિંજ ઉભો રહેજે અને હું અવાજ કરૂં કે તરત અંદર આવજે." કહી તેણે મહેલનું બારણું ધકેલ્યું. ખાલી બંધ કરેલું બારણું તરત ઉઘડી ગયું. વગર મહેનતે દ્વાર ઉઘડવાથી તેના આનંદનો પાર રહ્યો નહિ. તે ઉતાવળો પગ ઉપાડી સાવચેતીથી અંદર ચાલવા લાગ્યો. મહેલમાં થોડે થોડે અંતરે ઝાંખા દિવા પ્રકાશી રહ્યા હતા. તે માણસ થોડીવારમાં રંભા અને સુમન સૂતાં હતાં ત્યાં આવીને ઉભો રહ્યો. ત્યાં આગળ એક બત્તી ઝગઝગાટ સળગી રહી હતી. તેનો પ્રકાશ બન્ને બાળાઓના ગૌર મુખ પર પડતો હતો. બત્તીના તેજથી એ ગૌરાંગનાઓ નિદ્રામાં પણ વિશેષ સુંદર જણાતી હતી. બન્નેના મુખ સામે જોતાંજ ત્યાં ઉભેલો પુરૂષ સજ્જડ ઠરી ગયો. તે પોતાના ભાગ્યની નિંદા કરવા લાગ્યો અને ઇશ્વરે મને આવી સુંદરીઓથી આજ પર્યંત

શા માટે દૂર રાખ્યો હશે ? એમ બોલીને તે ભગવાનને દોષ દેવા લાગ્યો. તે એકી નજરે બન્ને બાળાઓના રૂપ સૌંદર્યનું અવલોકન કરી રહ્યો હતો. અંત તે સ્વગત બોલી ઉઠ્યો કેઃ—" બસ ! આજે મ્હેં પરમેશ્વરની મોટામાં મોટી ભૂલ સુધારી છે. આ સુંદર રમણીઓ નિહાળી મારૂં મન ચકડોળે ચઢયું છે. મને લાગે છે કે આ કોઇ દેવાંગનાઓ હશે ! અહા ! ઉમ્રમાં પણ તેઓ કેવી મનોહર અને અલબેલી જણાય છે. આમાં સુંદરતાની મૂર્ત્તિ રંભા કયી હશે ? ' કહી તે પુરૂષ વાંકો વળી બન્નેનાં મુખ જોવા લાગ્યો. આ બન્નેમાં રંભા કયી હશે તે હું ઓળખી શકતો નથીઃ માટે હાલ તો આ બન્નેને લઈ જવી યોગ્ય સમજું છું. લાવ ત્યારે હવે શા માટે વાર કરૂં ? આમ બોલી તે નરાધમે પોતે ઓઢેલા ઝબ્બામાં હાથ ઘાલ્યો. તેણે ઝબ્બાનાં ત્રણ ચાર ખીસ્સાં તપાસ્યાં પણ જોઇતી ચીજ નીકળી નહિ. " નક્કી તે ચીજ તેની પાસે રહી " કહી તેણે ધીમેથી સંકેત ધ્વની કર્યો: જેના અવાજથી બહાર ઉભેલો પુરૂષ તત્કાળ ત્યાં આવી ઉભો રહ્યો. તેને જોઈ પેલા માણસે પૂછ્યું:—" પેલી શીશી કયાં છે ? "

" આ રહી, લ્યો " કહી તેણે ખીસ્સામાંથી એક નાની શીશી કાઢી તેના હાથમાં મૂકી. તે વિકરાળ દેખાવનો માણસ શીશીનું મુખ ખુલ્લું કરી નિદ્રાધીન બાળાઓની નજદીક આવી નીચે બેઠો; અને ધીમે રહીને શીશીવાળો હાથ પ્રથમ તેણે રંભાના નાક આગળ ધર્યો. અલ્પ સમયમાંજ રંભાએ બગાસુ ખાધું અને તેનું આખું શરીર બેશુદ્ધ થઈ ગયું. રંભા બેશુદ્ધ બની ગઈ તે પછી તરત તે માણસે શીશીનો ઉપયોગ સુમન પર કર્યો. સુમનની દશા પણ રંભાના જેવીજ થઇ ગઈ. ત્યાર બાદ શીશીનું મુખ બંધ કરી ખીસ્સામાં મૂકી દીધી. નીચે બેઠેલો માણસ ઉભો થયો, અને સાથેના માણસને પાસે બોલાવી કંઇક વાત કરી એટલે એકે રંભાને અને બીજાએ સુમનને ખભા પર ઉચકી લીધી. ધારેલું કામ નિર્વિઘ્ને સફળ થવાથી બન્નેના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ થોડાવારમાં મહેલની બહાર નીકળ્યા અને દરવાજાની બારી વટાવી ઘોડા પાસે આવીને ઉભા. બેશુદ્ધ બાળાઓને

જમીન પર સુવાડી તેમણે ઘોડાઓને ઝાડેથી છોડી તૈયાર કર્યા; અને પ્રથમ પ્રમાણે બન્ને બાળાઓને ઉપાડી યુક્તિસર ઘોડે સ્વાર થયા. ત્યાં વધારે વાર નહિ રોકાતાં બન્નેએ ઘોડાઓને પર્વત–પ્રદેશમાં મારી મૂકયા અને આવ્યા હતા એજ રસ્તે પ્હાડ પર ચઢવા લાગ્યા. તેમના ઘોડા મજબૂત અને પ્હાડી માર્ગથી ટેવાએલા હતા. બળવાન્ ઘોડાઓ તેમના સ્વારોને લઇ પર્વત પર ચઢી બીજી બાજુ ઉતરી ગયા. બીજી બાજુ નીચે ઉતરતાં સપાટ મેદાન આવેલું હતું. હવે ભય નથી, આપણે આપણી સરહદમાં આવી પહોંચ્યા છીએ એમ બોલીને બન્ને જણા મંદ ગતીએ અશ્વોને ચલાવવા લાગ્યા. આવી રીતે ચાલતા ચાલતા તેઓ એક નગર સમીપ આવી પહોંચ્યા. એ નગરનું નામ અચળગઢ હતું. તેમાં અંગારસિંહ નામક રાજા રાજ્ય કરતો હતો. રત્નગઢની રાજકન્યા રંભાકુમારીના હૃદયમાં રમી રહેલો રણજીતસિંહ આ અચળગઢના મહારાજા અંગારસિંહનોજ પુત્ર હતો. નગર હજી થોડે દૂર હતું પણ ચંદ્રના અજવાળાને લીધે દૂરથી નગરનાં ભવ્ય મકાનો જણાતાં હતાં. સુમન અને રંભાને ઉપાડી લાવનાર દુષ્ટો થોડેક દૂર જતાં એક મકાન આગળ આવી ઉભા. આ મકાન નિર્જન સ્થાનમાં આવેલું હતું. તેની આસપાસ ઘીચ ઝાડી આવેલી હતી. આ સ્થળે આવી તેઓ ઘોડા પરથી નીચે ઉતર્યા. બેશુદ્ધ બાળાઓને ઓટલી પર સુવાડી એક જણ ત્યાં ઉભો રહ્યો અને બીજો ઘોડાને બાંધવા મકાનની પાછલી બાજુએ ગયો. ઉભો રહેલો માણસ પોતાના કાર્યમાં સફળ થવાથી આનંદ પામી બન્ને સુંદરીઓના સામે વારંવાર જોતો હતો. એવામાં કંઇક ખડખડાટ થયો. તેણે ચમકીને આસપાસ જોયું પણ કાંઇજ જણાયું નહિ. ખાલી ભ્રમ ધારીને તે પુનઃ વાંકો વળીને બન્ને બાળાઓનાં મુખ જોવા લાગ્યો. એવામાં વળી પાછો કંઇક ખડખડાટ થયો. નક્કી આટલામાં કોઇક માણસ અગર જાનવર હોવું જોઇએ, લાવ તેની તપાસ કરૂં: કહી તે દશ કદમ ચાલીને સામેની ઝાડીમાં જોવા ગયો તો તેને એક અદ્‌ભુત દેખાવ જણાયો. તે દેખાવને જોતાંજ જો કે તે હિંમતવાન માણસ હતો તો પણ ધ્રુજી ઉઠયો.

આસપાસ ધીચ ઝાડો હોવા છતાં ચંદ્રનાં કિરણો તેમાં પ્રવેશવા પામ્યાં હતાં તેથી તે હિંમત રાખી આગળ વધ્યો અને સ્હેજ પાસે જઇને જુએ છે તો તેને જણાયું કે એક પ્રચંડ પુરૂષ કંઇક વિચારગ્રસ્ત ઉભો છે. તેનો મજબૂત અને ભરાવાદાર બાંધો તથા વીર વેષ જોઈ તે જોનાર પુરૂષ સ્તબ્ધ બની ગયો. તે પ્રચંડ પુરૂષની કમ્મરે લાંબી સમશેર લટકતી હતી. તે રાત્રિના પોશાકમાં હતો. તેનું માથું ખુલ્લું હતું તેથી વાળનાં જુલ્ફાં લટકતાં હતાં. તે કંઈક વિચાર અર્થે એ સ્થળે આવીને ઉભો હોય એમ અનુમાન થતું હતું. ઝાંખા પ્રકાશમાં દૂર ઉભેલા માણસે તેને ઓળખવાને ઘણાંએ ફાંફાં માર્યા પણ તે તેને ઓળખી શક્યો નહિ. એ અરસ્સામાંજ વિચારવશ ઉભેલા પ્રચંડ પુરૂષે કંઇક વિચાર આવતાં પૃથ્વી પર પગનો પ્રહાર કર્યો. તેના પગ પ્રહારથી ત્યાંની જમીન ધ્રુજી ઉઠી. તેની તરફ જોઇ રહેલો માણસ પણ અહિં વધારે વાર રોકાવામાં સાર નથી એમ ધારીને ત્યાંથી ચાલતો થયો, અને પુનઃ બેશુદ્ધ બાળાઓ પાસે આવ્યો. ઘોડા બાંધવા ગએલો માણસ ક્યારનોએ ત્યાં આવી તેને ખોળતો હતો. પછી બન્ને જણા મળી રંભા અને સુમનને ઉપાડી તે મકાનમાં ગયા. અંદર અંધારૂં ઘોર હતું; છતાં પણ તેઓ બન્ને બાળાઓને ખભા પર નાંખી આગળ ચાલવા લાગ્યા. અંતે તેઓ અંદરના એક વિશાળ ઓરડામાં આવી ઉભા. રંભાને ઉચકનારે તેને નીચે મૂકી દિવા સળગાવ્યો. દિવાના પ્રકાશમાં જોતાં તે વિશાળ ઓરડો રમણિય અને સર્વ સાહિત્યોથી ભરપૂર દેદિપ્યમાન જણાવા લાગ્યો. તે ઓરડામાં પડેલા એક મોટા કૉચ પર બન્ને બાળાઓને સુવાડવામાં આવી. તે પછી એ બન્ને જણાઓએ એક બીજાની સાથે કંઇક ધીમેથી વાતો કરી. વાતને અંતે એક જણ ત્યાંથી ઉભો થયો અને પાસેનું કબાટ ઉઘાડી અંદરથી એક નાની શીશી લઇ આવ્યો. તે શીશીમાં સાવધ કરવાની દવા હતી. "લ્યો હવે એમને સાવધ કરી આનંદ કરો. હું આવું છું." કહી સાથેનો માણસ શીશી આપી ત્યાંથી ચાલતો થયો. તે શીશી લેનાર માણસ અતિ ઉમંગથી કૉચ પાસે ગયો, અને શીશીની દવાનો

પ્રયોગ બન્ને બાળાઓ પર અજમાવી સાવધ કરવા લાગ્યો. દવાના પ્રભાવથી રંભા અને સુમન ધીમે ધીમે શુદ્ધિમાં આવવા લાગ્યાં. તેમને ઉપરા ઉપરી છીંકો આવવા માંડી. હમણાં આ રસિકાઓ સાવધ થઇ જશે, અને મને જોઇ ભય પામશે માટે લાવ હું આ ખૂણામાં છુપાઇ ઉભો રહું અને પછી યુક્તિસર કામનો આરંભ કરૂં. આમ વિચાર કરી તે પુરૂષ એક અંધારા ખૂણામાં છુપાઇને ઉભો; અત્યારે તેના મનનો આનંદ અવર્ણનીય હતો. તે વારે ઘડીએ ખૂણામાં રહી ડોકીયાં કરી જોતો હતો કે, સ્વર્ગની સુંદરીઓ બરાબર જાગ્રત થઈ કે નહિ ? રાત્રિ સમસમાકાર પસાર થતી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. કવચિત્ કવચિત્ પવન પૂર્ણ જોશથી વાતો અને ઝાડનાં ડાળાંને એક બીજાની સાથે અથડાવી ભયાનક અવાજ ઉત્પન્ન કરતો હતો. પાપી માણસનું હૃદય નિરંતર કાંપતુંજ રહે છે. એ પ્રમાણે ખૂણામાં છુપાઇ ઉભેલો પાપી બહાર પવનથી થતા ખડખડાટને લીધે વારંવાર ચોંકતો અને વિહ્વળતાથી ચારે તરફ જોતો હતો. તે આતુરતાથી બેશુદ્ધ બાળાઓના સાવધ થવાના સમયની રાહ જોવા લાગ્યો.



૪

## રાજા કે રાક્ષસ ?

કામાંધ જનને ડર નહિ, ઈશ્વર તણા દરબારનો;
સૌ સૃષ્ટિ સમજી આંધને, ઝટ કુંભ ભરતો પાપનો.

મોટું મળસ્કું થયું હતું. આમ્રકુંજમાં કોયલ ટહુકાર કરતી હતી. અત્યારે તે બેશુદ્ધ બાળાઓ જાગ્રત થઇ હતી. તેમને હજી ખબર નહોતી કે તેમનું બીજે સ્થળે આવવું થયું છે; અચાનક સુમનની નજર રંભા પર પડી. તેને પોતાની જોડે સુતેલી જોઈ સુમન વિચારમાં પડી કે રંભા બહેન મારી જોડે ક્યાંથી ? રંભા પણ બેઠી થઇને વિચારવા લાગી કે હું સુમનની સાથે કૉચમાં ક્યાંથી ? રંભા અને સુમન આસપાસ જોવા લાગ્યાં. આ મહેલ આપણો નહોય ! કહી બન્ને બાળાઓ ચમકીને કૉચ પરથી નીચે ઉતરી. અરેરે ! આપણને અહિં

કોણ લાવ્યું હશે! આ મહેલ કોનો હશે? આપણે ક્યાં છીએ? વગેરે વિચાર તેમને પ્રકટવા લાગ્યા. રંભા અને સુમન એક બીજાના મુખ સામે જોઇ રહ્યાં. આ તકનો લાભ લેઇ ખૂણામાં છુપાઈ ઉભેલો માણસ ધીમે પગલે તેમની તરફ આવવા લાગ્યો. તેને ચાલી આવતો જોઈ રંભા ધ્રુજી ઉઠી. સુમન તેનો હાથ પકડી કહેવા લાગી:—"બહેન! ગભરાઈશ નહિ. આપણે વીર પુત્રીઓ છીએ. કોઈ કુકર્મીએ આ કારસ્તાન કરેલું હોય એમ સમજાય છે; માટે તું શાન્ત થઇ ઉભી રહે. હું હમણાંજ આ આવનાર માણસ પાસેથી ખરી હકીકત જાણી લઉ છું" કહી સુમન આવનાર માણસ સામે જોઇ રહી. તે આવનાર ત્યાં આવીને ઉભો રહ્યો; કે તરત સુમને તેને પૂછ્યું;—"તમે કોણ છો? અને અમને અહિં કોણ ઉપાડી લાવ્યું છે?"

"મનમોહિનીઓ! તમે ગભરાશો નહિ તેમ મારાથી શરમાશો પણ નહિ: તમને સુખી કરવાને આ સેવક પોતેજ તમને આ સ્થળે ઉપાડી લાવ્યો છે." તે માણસે ધીમેથી જણાવ્યું.

સુમન તેના શબ્દ સાંભળી સ્તબ્ધ બની ગઈ. તેણે મન સાથે વિચાર ગોઠવી કહ્યું:—"જો તમે તમારૂં સારૂં ઇચ્છતા હો તો અમને લાવ્યા હો ત્યાં પાછાં મૂકી આવો."

"હું તમારા સારાને વાસ્તેજ મહા મહેનતે તમને ઉપાડી લાવવામાં ફાવ્યો છું. તમે મારી સાથે આનંદથી રહો. તમને કંઇ પણ દુઃખ પડનાર નથી. આ સ્થળે અત્યંત સુખ સમાએલું છે. મનહરણી મેનાઓ! જણાવો તો ખરાં કે તમારામાં રંભાસુંદરી તરીકે કોણ ઓળખાય છે?" તે પુરૂષે હસ્તે વદને પૂછ્યું.

"આ મારી સાથે ઉભાં છે એજ રંભાસુંદરી" સુમને જણાવ્યું.

"શું આજ રંભાસુંદરી! શું આજ ચંદ્રકેતુની પુત્રી! અહા! કવું સ્વરૂપ! ખરેખર રંભા તો રંભાજ છે. આજે મને તે મનહરણીનાં પ્રત્યક્ષ દર્શન થયાં. વાહ ભાગ્ય વાહ, પણ અરે! આ તેની સાથેની સુંદરીનું શું નામ હશે લાવ પુછું જોઇએ." કહી તે પુછવા જાય છે એ પહેલાંજ સુમન બોલી ઉઠી:—"કાં શું વિચાર કરો છો?

ક્યાંક વિચારવાયુ થઇ જશે તો વિમાસવું પડશે."

"સુંદરીઓ ! વિચારવાયુ તો તમને જોતાંજ થઈ ગયો છે. આવો આવો, મારી નજદીક આવો અને આ બળતા હૃદયને તમારાં શિતળ આલિંગનથી ઠારો" કહી તે પુરૂષ હાથ પહોળા કરી આગળ વધ્યો. સુમન વિક્રાળ વાઘણનું સ્વરૂપ ધારણ કરી તરત બોલી ઉઠીઃ— "ખબરદાર એક તસુ પણ આગળ વધ્યો તો મુઓજ સમજજે." "કામાંધ ! સતી ક્ષત્રાણીઓને સતાવવાનું ફળ વિપરીત આવે છે તેનો મગજમાં ખ્યાલ કર અને જો મરવું હોય તોજ આગળ પગલું ભરી આ કટારનો ભોગ થા" કહી વિક્રાળ સ્વરૂપ ધારી સુમન સાડીમાંથી કટાર કાઢી ઉભી રહી. રંભા પણ ક્રોધથી ગર્જી ઉઠીઃ—"કામાંધ પશુ ! જણાવ તો ખરો કે તું કોણ મૂઓ છે ?"

બન્નેના શબ્દો સાંભળીને તે પુરૂષ ભય પામવાને બદલે એકદમ ખડખડ હસી પડયો, અને થોડીવારે મૂછમાં હસતો હસતો હસતો કહેવા લાગ્યોઃ—"રસિકાઓ ! શું હજી તમે મને ઓળખી શકયાં નથી ? હું તમારા જેવી સુકુમાર લલનાઓના યૌવનબાગમાં વિહાર કરનાર ભ્રમર છું. અરે ! એ ભ્રમરના જેવોજ રસભોગી પણ છું; તેમ સત્તાધિશ પણ છું." તેણે જણાવ્યું.

"ભાટની માફક લાંબાં ટાયલાં કરવાં મૂકી દઇ જલદી જણાવ કે તેં કોના કુળને કાળું કલંક લગાડયું છે ? ને તું શા નામથી ઓળખાય છે ?" સુમને ક્રોધથી પૂછયું.

"મારૂં નામ અંગારસિંહ છે. તમારી સાથે વાત કરનાર અચળગઢનો સત્તાધીશ મહારાજા પોતેજ છે." તેણે જણાવ્યું.

સુમન મનમાં બોલી ઉઠીઃ—"ખરેખર અંગારસિંહમાં નામ પ્રમાણેજ ગુણ છે. અહા ! કયાં પવિત્ર રણજીતકુમાર અને કયાં આ તેના પાપી પિતા ?! ઓ વિભુ ! આ કેવી ઘટમાળ ! શું દૈત્યના ઘરમાં દેવનો વાસ !"

"કાં મનમોહિનીઓ ! હવે તો મારી ઓળખાણ પડીને ? હવે સંધળા વિચારો મૂકી દઈ મારી સાથે જોડાઇ જાઓ તો ઠીક. હું

તમને પ્રાણથી પણ વિશેષ ગણી સ્વર્ગ સુખ આપીશ." અંગરસિંહે કહ્યું.

"તારા સુખને લાહ્ય લગાડ મૂઆ પાપીઆ!" રંભાએ ક્રોધથી જવાબ આપ્યો.

"ખરેખર તું રાજાના રૂપમાં અવતરેલો નર રાક્ષસ છે. અંગારસિંહ! જા, અહિંથી ચાલ્યો જા. અમારી આગળ તારૂં કંઇ વળનાર નથી. દુષ્ટ! તું જે રંભાસુંદરીને તારી રાણી બનાવવા માગે છે તે તારા પુત્ર રણજીતને મનથી વરી ચૂકી છે."

મારો રણજીત હજુ પ્રેમની પ્રવેશ શાળામાં છે. તે મારી આજ્ઞા સિવાય કોઈની સાથે પ્રેમ બાંધી શકેજ નહિ; છતાં જો તેણે તેમ કર્યું હશે તો ઘડીવારમાં તેનો રંભા પરનો પ્રેમ હું તેની પાસે બળાત્કારે ખેંચી લેવરાવીશ. "પિતાની ઇચ્છીત વસ્તુ પર પુત્રને તરાપ મારવાનો બિલકુલ અધિકાર મારા રાજ્યમાં નથી.'' અંગારસિંહે કહ્યું.

"રાજાના રૂપમાં અવતરેલા રાક્ષસ! હું તને આવો દુષ્ટ નહોતી ધારતી. તું એક સત્તાધિશ રાજા થઇને ન કરવાનાં કૃત્ય કરે છે એથીજ સિદ્ધ થાય છે કે તારી ઉપર દૈવ રૂઠયોજ છે. પુત્રની થનાર પત્ની જે તારો પુત્રી જેવી ગણાય તેની પર કુદૃષ્ટિ કરનાર પ્રેત! તારા દહાડા હવે ભરાઇ ચૂકયા છે. ત્હારા મ્હોતની નોબતો વાગતી ગગનમાંથી સંભળાય છે. મરણ અગાઉ માણસની બુદ્ધિ ફરે છે એ તારા આ કૃત્યથી જણાઇ આવે છે. ચેત. હજી ચેત. સમય તારા હાથમાં છે મૂર્ખ રાજા!"

"ફરી બુદ્ધિ તારી સમજ ઉઠી છે વિધાતા;
કુદૃષ્ટિ કરતાં પુત્રી પર, વજ્રપાત કયમ નહિ ધાતાં.
જા જા કુટિલ કામાંધ, યત્ન તારો નહિ ફળશે;
સ્પર્શ કરતાં અમારો, કાળનો ગ્રાસજ તુ થશે."

"પ્રજાપિડક પાપી રાજા! જા, ચાલ્યો જા. તારાં પાપી પગલાંથી આ વસુધા અપવિત્ર થઇ રહી છે." કહી સુમને મુખ બીજી બાજુએ ફેરવી દીધું.

અંગારસિંહ પણ સ્તબ્ધ બની કંઇક વિચારમાં પડયો, અને અંતે મનથી દ્રઢ નિશ્ચય કરી બોલ્યો:—"પ્રેમની પંકશાળામાં પ્રસ થએલી પ્રેમદાઓ! શાંન્ત થાઓ. વિચાર કરી જુઓ કે તમારી પાસે પ્રેમ યાચનાર યાચક કોણ છે ? આ અંગારસિંહ કે જેની આજ્ઞાથી મહા બળવાનોનાં શિર પલકમાં જુદાં થઇ જાય છે તે બળવાન અને પ્રેમના પૂજારી રાજાને શા માટે વાકય બાણથી વિંધિ નિરાશ કરોછો ? શું હું તમારે લાયક નથી ?"

મૂર્ખના શિરોમણી ! તું જ વિચાર કરીને જો કે તારી ઉમ્મર પચાસ વર્ષની થવા આવી છે અને તું સદ્‌ગુણી સંતાનેનો પિતા થએલો છે. તારે આટલી અવસ્થાએ આવા વિચાર કરવા યોગ્ય છે ? તારે તો અત્યારે પ્રભુ ભજન કરી પ્રજાનું રૂડી રીતે પાલન કરવું જોઇએ. અંગારસિંહ ! આ દુનિયામાં કોઇ અમર રહેવાનું નથી. જોને તારાં દુષ્ટ કર્મોથી તારૂં નામ કેટલું વગોવાય છે. તારા સામ્રાજ્યમાં પ્રજાને કેટલો અસંતોષ છે ? વીર રણજીતસિંહના સુયત્નો વડેજ અદ્યાપિ પર્યંત તારૂં રાજ્ય ટકી રહ્યું છે, નહિ તો કયારનોએ પ્રજાએ બળવો કરી તને ગાદી ઉપરથી ઉડાડી મૂકયો હોય; માટે હવે સર્વ કામનાઓનો ત્યાગ કરી નિવૃત્ત થા.

"કાન્તા કનક ને ભૂમિની, મનમા કરે શું કામના;
નાશ થાશે સર્વ તે તો, ગુણ ગા ગોવિંદના.
મોહ મદીરાથી મસ્ત થઈ, ઘેલો બની તું શું કરે;
ગયો સમય ફરી ના મળે, સમજ કાળ શિરે ફરે."

હું શાસ્ત્રનાં પોથાંને થોથાં સમજું છું, મ્હેં મારા રાજ્યમાંથી એવા પાખંડી પુરાણીઓ અને શાસ્ત્રવેત્તાઓને હરામનું ખાવાનું તહોમત મૂકી દેશનિકાલ કર્યા છે. તેમ હું પણ સર્વ શાસ્ત્રનો પંડિત છું. મને ઉપદેશ કરવો નકામો છે. પત્થર પલળે તો હું પલળું. માટે હવે તો આ આશકને ટળવળાવ્યા કરતાં આનંદથી તાબે થઈ જાઓ. "સુંદરિઓ ! વધારે વિવેચન કર્યા વિના ઝટપટ મારા હૃદયની માલીક બની જાઓ." કહી અંગારસિંહ હસવા લાગ્યો.

" તારા હૃદયની માલીક આ કટાર અલ્પ સમયમાંજ થશે. મૂઆ પ્રેત ! તું એમ ન સમજીશ કે તારી સામે ઉભી રહેલી બાળાઓ તારાથી ડરી જઈ તારી પાશવવૃત્તિને તાબે થશે. જો જીવવું હોય તો આ સ્થળેથી જલદી ચાલ્યો જા." આમ બોલતી સુમન ક્રોધથી ઉગ્ર દેખાવા લાગી.

તેના દેખાવની કે શબ્દોની અંગારસિંહને લગાર પણ અસર થઇ નહિ. અંગારસિંહ અનંગથી છતી આંખે અંધ બન્યો હતો: અનંગનું વિષ તેની રગેરગમાં વ્યાપેલું હતું. તે ગંભીર હાષ્ય કરી બોલી ઉઠયોઃ–" મારા હૃદયનાં રમકડાં ! મને શા માટે તલસાવો છો ? હવે બહુ થયું, હઠમાં હાની થશે. જે સુખ રાજી ખુશીથી મળે છે તે બળાત્કારથી મળતું નથી એ હું સારી રીતે સમજું છું, અને તેથીજ તમારી આગળ કરગરૂં છું. માટે હવે તો દયા કરી આ અનંગથી બળતાને આલિંગન આપી તૃપ્ત કરો. સુમન તું આ પડખે આવ ને રંભા તું આ બાજુએ આવ. હું તમને બન્નેને એક સાથે ભેટી શાન્ત થાઉં." એમ કહી અંગારસિંહ નજીક જવા લાગ્યો.

રંભા ધ્રુજી ઉઠી. સુમન રૌદ્ર સ્વરે તેને આગળ વધતો અટકાવી બોલી ઉઠીઃ–" કામાંધ ! એટલેજ રહેજે: પાસે આવ્યો તો મૂએોજ સમજજે."

રંભાએ ક્રોધથી કહ્યું:–" હા, નરાધમ રાક્ષસ ! પોતાની પુત્રીઓ પર પાપવાસનાથી જોનાર પિશાચ ! તારો રૌરવ નર્કમાં વાસ થજો. તારા શબને કાગ અને ગીધ ચુંથજો." પાપી ! સાંભળઃ–

" વિષ સમ વ્યભિચારમાં, શું આટલો ખેંચાય છે;
કુકૃત્ય કરતાં પાપીઆ, મનથી શું ફુલાય છે."

અંગારસિંહઃ–રસીલી રંભા ! તારૂં કહેવું ખરૂં છે. મને અનંગ આનંદમય લાગે છે; પછી ભલે તે વિષમય હોય તેની મને પરવા નથી. તે આનંદી વિષપાન કરતાં કદાચ મારો પ્રાણ જશે તો તેથી પણ મને મોક્ષ મળશે. સુંદરીઓ ! તમે નંદનવનની અપ્સરાઓ છો; મારા હૃદયને આનંદ આપનારી દેવીઓ છો; તમે મારા પર દયા કરો.

તમારા અધરોષ્ઠના પાન વિના આ ગળું સુકાય છે, ને મન મુંઝાય છે.

"કામાંધ ! તું અત્યારે છતી આંખે અંધ થઇ અમને સુંદરીઓ ધારે છે પણ તેમાં તારી ભૂલ છે. અમે તારા પ્રાણ લેનારી ખપ્પર યોગીનીઓ છીએ; તને દંશ દેઇ મારનારી ઝેરી નાગણો છીએ." સુમને ક્રોધથી જણાવ્યું.

"ઉદ્ધત બાળાઓ ! યાદ રાખજો કે આ અંગારસિંહના પંજામાંથી તમે કદી છટકી શકનાર નથી. અત્યાર સુધી મ્હેં તમને આજીજી કરીને કહ્યું તેનો તમે ગેરઉપયોગ કર્યો છે. હું રંભાને ઘણા સમયથી ચાહુ છું. તેના સુંદર રૂપથી ગાંડો-ઘેલો બની ગયો છું. તમે મારૂં કહેવું માનો અને મારી વૃત્તિને શરણ થાઓ નહિ તો આ અંગારસિંહના ભયંકર ક્રોધનું કષ્ટ તમારે સહન કરવું પડશે." કહી અંગારસિંહ જવાબને માટે તેમની સામે જોઇ રહ્યો.

"હર હર ! પૃથ્વીના પાળક જે રાજા તે આવા નર-પશુ હશે તેની સ્વપ્ને પણ અમને ખબર નહોતી." ઓ અંધ થએલા રાજા! તું તારો ધર્મ તો વિચાર ! શા માટે પાપ કર્મ કરી રાજાના નામને કાળું કલંક લગાડે છે ? સાંભળઃ—

"તું પ્રજા પાલક ભુપતિ, દયા દિલે નહિ લાવે;
પુત્રી પર થઇ અંધ, ક્ષત્રિની જાત લજાવે ?"

"બસ બહુ થયું; હવે તમારૂં ભાષણ બંધ કરો, હું રાજાનો ધર્મ સારી રીતે જાણું છું. રાજા સ્વતંત્ર છે ને તેને પોતાની મરજી મુજબ વર્તવાની છૂટ છે. રાજા પ્રજાનો સેવક નથી કે હમેશાં તેમની તરફ લક્ષ રાખે. રાજા તો રાજ્યની સાથે સુખ ભોગવવાનેજ સરજાએલો છે. રાજા ગમે તેવો ખરાબ હોય પણ પ્રજાએ તો તેને પ્રભુરૂપ માની તેને સર્વસ્વ અર્પણ કરી વફાદાર રહેવું જોઇએ. સુંદરીઓ ! આ અંગારસિંહે આજ પર્યંત નવનવાં કુમળાં પુષ્પોનો આસ્વાદ ચાખ્યો છે; અંગારસિંહ ભમતો ભ્રમર છે; તેની મનકામના પૂર્ણ કરવાનો આજે તમારો વારો આવ્યો છે; માટે હવે વિલંબ નહિ કરતાં મારે આધિન થઇ જાઓ." કહી અંગારસિંહે લાલચોળ આંખ્યો

કરી તેમના સામે જોયું.

તેનાં નીચ વચનો સાંભળી રંભા કંપી ઉઠી. તે ચંડિકા સમાન સ્વરૂપ ધારણ કરી બોલીઃ—"પતંગીઆ રૂપ પામીઆ ! લગાર તો પ્રભુનો ડર રાખ. પ્રજાનો રક્ષક થઇ ભક્ષક શું બને છે? અરે ઓ મૂઢ ! સમજ ને વિચાર કરી જો કે હું તારે શું થાઉં?"

"તું તું મારી નેત્રમણી, પ્રાણ પ્યારી, જે કહું તે તુંજ છે. સુંદરી ! મ્હેં અત્યારે પત્થરનો ગુણ ધારણ કરેલો છે. પત્થરને અસર થાય તો મને થાય." અંગારસિંહે જણાવ્યું.

બસ એથીજ સિદ્ધ થાય છે કે તારૂં પુન્ય પરવાર્યું છે. દુષ્ટ કર્મોથી તારો કાળ નજીક ભમે છે. મ્હોતનો ગગનભેદી ડંકો વાગતો સંભળાય છે. પાપી ! શ્રવણ કરે તે થોડાને માગેજ.

"દુનિયાંના દિવાનાઓ, ખુશી થઈ ખુબ તો ખીલે:
પછાના પુર્વાએ પળમાં, રડે તે મુખડું ઢીલે.
દશાના ચક્કરે ચડતા, ખરેખર ભાન તે ખોતા;
કરે હાથો વગૃ જે કો, લલાટે કર દઈ રોતા."

"લુચ્ચા, નરાધમ ! તારી પણ અંતે દુર્દશા થવાની એ નક્કી સમજજે. સિંહની ગુફામાં હાથ ઘાલવાથી કેવું અનિષ્ટ પરિણામ આવે છે તે જોઇ પસ્તાજે અને છેવટે મરણને શરણ થતાં પોક મૂકીને રડજે." રંભાએ આવેશથી કહ્યું.

"કાળની દરકાર નથી અને પરીણામની પરવાહ નથી. સમયે જે થશે તે જોઇ લેવાશે. અત્યારે તો તું આવી જા અને આ બાહુ પિંજરમાં દબાઇ જા." કહી અંગારસિંહ રંભા તરફ ધસ્યો.

રંભા દૂર ખસતાં બોલી ઉઠીઃ—"દૂર કામાંધ દૂર, નહિ તો આ કટારથી મુઓજ સમજજે."

"શું તમે નહિ માનો?" અંગારસિંહે ક્રોધથી પુછ્યું.

"ના, એક વખત કહ્યું છતાં સમજતો નથી?" સુમન બોલી ઉઠી.

"એમ, તો હવે જોયા કરો કે તમારા શું હાલ થાય છે? જોઉં

છું કે મારા સપાટામાંથી તમે તમારા શિયળનો બચાવ કેવી રીતે કરી શકો છો ?" કહી અંગારસિંહે મ્હોટેથી પ્હાડસિંહને બોલાવ્યો.

"શું આજ્ઞા છે મામદાર ?" કહેતો પ્હાડસિંહ ત્યાં દોડી આવ્યો.

"પ્હાડસિંહ ! આ ઉદ્ધત બાળાને પકડ. તેણે મારૂં સખ્ત અપમાન કર્યું છે." અંગારસિંહે સુમનને પકડવાની આજ્ઞા આપી.

કાળરૂપ પ્હાડસિંહ સુમનની તરફ ધસ્યો. સુમન આમતેમ દોડી મોટી બૂમો પાડવા લાગી. કદાવર પ્હાડસિંહે તેના હાથમાંથી કટારૂ ઝુંટાવી લઈ તેને પકડી લીધી. વિષયાંધ અંગારસિંહે પણ રંભાને બાથમાં પકડી. રંભા અને સુમન ચીસો પાડવા લાગ્યાં. રાત્રીના શાન્ત સમયે તેમની કારમી ચીસોના અવાજ ચોતરફ સંભળાવા લાગ્યા તે તેમની હૃદય ભેદક ચીસોથી ઝાડીમાં વિચારગ્રસ્ત ઉભેલો પુરૂષ ચોંકયો અને આસપાસ જોવા લાગ્યો. ચીસો વધારેને વધારે સંભળાતી ગઈ. નક્કી નીચ રાજાનું કંઈક કારસ્તાન છે ધારી તે પુરૂષ વિજળીની ઝડપે મહેલ તરફ દોડવા લાગ્યો. થોડી વારમાંજ તે મહેલના ઓટલા પાસે આવ્યો અને તેના પર ચઢી બંધ બારણાને એક લાત લગાવી ઉઘાડી નાંખ્યું. બારણું ઉઘડતાંજ તે પુરૂષ અંદર દોડ્યો અને ભયંકર અવાજે બોલી ઉઠ્યો:–"ખબરદાર ! કોની પર થાય છે અત્યાચાર." આમ કહેતો તે ત્યાં આવીને ઉભો રહ્યો. પ્હાડસિંહ અને અંગારસિંહ તેને અચાનક ત્યાં આવેલો જોઈ ભયભીત બની ગયા. પાપી પ્હાડસિંહ તો થરથર ધ્રુજવા લાગ્યો. તેના શિથીલ થએલા હાથમાંથી સુમન જોર કરીને છુટી ગઈ અને સજળ નયને તે દયાળુ પુરૂષના ચરણમાં પડી બોલી:–"દયાળુ આ અત્યાચારી રાજાના જુલ્મમાંથી અમને છોડાવો."

"બહેન નિર્ભય રહે." કહી તે પુરૂષે અંગારસિંહ સામે જોયું. તે પુરૂષની ભયાનક મુખમુદ્રા જોઇ અંગારસિંહ ડરી ગયો. તે પોતાનું પાપ છુપાવવાને રંભાને છોડી દઇ દૂર જઇને ઉભો. રંભા સુમનની પાસે આવી ઉભી રહી. તેમની પાસે ઉભેલો પુરૂષ આંખ્યોમાંથી અગ્નિકણો વરસાવતો અંગારસિંહની સામે જોઈ રહ્યો.



## દેશભક્ત વિક્રમાજીત.

બંદા બ્હોત ન કુલિયે, ખુદા ખમેગા નાહિ;
જોર જુલમ કીજે નહિ, મૃત્યુ લોકકે માંહી.
મૃત્યુ લોકકે માંહી, તુરત કા તુરત દિખાવે;
જે નર કરે ગુમાન, સોહિ નર ખત્તા ખાવે.
કહે દીન દરવેશ, ચેતરે ગાફલ ગંદા;
ખુદા ખમેગા નાહિ, બ્હોત મત કુલો બંદા.

અંગારસિંહને શાન્ત ઉભેલો જોઇ તે આવનાર મનુષ્ય જેનું નામ વિક્રમાજીત હતું તેણે કહ્યું:—"કાં મહારાજા! શું વિચાર કરો છો? આમ શાન્ત થઇને કેમ ઉભા રહ્યા છો?"

રાજાને આથી ક્રોધ તો ઘણો ચઢ્યો પણ આ સમયે કંઈ નહિ બોલતાં શાન્ત થઈ ઉભો રહ્યો. એવામાં પુનઃ વિક્રમાજીતે કહ્યું:—"મહારાજા! તમે પ્રજાના પિતા કહેવાઓ. સત્ય—દયા અને નીતિથી વર્તવું એ આપનું કર્તવ્ય છે; છતાં આપ અનીતિને રસ્તે ચઢી નિર્દોષ બાલિકાઓનાં સતીત્વ નષ્ટ કરવા પ્રયત્ન કરોછો એ શું આપને છાજે છે? મહારાજા! જણાવો તો ખરા કે આ નિર્દોષ બાળાઓની પર અત્યાચાર ગુજારવાનું શું કારણ છે? શું તેમની સાથે આપને કાંઇ વેર છે?"

અંગારસિંહને તેના શબ્દો હાડોહાડ લાગી ગયા. પોતાનો પ્રધાન આવા સખ્ત શબ્દોમાં પોતાને શીખામણ દે એ તેનાથી સહન થઇ શક્યું નહિ. તેણે વિક્રમાજીત સામે જોઇ કહ્યું:—"પ્રધાનજી! તમારે મારા કોઇ પણ કાર્યમાં વચ્ચે આવવાની જરૂર નથી. હું રાજા છું. હું ધારૂં એમ કરવાને સ્વતંત્ર છું."

વિક્રમાજીતઃ—સારાં કામ કરતાં આપને કોણ અટકાવે તેમ છે? પણ દુષ્ટ કર્મ કરતાં તો આપને અટકાવવા એ મ્હારી ફરજ છે.

અંગારસિંહઃ—તું તારી ફરજને તારી પાસે રાખ. રાજાની આજ્ઞા માનવી એ દરેક મનુષ્યનો તેમજ તારો પણ ધર્મ છે.

વિક્રમાજીતઃ—ખરૂં છે; પણ રાજાએ પ્રજાનું પાલન કરવું એ અને પ્રજાની વહુ દીકરીઓને પોતાની પુત્રી સમાન ગણવી એ રાજાનો ધર્મ છે. જો રાજા ધર્મ પરાયણ હોય તો પ્રત્યેકે તેને માન આપવુંજ જોઇએ; પણ કદાચ રાજા દુષ્ટ વૃત્તિનો થાય તો તેની સામે પોકાર ઉઠાવી તેનો ન્યાય પ્રજાએ માગવોજ જોઇએ. રાજાનું ભાવિ પ્રજાના હિતમાં હોય છે. પ્રજાના સુખથીજ રાજા સુખી થાય છે, અને પ્રજાને દુઃખ દેવાથી તે દુઃખ ભોગવે છે અને સમય આવ્યે કારાગ્રહ નિવાસ પણ કરે છે એ સમજો છો?

અંગારસિંહઃ—વિક્રમાજીત ! તું આજે વધુપડતુ બોલે છે. મ્હેં શું પાપકર્મ કર્યું છે કે જેથી તું આવાં કઠોર વચન સંભળાવે છે?

વિક્રમાજીતઃ—તમારૂં પાપ પ્રત્યક્ષ છે. જુઓ, જુઓ! આ ભયભીત થઇ ધ્રુજતી નિર્દોષ કુમારિકાઓની સામે જુઓ અને જણાવો કે તેમને ત્રાસ આપનાર કોણ છે? મહારાજા! શા માટે જુઠું બોલી ઇશ્વરના ગુન્હેગાર થાઓછો? અફસોસ! આવો અમુલ્ય મનુષ્યાવતાર ધારણ કરી તમે મહાન્ પાપમાં તદ્રુપ કેમ બન્યા છો? પુત્રીઓ જેવી નિર્દોષ કુમારિકાઓને સંકટમાં સપડાવી નરકગામી કેમ થાઓ છો? પાપમાં પતિત થએલા રાજા! વિકારમય નજર થતાં તમારી આંખ્યો શા માટે સદાને વાસ્તે બંધ કરી દેતા નથી? સમજો! મહારાજા સમજો! આમ કરવાથી તમારે માથે કેટલાં સંકટો આવશે તેનો કંઇ ખ્યાલ છે?

અંગારસિંહઃ—વિક્રમાજીત! આજે તારા શબ્દો મને અસહ્ય લાગે છે; હું તેના ક્રોધની આગથી બળી જાઉંછું.

વિક્રમાજીતઃ—મારા શબ્દોથી તમે પવિત્ર થાઓ એમ હું ખરા જીગરથી ઇચ્છુ છું.

અંગારસિંહઃ—ઠીક છે તેનો પછીથી વિચાર થશે; પણ હાલ તો તું મારી આજ્ઞાને માન આપી અહિંથી એકદમ ચાલ્યો જા.

વિક્રમાજીતઃ—જ્યાં સુધી આ નિર્દોષ બાળાઓને તેમના નગરમાં સહિસલામત પહોંચાડવાની ગોઠવણ કરીશ નહિ ત્યાં સુધી હું અહિંથી

ખસનાર નથી. આપ સુખેથી નગર તરફ ગમન કરો.

અંગારસિંહઃ–તેમને તેમના નગરમાં પહોંચાડવાની કાંઇજ જરૂર નથી. તેમને તો મારી પટરાણીઓ બનાવી મારા જુના શત્રુનાં મુખ સદાને માટે કાળાં કરવાં છે.

વિક્રમાજીતઃ–તમારો શત્રુ કોણ છે?

અંગારસિંહઃ–રત્નગઢનો રાજા ચંદ્રકેતુ !

વિક્રમાજીતઃ–શું આ તેમની કન્યાઓ છે?

અંગારસિંહઃ–હા, તેમાં એક રાજકન્યા છે અને બીજી તેની સખી પ્રધાનકુમારી છે.

વિક્રમાજીતઃ–મહારાજા ! તમે કેવા સમર્થ રાજાની સાથે વેર બાંધવાનો વિચાર કર્યો છે તેનો કંઈ ખ્યાલ છે? અરે તેને આ વાતની ખબર પડતાંજ આખા અચળગઢનો તે ઘડી વારમાં નાશ કરી નાંખશે. ખરેખર ! તમારી બુદ્ધિ બહેર મારી ગઈ છે તેથીજ આવું વગર વિચાર્યું પગલું ભરવા તમે તૈયાર થયા છો.

અંગારસિંહઃ–વિક્રમાજીત ! તું મારો સેવક થઈ મારી આજ્ઞાનો ભંગ કરે છે. હું તને કહુંછું કે મને એક પણ શબ્દ સંભળાવ્યા વિના અહિંથી ચાલ્યો જા; નહિ તો પરીણામ વિપરીત આવશે.

વિક્રમાજીતઃ–રાજાની ભ્રષ્ટ બુદ્ધિને ઠેકાણે લાવવા હું પ્રાણની પણ પરવાહ કરનાર નથી. રાજા તમારા અને મારા સંવાદમાં શું પરીણામ આવશે તેની મને તમારા કરતાં વિશેષ ખબર છે. પરોપકાર અને દેશકાર્ય કરવામાં જે કાંઇ આફતો આવશે તે હું આનંદથી ભોગવીશ; પરંતુ ધર્મ વિરૂદ્ધ વર્તનાર રાજાને તો ગમે તે પ્રકારે ઠેકાણે લાવીશ લાવીશ ને લાવીશ એ મારા મનનો દ્રઢ નિશ્ચય છે.

અંગારસિંહઃ–બસ બહુ થયું. તું હમણાંનો મારા દરેક કાર્યમાં વિઘ્નકર્તા થઈ પડે છે એથી સમજાય છે કે તારા દહાડા હવે ભરાઈ ચૂક્યા છે.

વિક્રમાજીતઃ–હાલમાં તમે પણ રાજા થઇ નિર્દોષ અબળાઓને બળાત્કારથી ભ્રષ્ટ કરવાના ઈરાદા રાખીને તમારા રાજાના નામને કાળું

કલંક લગાડો છો એથી મને પણ તમારૂં અનિષ્ટ જલદી થાય એમ ભાસે છે.

અંગારસિંહ:—ઓ એ અદબ ! ચૂપ થા. તું કોની આગળ ફરીને એમ બોલે છે એ જાણે છે ?

વિક્રમાજીત:—હા, એક નરાધમ વિષયાંધ રાજા સામે, તેના ખસી ગએલા મગજને ઠેકાણે લાવવા હું નિડર થઈને બોલું છું.

અંગારસિંહ:—ઓ ઉદ્ધત પ્રધાન ! બંધ કર જબાન ! આ અંગારસિંહ આગનો ભભુકો છે. તે હમણાંજ તને બાળીને ભષ્મ કરશે.

વિક્રમાજીત:—ઘણા દિવસના સહવાસી રાજાને હું સારી રીતે જાણુંછું. તમારી આગને મેઘથી શાન્ત કરવાને હું સમર્થ છું.

અંગારસિંહ:—ઓ મૂર્ખ ! મારા એક શબ્દથી તું હમણાંજ હતો ન હતો થઈ જઈશ.

વિક્રમાજીત:—હુકમનો અમલ કરતા પહેલાં તમે કયાંક રાજા મટી રસ્તાના ભીખારી ન થઈ જાઓ એ યાદ રાખજો.

અંગારસિંહ:—ખરેખર તું મૂર્ખ છે, તેથીજ મારી સત્તાને તું જાણતો નથી.

વિક્રમાજીત:—તમે પણ આ વિક્રમાજીતની સત્તાને જાણતા નથી.

અંગારસિંહ:—તારી સત્તા તારી પાસેજ રહેશે. મારા એક શબ્દ માત્રથીજ તારૂં શીર જુદું થઈ જશે.

વિક્રમાજીત:—ઓ ગુર્વઘેલા રાજા ! તમારી સ્થિતિ સંભાળો, મારી અમિદૃષ્ટિથીજ તમે હજી સુધી રાજ્ય કરી રહ્યા છો ! તમારૂં જીવન આ હાથમાં છે. મારાં મ્હોતનું ફરમાન થતા પહેલાંજ હું તમને તખ્ત પરથી ઉડાડી રસ્તાના રઝળતા ભીખારી બનાવી દઈશ.

તેના શબ્દોથી રાજાને અતિશય ક્રોધ ચઢયો. તે આવેશમાં આવી તલવાર ખેંચી વિક્રમાજીતની તરફ ધસ્યો. વિક્રમાજીતે શાન્તિથી ઉભા રહી રાજાને પાસે આવવા દઈ યુક્તિથી તેનો તલવારવાળો હાથ પકડી લીધો. રાજા આથી આભો બની ગયો.

વિક્રમાજીતે અટ્ટહાસ્ય કરીને કહ્યું:—'રાજા અંગારસિંહ ! મને

તમારી મૂર્ખાઇ પર હસવું આવે છે. મારી જગાએ જો કોઇ બીજો હોત તો ક્યારનોએ આપની સામે થયો હોત: પણ ના, મારે એમ કરવું નથી. મારે તમને નીતિના રસ્તે ચઢાવવા છે, અને જે અચળગઢની નિંદા થાય છે તે અચળગઢનાં યશોગાન ચારે તરફ ગવરાવવાં છે. રાજા તમારા હાથમાં કંઇ પણ સત્તા રહી નથી. મ્હેં અગમચેતીથી સઘળી સત્તા મારા હાથમાં લીધેલી છે. તે સત્તાના ઉપયોગથી હું હાલ ધારૂં તે કરવાને સમર્થ છું. 'તેનો ચમત્કાર જોવો હોય તો જોઇ લ્યો.' કહી વિક્રમાજીતે એક ભયંકર અવાજ કર્યો તે અવાજના પ્રતાપે ચારે તરફ કોલાહલ મચી રહ્યો. અસંખ્ય સૈનિકો મહાલયમાં ધસી આવ્યા. અંગારસિંહ સ્તબ્ધ બની ગયો અને દયાને માટે વિક્રમાજીતની સામે જોવા લાગ્યો. વિક્રમાજીતે તેના હૃદયની વાત જાણી કહ્યું: —"મહારાજ ડરશો નહિ. હું તમને ત્રાસ આપવા નથી માગતો. તમે હવે નગરમાં જાઓ અને અધર્મે નહિ વર્તવાની પ્રતિજ્ઞા લ્યો. આજથી સમજજો કે ધર્મ. અધર્મ, કપટ, પુન્ય, પાપ વગેરેનો બદલો આપનાર પરમાત્મા સર્વ સ્થળે હાજર છે. જાઓ પધારો."

અંગારસિંહ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના ત્યાંથી ચાલતો થયો. પ્હાડસિંહ પણ રાજાની પાછળ મહાલયની બહાર નીકળ્યો. બન્ને જણા ઘોડેસ્વાર થઇ અચળગઢ તરફ ચાલ્યા.

રાજાના ગયા પછી વિક્રમાજીતે રંભા અને સુમનને આશ્વાસન આપી સઘળી હકીકત પૂછીને જાણી લીધી. રાજાના આવા વર્તનથી તેને ઘણું લાગી આવ્યું. રંભા અને સુમને પણ વખતસર તેમને મદદ કરવા માટે તેનો ઉપકાર માન્યો. આ વખતે સવાર થયું હતું તેથી વિક્રમાજીતે ચાર સરદારોને રંભા તથા સુમનને રત્નગઢ પહોંચાડી આવવાની આજ્ઞા કરી. બન્ને બાળાઓ તેને નમન કરીને જવા તૈયાર થઇ. વિક્રમાજીતે એક સુંદર સુખપાલમાં તેમને બેસાડી વિદાય કરી. ચાર બળવાન સરદારો ઘોડેસ્વાર થઇ સુખપાલની આગળ પાછળ ચાલવા લાગ્યા. તેમના ગયા પછી વિક્રમાજીતે પોતાનાં માણસો સાથે અચળગઢ તરફ પ્રયાણ કર્યું. જે સમયે રંભા અને સુમન રત્નગઢની સરહ-

દમાં આવ્યાં તે વખતે તેમને જણાયું કે તેમની પોતાની શોધમાં ઘણાં માણસો દોડાદોડી કરી રહ્યાં છે. સુમને સુખપાલમાંથી બહાર જોયું, તેવામાં તેની શોધમાં નીકળેલા એક સરદારની નજર સુખપાલ પર પડી. રાજકન્યાને તેમાં જોઇ તે આનંદ પામ્યો. તેણે તરત એ સ્વારોને મહારાજા પાસે સમાચાર જણાવવાને રવાને કર્યા. ર નગરમાં દાખલ થઇ રંભાએ અને સુમને કંઇક વિચાર કરી અચળગઢના ચારે સરદારોને વિદાય કરી દીધા; બાદ બંને એકલાં મહેલમાં આવ્યાં. તેમના આગમનથી રાજા ચંદ્રકેતુના આનંદનો પાર રહ્યો નહિ. રંભા માતા-પિતાને મળી. રાજાએ સમાચાર લાવનારને ઇનામ આપ્યા. તે પછી રંભાએ મહારાજાની આજ્ઞાથી વિતેલા સંકટની વાત કહી સંભળાવી. અંગારસિંહના દુષ્કર્મથી મહારાજા ચંદ્રકેતુ રાતા પીળા બની ગયા. તેમણે તેજ ક્ષણે પાસે બેઠેલા સેનાપતિને સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપી; પણ સેનાપતિના ગયા પહેલાં રંભાએ અને સુમને મહારાજાને શાન્ત કર્યા એટલે સૈન્યની તૈયારીનો વિચાર બંધ રાખ્યો અને વિક્રમાજીતે કરેલા ઉપકારના બદલામાં તેનાં વખાણ કરી ચંદ્રકેતુ રાજાએ તેની પર એક પત્ર લખ્યો. એ પત્ર રાજાએ એક સરદારના હાથમાં આપી કહ્યું:—" તું આ સમયેજ અચળગઢ તરફ જા અને ત્યાં જઇ આ પત્ર ત્યાંના પ્રધાન વિક્રમાજીતને આપજે. આ પત્રનો તે શું જવાબ આપે છે તે સાંભળીને તરતજ આ તરફ પાછો ફરજે.'

" જેવી આજ્ઞા. " કહી તે સરદાર પત્ર લઇને ચાલતો થયો. બાદ મહારાજા પણ રંભા અને સુમનને લઇ મહેલની અંદર ચાલ્યા ગયા.



## કિશોર-કમળા.

" અજબ એ પ્રેમના પ્યાલો, હમોને પ્રાણ પ્યારો છે;
અમરપદ પ્રાપ્ત કરનારો, બધાંનો એ ઉતારો છે.
હમારી ઈષ્ટતા એમાં, ગણી છે શ્રેષ્ઠતા જેમાં;
સકળ સત્તા હરફ એમાં, હમારો પ્રેમ ન્યારો છે."

અચળગઢના રાજમહેલના એક સુંદર દિવાનખાનામાં અત્યારે અંગારસિંહની પુત્રી કમળાકુમારી કંઈક વિચારમાં નિમગ્ન થઈને આમ-તેમ આંટા મારતી હતી. તેની ઉમ્મર આશરે પંદર વર્ષની હતી. આ રાજકન્યા સુંદરતામાં રતિને પણ શરમાવે એવી હતી. આજે તેના હૃદયમાં કંઈક જુદાજ વિચાર ઉદ્દભવતા હતા. તેના મનોભાવ ઉપરથી અનુમાન થતું હતું કે તે આતુર હૃદયે કોઇના આવવાની રાહ જોઇ રહી હતી. સમય જતાં તેની આશા નિરાશામાં બદલાવા લાગી. તેનું પ્રફુલ્લિત મુખ ગંભીર વિચારના પ્રભાવે કરમાવા લાગ્યું. તેણે નિરાશ મને હિંચોળાખાટ પર સ્થાન લીધું. એક પગ હિંચકા પર રાખી પગે ધીમે ધીમે તેણે હિંચકા નાંખવા માંડયા. તે અત્યંત વ્યાકુળ બનેલી જણાતી હતી. થોડીવારે તે રસિક રંભા સ્વગત બોલી ઉઠી કે:-" અરે ! હજી સુધી ચંદ્રલેખા પાછી કેમ ન આવી ! શું ! તેમણે અહિં આવવાને આનાકાની કરી હશે ! ? પુનઃ તે વિચારમાં પડી. વિચારમાં પણ તે કોઇના આવવાનો ખડખડાટ સાંભળી ચમકી ઉઠતી. પોતાના મનની નિર્બળતા પર તેને ઘણું લાગી આવ્યું. વિચારને દૂર કરવાની આખરે તેણે યુક્તિ શોધી કાઢી. "હાવ, ચંદ્રલેખા આવે ત્યાં સુધી સિતાર વગાડી આનંદ કરૂં." બોલી તે હિંચકા પરથી ઉઠી સિતાર લઇ આવી અને પુનઃ હિંચકા પર બેસી સિતારના તાર પર કોમળ આંગળીઓ ફેરવી સૂર મેળવવા લાગી. સૂર મળતાં શું ગાવું તેનો વિચાર થયો. અંતે મનના વિચારોને અનુસરતું ગાન આરંભાયું.

" મોહનવર મળવા આતુર મનડું ધીરજ જરી નવ ધારે;
મુગ્ધાના કોમળ કાળજડામાં બાણ રતી પતિ મારે.

બાલ્યકાળના ભાવ ગયા સહુ,
રાચે મન રતી રાગ વિકારે;
મદન પીડિતા વ્યાકુળ યુવતી,
કાન્ત વિના બળતી અંગારે—ધીરજ.
જાય બદલતાં પાસાં રજની,
નેત્રે નહિ નિદ્રાજ લગારે;
શયન જાગરણ સમાન થાતાં,
રાત દિવસ સરખાં છે મારે—ધીરજ.

દેવી દમયંતી.

રાજકન્યા ગાનની કડીયોને ઉલટાવી ઉલટાવીને ગાવા લાગી. તે મોહક મધુરો સુર ચારે તરફ દીવાનખાનામાં ફેલાઈ રહ્યો. સંગીતની શોખિન બાળા ગાનમાં એટલી બધી લિન બની કે આગળ પાછળનું તે ભાન ભુલી ગઇ. જે ચંદ્રલેખાની તે આતુરતાથી રાહ જોઇ રહી હતી; તે ચંદ્રલેખા કયારનીએ ત્યાં આવીને ઉભી રહી હતી છતાં ગાનની ગમ્મતમાં કમળાએ તેને દીઠી નહિ. ચતુર ચંદ્રલેખા તેના ગાનમાં ભંગ પડે નહિ એ હેતુથી તેની પાછળ જઇ ઉભી રહી હતી. અંતે ગાન પુરૂં કરી કમળાએ સિતારને નીચે મૂક્યો. "હજી ચંદ્રલેખા આવી નહિ." કહી તે સ્વગત બોલવા લાગીઃ—"હા, નિર્દય સખી! તું મારી અકળામણ જાણે છે છતાં આટલી વાર કયાં રોકાઇ રહી છે? ખરેખર તું અત્યારે નિષ્ઠુર થઇ હોય એમ જણાય છે. સખી! વ્હાલી સખી! આજે મારૂં તમામ અંગ અનંગના પ્રતાપે તપી રહ્યું છે. અનંગની તાલાવેલી કેવી હોય છે તેની મને અત્યારે પૂરેપૂરી સમજ પડી છે." કહ્યું છે કેઃ—

"જેને વિતી જગતમાં, તે પર પીડા જાણ;
સાકરના શોખીનને, ભુખ્યાનું નહિ ભાન."

એવી સ્થિતિ મારી થઇ રહી છે. આમ બોલતી રાજકન્યા સખીની રાહ જોવા લાગી. પાછળ ઉભેલી ચંદ્રલેખાએ ધીમે રહી કમળાની આંખ્યો પર હાથ દાબ્યા. કમળા ચમકી અને ચંદ્રલેખા

મૂકી દે કહીને ઉભી થઈ. ચંદ્રલેખા હસતી હસતી તેના સામે આવી ઉભી રહી. તેને જોઇ કમળા આનંદ પામી પૂછવા લાગી:—"વ્હાલી સખી! તું ક્યારની આવી છે? અરેરે! હું તો તારી વરસાદની પેઠે રાહ જોઇ રહી હતી. વારૂ હવે કહે કે તું શું કરી આવી?"

"ગાન ગાતી વખતે તો ભાન ઠેકાણે નહોતું કે પાસે આવીને કોણ ઉભું છે. સાહસ કામ કરવું અને ભાન ભૂલવું એવું કરવામાં કયાંક ભયંકર આફતમાં ઉતરવું પડે તેનો ખ્યાલ છે? હું કેવું કામ કરવાને ગઇ હતી તેની તમને સારી રીતે સમજ હતી છતાં તમે સાવચેત કેમ રહ્યાં નહિ?" કહી ચંદ્રલેખા તેની સામે જોઈ રહી.

"ત્યારે શું તને અહિં આવ્યે ઘણી વાર થઈ છે?" કમળાએ પૂછ્યું.

"હાજી, મને અહિં આવ્યે ઘણી વાર થઇ; પણ તમે તો અનંગના રંગમાં રંગાઈ સિતારના તાનમાં મસ્તાન બન્યાં હતાં તેથી તમને શું ખબર પડે કે અહિં આવીને કોણ ઉભું છે? સિતારનું તાન અને પ્રિયતમનું ગાન પછી શું દરકાર બીજાની કે આડું અવળું જોવું પડે?" ચંદ્રલેખાએ હસ્તે વદને કહ્યું.

"લે હવે રહેવા દે એ વાત અને કૃપા કરી જણાવ કે કામ ફતેહ કરી આવી કે નહિ? વ્હાલી સખી! તું તો મારા અંતરની બહેન છે, તેથીજ તને આવું જોખમનું કામ કરવાને મોકલી હતી."

"ચંદ્રલેખા જે કામ કરવાને જાય એમાં કોઇ દિવસ તેને નિષ્ફળતા મળે કે? બહેન! હું તો ક્યારનીએ તેમને બોલાવી અહિં આવી છું. પ્રધાનપુત્ર "કિશોરસિંહ" પણ ક્યારનાએ તમારા દર્શનની આતુર ઇચ્છાએ બ્હારના દિવાનખાનામાં બેસી રહ્યા છે. તે વિચીક્ષણ કુમાર તો તમારૂં નામ સાંભળતાંજ અહિં આવવાને મારી સાથે ચાલી નીકળ્યા. પરંતુ તમને ધન્યવાદ આપવો ઘટે છે કે કોઇને પોતાને ત્યાં બોલાવી તેનો ભાવ પણ ના પૂછવો."

"સખી મને માફ કર. ગાનના તાનમાં હું ભાન ભૂલી હતી. બહેન! જા હવે તું તેમને જલ્દીથી માન સાથે અહિં બોલાવી લાવ."

ચંદ્રલેખા બ્હારના દિવાનખાનામાં બેઠેલા કિશોરસિંહને લઇ રાજકન્યા પાસે આવી. કિશોર કમળાની તારા–મૈત્રી થઇ. આંખના ઈશારે બન્નેએ એક બીજાને અભિવંદન આપ્યું. ચંદ્રલેખા આવુંજ કહી ત્યાંથી ચાલતી થઇ. કમળાએ કાતિલ કટાક્ષ ફેંકી કિશોરસિંહ સામે જોયું. કિશોરસિંહે મૃદુ હાસ્ય કરી કહ્યું:–"પારકાને પોતાને ત્યાં બોલાવી એકાન્ત જગામાં ઘણી વાર એકલો બેસાડી મૂકવો તે શું સુજ્ઞ રાજકન્યાનો ધર્મ છે કે?"

"ક્ષમા વ્હાલા ક્ષમા. આવો આ સુવર્ણ કૉચ પર સ્થાન લ્યો." કહી કમળાએ કિશોરસિંહનો હાથ પકડી તેને કૉચ પર બેસાડયો.

કિશોરસિંહ પ્રધાન વિક્રમાજીતનો પુત્ર હતો. તે સદ્‌ગુણી અને રૂપવાન યુવક હતો. કમળાથી તે બે ત્રણ વર્ષે મોટો હતો. તેણે બાલ્યાવસ્થાથી તે આજ પર્યંત કમળાના સહવાસમાંજ સઘળો સમય ગાળ્યો હતો; રોજના સહવાસથી બન્નેનો પ્રેમ દ્રઢ થયો હતો અને એ પ્રેમે સમય જતાં જુદું સ્વરૂપ ધારણ કર્યું હતું. વીર વિક્રમાજીતે સંશય યુક્ત થઈ કિશોરસિંહને કમળાની પાસે જવાની મના કરી હતી, કારણ કે તેનો વિચાર કિશોરસિંહને મહા બળવાન અને ગુણવાન બનાવવાનો હતો. અત્યારથી જો તે પ્રેમમાં પડે તો મારૂં ધારવું વૃથા જાય, એ હેતુથી વિક્રમાજીતે તેની પર સખ્ત દેખરેખ રાખવા માંડી હતી. કમળા તેને જીવનપ્રાણ હતી. આજકાલ કરતાં તે તેને ઘણા દિવસથી મળ્યો નહોતો તેથી આજે તે તેના પિતાની ગેરહાજરીમાં કમળા પાસે જવાનો વિચાર કરતો હતો; એવામાં ચંદ્રલેખા તેને બોલાવવા આવી. ભાવતું હતું ને વૈદ્યે કહ્યું. કિશોર તરત વસ્ત્ર પહેરી લેઇ ચંદ્રલેખાની સાથે કમળાની પાસે આવ્યો. બન્ને એકમેકને મળ્યાં અને આનંદ પામ્યાં. કમળાએ સ્વહસ્તે સુગંધ યુક્ત તાંબુલ કિશોરના મુખમાં મૂકતાં કહ્યું:–"કાં વ્હાલા! તું તો મને હવે ભૂલી ગયો હોય એમ જણાય છે. આજકાલ કરતાં કેટલા વખતથી હું તારા દિદારનાં દર્શન કરવાને આતુર થઇ રહી હતી. ખરેખર તારૂં હૃદય હવે વજ્ર જેવું થઇ ગયું છે. પહેલાં તો તને મારા વિના લગાર પણ ચાલતું નહોતું

અને હવે આમ અકળાવે તે શું તારા જેવા સુજ્ઞને છાજે છે કે? વ્હાલા !. તું મારી પાસે હમણાંનો શા માટે આવતો નથી? શું તને કાંઇ ખોટું લાગ્યું છે?"

"પ્રિય કમળા ! તું જ્ઞાની થઇને કેમ ભૂલે છે? આપણી વય હવે વધારે સહવાસમાં આવવા યોગ્ય રહી નથી. આપણો બાલ્યકાળનો સમય હવે બદલાઇ ગયો છે. નિર્દોષ પ્રેમે પણ કંઇક અજબ સ્વરૂપ ધારણ કરી આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂક્યાં છે. આપણી અવસ્થા હવે છૂટથી હરી ફરી શકાય એવી નથી. લોક લજ્જાનો પ્રચંડ પડદો આપણી ઉપર ઢંકાએલો છે. તે લોક લજ્જાના પડદાને દૂર કરવાથી આપણે દારૂણ દુઃખમાં દટાવાનો સંભવ છે. તેમાં તારે તો મારા કરતાં પણ વધારે સહન કરવું પડે એમ છે; કારણ કે હું પ્રધાન પુત્ર ને તું રાજકન્યા ! આપણે બન્નેનો સંબંધ થવો મુસ્કેલ છે. આપણો પ્રેમ જો કે અદ્યાપિ પર્યંત શુદ્ધ છે અને શુદ્ધ રહેશે પણ સાથે ફરવાથી લોકો શું કહેશે? "લોક વિરૂદ્ધ ન વર્તવું." એ અનાદિ કહેવત છે. તેના ત્યાગથી સંકટમાં સપડાવું પડે છે. માટે તારે માટે તો હવે ઉત્તમ એ છે કે તારે મારો પ્રેમ સદાને માટે ભૂલી જવો." કહી કિશોર તેના મુખ સામે જોઇ રહ્યો.

તેનાં વચન કમળાને અસહ્ય લાગ્યાં. તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગી:—"કિશોર ! કિશોર ! આજે તું આ શું બોલે છે? તારાં વચનથી મ્હારૂં હૃદય ભેદાય છે. આ કમળાના હૃદયને તું સારી રીતે જાણે છે. કમળાએ જેને એક વખત પ્રેમ અર્પ્યો તેની સાથેજ સદાકાળ તે નિવાસ કરશે. કિશોરને અર્પેલો પ્રેમ કમળા હવે બીજાને કોટી કાળે પણ આપી શકશેજ નહિ."

"કમળા! કમળા! તું શું બોલે છે તેનું તને ભાન છે? મહાન્ સત્તાધિશ મહારાજાની કન્યા એક પ્રધાન પુત્રની સાથે તેનો પ્રેમ સદાકાળ માટે કેવી રીતે જોડી શકશે? મહારાજા અંગારસિંહ તને તો કોઇ મોટા બળવાન્ રાજા સાથે પરણાવશે. પિતાની આજ્ઞાને માન આપી તારે પરણવું પડશે; પછી મારા પ્રત્યેનો પ્રેમ ક્યાં સુધી

ટકી શકશે ?" કિશોરે કહ્યું.

"કિશોરસિંહ ! હું આજે જે શબ્દો બોલું છું તે તું સત્ય માનજે. આ કમળા ત્હારા સિવાય અન્ય કોઇની સાથે પરણનાર નથીજ." કમળાએ જણાવ્યું.

"ત્યારે શું તું જીંદગીપર્યંત કુંવારી રહીશ." પુનઃ કિશોરે કહ્યું.

"હા, જો મારી મન ધારણા સફળ થશે તો હું રાજી ખુશીથી પરણીશ, પણ મારી ધારણા નિષ્ફળ જશે તો કૌમારવ્રતનો ટેક અચળ રહેશે. કિશોર ! મારા આત્માને પૂર્ણ ખાત્રી છે કે મારૂં ધાર્યું સિદ્ધ થશેજ; પરંતુ તેમાં તારી, વ્હાલા કિશોર ! તારી મદદની ઘણી જરૂર પડશે." કમળાએ કહ્યું.

"શું મારી મદદથી તારૂં ધારેલું સિદ્ધ થશે. જો એમ હોય તો જણાવ હું આ પળેજ તને મદદ કરવાને તૈયાર છું." કિશોરે આશ્ચર્ય પામીને કહ્યું.

"તું મને વચન આપે તો કહું" કમળાએ કહ્યું.

"અરે વચન તો શું પણ તારે માટે મારો આ પ્રાણ જોઇએ તો પણ તૈયાર છે. કમળા ! બોલ, તું જે કહે તે કરવાને હું તૈયાર છું. તારા કલ્યાણને અર્થે આ કિશોરને ગમે એટલાં વિઘ્નો નડશે તો પણ તારૂં કામ કરવામાં તે પાછો નહિંજ પડે. કમળા ! કમળા ! હજી પણ તને ખાત્રી ન થતી હોય તો લે આ મારૂં વચન. બોલ હવે બીજું કાંઇ." કિશોરે ઉશ્કેરાઇ કહ્યું.

"હાશ ! હવે મને શાન્તિ થઇ. કિશોર ! હવે આ હૃદયમાં પૂર્ણ ખાત્રી થઇ કે જરૂર તારાથી મારૂં કામ પરીપૂર્ણ થશે." કમળાએ સ્નેહભરી નજરે તેના સામે જોઇ કહ્યું.

"પણ શું કામ કરવાનું છે તે તો કહે કે એમને એમ કામ થઇ જશે ?" કિશોરે કહ્યું.

"એમ ! તો લે સાંભળ; પણ જો જે કામનું નામ સાંભળી ગભરાઇ જતો નહિ ! કિશોરસિંહ સાંભળ, મારા મનની ઇચ્છા સ્વસ્થ થઇને સાંભળ. મ્હેં આજે સૂર્યચંદ્રની સમક્ષ પ્રતિજ્ઞા કરી છે કે મારે

પરણવું તો કિશોરની સાથે, નહિતો જીંદગી પર્યંત કૌમારવ્રત પાળવું.” આમ કહી કમળા કિશોરના મુખનું અવલોકન કરવા લાગી.

તેનું બોલવું સાંભળી કિશોરસિંહ સ્તબ્ધ બની ગયો અને આંખો ફાડી કમળાના મુખ સામે જોઈ રહ્યા. કમળા મૃદુ મૃદુ હસવા લાગી કિશોર ભવિષ્યના વિચારમાં પડ્યો. તેને ભાવિષ્ય ભયંકર ભાસવા લાગ્યું. તેના હૃદયમાં કંપ છૂટવા લાગ્યો. તે આકાશ તરફ દ્રષ્ટિ કરી કમળા શુદ્ધિમાં બોલી હશે કે બેભાન અવસ્થામાં તેનો વિચાર કરવા લાગ્યો. પછી તેણે કમળા સામે જોઈ ધીમેથી કહ્યું:—“ કમળા ! તું આજે ભાનમાં હોય એમ જણાતું નથી. ત્હેં કેવી ભયંકર પ્રતિજ્ઞા કરી તેનું તને ભાન છે ? શું અંગારસિંહ તારી પ્રતિજ્ઞા પૂર્ણ કરશે ? ”

“ હા, મારૂં આત્મબળ મારી પ્રતિજ્ઞા તેમની પાસે પૂર્ણ કરાવશેજ. ભાગ્યવશાત્ પિતાજી મારૂં કહેવું નહિ માને તો આ કમળા તારૂં નામ સ્મરણ કરી પ્રતિજ્ઞા પાળવા આત્મવિસર્જન કરશે. વ્હાલા કિશોર તું મારા વિચાર છોડી દે અને જણાવ કે તું તારા ખરા હૃદયથી મને ચાહે છે કે નહિ ? ” કમળાએ પ્રશ્ન કર્યો.

“ કમળા ! આવો પ્રશ્ન પૂછી ત્હેં મારા મનમાં અપાર દુઃખ ઉત્પન્ન કર્યું છે. આપણે ભેગાં રમી આટલી ઉમ્મરે પહોચ્યાં છીએ છતાં તું મારા હૃદયથી અણજાણ રહી તેથી મને ઘણું લાગી આવે છે. કમળા ! કમળા ! આ હૃદયમાં તારોજ જાપ જપાય છે. તું કહે તો આ ક્ષણેજ હું મારૂં હૃદય ચીરીને તને બતાવું કે કમળાના અંતરનું લોહી પ્રેમમાં કેટલું ઝડપથી વહે છે. કમળા ! મારી જીવન-દોરી ! તુંજ મારૂં સર્વસ્વ છે. તને મેળવવા અને મારા હૃદયની દેવી બનાવવા હું મહાન્ પ્રયત્નો કરીશ. ” કિશોરે આવેશથી કહ્યું.

“ બસ, હવે આ અશાન્તિ પૂર્ણ હૃદયમાં શાન્તિની સ્થાપના થઈ. વ્હાલા આવ આ સુવર્ણ ખાટ પર હિંચી આનંદ કરીએ ” કમળા ઉભી થઈ. એવામાં ચંદ્રલેખા બહારથી અંદર આવી કહેવા લાગી:—“ બહેન ! બાપુ તમને હાલને હાલ બોલાવે છે. ”

કમળાને આ સમાચાર ગમ્યા નહિ તેથી તેણે કિશોર સામે

જોયું. કિશોર તેને તેના પિતાની પાસે જવાનું સુચન કરી પોતે પણ ત્યાંથી જવાને ઉભો થયો. "કમળા જાઉછું" કહી કિશોરે તેના સામે જોયુ. કમળાએ ગળગળા સાદે "હા પધારો અને કોઈ કોઇ દિવસ મારી સભાળ લેજો" કહી તેને જવાની અનુમતિ આપી. કિશોર બહાર નીકળી તેના અવાસ તરફ ચાલતો થયો. કમળા અને ચંદ્રલેખા મહારાજા અંગારસિંહની પાસે જવા ચાલતાં થયાં.



૭

## ગુપ્ત ગોઠવણ

અચળગઢમાં આવેલા પોતાના ભવ્ય મકાનના એક એકાન્ત ઓરડામાં આજે વીર વિક્રમાજીત કંઇક ઉંડા તર્કવિતર્ક કરતો ગમગીન ચહેરે બેઠેલો છે. તે ઘડીકમાં ગુસ્સે થઈ જાય છે તો ઘડીકમાં શાન્ત થઈ પાછો વિચારવમળમાં ઝુલે છે. આજે તેની સ્થિતિ કંઇક જુદાજ પ્રકારની થઈ રહી છે. અત્યારે તે વિચારમાં ગુસ્સે થયેલો હોવાથી તેની આંખો લાલચોળ દેખાતી હતી. તે સર્વ વિચારનો ત્યાગ કરી એકાએક ઉભો થઇ ગયો અને ઉંચે નજર કરી સ્વગત્ બોલી ઉઠ્યો:—"ઓ અત્યાચારી અંગારસિંહ! તને પાપકર્મ કરતો હું અટકાવું છું તેમાં શું ખોટું કરૂં છું કે જેથી તું મારૂં અપમાન કરી મને હલકો પાડવાનો પ્રપંચ રચે છે? અરે! આજે ત્હેં ભરી સભામ મારા ઉપર આક્ષેપ કરી મારૂં અપમાન કર્યું છે તેનો ભાવાર્થ હું પૂરેપૂરો સમજી ગયો છું. તારાં એ વ્યંગ વચનો મારાથી સહન કરી શકાતાં નથી. તું રાજા છે એ વિચાર આવવાથીજ તું તે સમયે મારા ક્રોધમાંથી બચી ગયો છે; નહિતર તારી જગાએ જો બીજા કોઇએ આ વીરને અપમાનની આગમાં સળગાવ્યો હોત તો તેજ વખતે તેને આ વિક્રમાજીતે સ્વર્ગસદનમાં મોકલી આપ્યો હોત. અંગારસિંહ! અંગારસિંહ! ત્હેં અચળગઢની ગાદી લજાવી છે. તું રાજાના રૂપમાં રાક્ષસ છે. તું વિષયાંધ અને વ્યસની બની રાંકડી પ્રજા ઉપર કેટલો જુલ્મ ગુજારે છે! તેનું તને કાંઇજ ભાન નથી. બિચારી ગરીબ

રંકડી પ્રજા તેમનું દુઃખ ક્યાં જઈ રડે ! જ્યાં રાજા પોતેજ નિચ વૃત્તિનો છે તો પછી તેના અમલદારોની તો વાતજ શું કરવી ? તેઓ પણ નિચજ. અમુક વરસો ઉપર જે રાજ્ય સ્વર્ગ સમાન શોભતું હતું, તે રાજ્ય આજે દુઃખ દરિદ્રતાથી ભરપૂર થઇ રહ્યું છે. તેનું કારણ ફક્ત રાજાની અવિચારી બુદ્ધિજ છે. "જેવો રાજા એવી પ્રજા" હોય એમાં શું નવાઇ. આ વિષયાંધ રાજાને કોઇ સજ્જનનો સમાગમ તો ગમતોજ નથી. અહિં સજ્જનોને નિરંતર અપમાન સહન કરવું પડે છે અને મૂર્ખાઓ માનપૂર્વક રાજાની હજુરમાં રહે છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—" જે દેશમાં ચંપો આંબો અને ચંદનનાં ઝાડને કાપી નાંખવામાં આવતાં હોય, કાંટાના ઝાડનું રક્ષણ કરવામાં આવતું હોય હંસ મોર અને કોયલોના કુળનો સંહાર થતો હોય તથા કાગડાઓને આદરથી પાળવામાં આવતા હોય, હાથી આપી તેના બદલામાં ગધેડા લેવાતો હોય, કપુર અને કપાસ સરખાં ગણાતાં હોય અને એજ પ્રમાણે જ્યાં ગુણવાન અને નિર્ગુણ પણ સરખાજ લેખાતા હોય તે દેશને અમારા પ્રણામ છે."

આ અંગારસિંહના રાજ્યમાં પણ આ રીતેજ અંધેર ચાલે છે. મનમાં ઘણુંએ થાય છે કે રાજ્યનો ત્યાગ કરી ચાલ્યો જાઉં: પણ રાંકડી પ્રજાનું દુઃખ નજરે તરી આવે છે. પ્રજાને સુખી કર્યા વિના જવાને અંતરાત્મા ના પાડે છે, પણ હું એકલો પ્રજાનાં દુઃખને શી રીતે દૂર કરી શકું. આખી પ્રજા અંગારસિંહને ધિક્કારની નજરે જુએ છે પ્રજાનું કષ્ટ જોઈ મારૂં હૃદય સળગી ઉઠ્યું છે. પાષાણ હૃદયના રાજાને તેની કાંઇ અસર થઇ હોય એમ જણાતું નથી. અહા ! જે રાજાના રાજ્યમાં જાલીમ જુલ્મ છે ત્યાંની પ્રજાને કોનો આધાર ! જે રક્ષણ કર્ત્તા તેજ ભક્ષણ કર્ત્તા થાય તો પ્રજાને કોણ બચાવનાર ! સ્વાર્થપરાયણ રાજાની ફરિયાદ કોના દરબારમાં ઉઠાવવી ! પ્રભુ હદ થાય છે—જુલ્મ છે. રાંકડી રૈયતનું દુઃખ મારાથી જોઇ શકાતું નથી. હવે મારે કરવું શું ? શું એ પાપી રાજાના પક્ષમાં રહી પ્રજાને વધુ દુઃખમાં બળવા દેવી ? ના, ના, આ વિક્રમાજીતથી હવે એમ થનારજ

નથી. ત્યારે શું મારે પ્રજાના ઉદ્ધારને અર્થે મહારાજા ચંદ્રકેતુની પ્રાર્થના કરવી ? હા, એમજ. તે બળવાન ભૂપતિને મદદને માટે અહિં લાવવા અને કુલાંગાર અંગારસિંહને તખ્ત પરથી ઉઠાડી મૂકવો. આમ બોલતો વિક્રમાજીત વિચારમાં પડયો; પણ પુનઃ પાછો બોલી ઉઠયો:—" ના, ના, એમ તો ન થવું જોઇએ. અચળગઢના ઉદ્ધારને અર્થે કોઈ બીજા રાજાને કદાપિ કાળે અહિં બોલાવવો નાહિજ જોઇએ. જો ચંદ્રકેતુ ધર્મ પરાયણ છે તે અચળગઢમાં પ્રવેશી પછી લોભ પરાયણ કેમ ન થઇ જાય ? જો એમ થાય તો મારૂં અચળગઢ સદાને માટે પરાધિન થઈ જાય. અંદર અંદરના કલહને લીધે પોતાના રાજાનો નાશ કરવાને કેટલાક દુષ્ટોએ બીજા રાજાઓને મદદ કરી પોતાના રાજાને પાયમાલ કરી રાજ્ય ઉજ્જડ કરાવ્યું હતું; હા ! તે દેશદ્રોહિયોના પ્રતાપેજ આ પવિત્ર ભૂમિ આજે પણ દુઃખ દારિદ્રથી પીડાઈ રહી છે; પણ હવે મારે શું રસ્તો કરવો ? હાં ઠીક યાદ આવ્યું. મને તો આ રસ્તોજ યોગ્ય જણાય છે. જો કે અંગારસિંહ દુર્ગુણનો ભંડાર છે; પરંતુ તેનાં સંતાનો ન્યાયપરાયણ અને સદ્દગુણમાં એક બીજાથી ચડે એવાં છે, માટે જો પાટવી કુમાર. રાજ્યની લગામ હાથમાં લે તો કંઈક ઠીક થાય ખરૂં; પણ પાટવી કુમાર કલ્યાણસિંહ મારી વાત માન્ય કરે એમ જણાતું નથી કારણ કે તે પિતૃભક્ત છે, અને તે હમેશાં પ્રભુના ધ્યાનમાં મગ્ન રહી રાજ્ય ખટપટોથી વિમુખ રહેવાને ઇચ્છે છે તેથી તે પણ મને લાયક જણાતો નથી. એના કરતાં તો મને રણજીતકુમાર દરેક વાતે ઠીક જણાય છે. આટલી યુવાન વયમાં તેણે તેની કીર્તિ ચારે તરફ ફેલાવીને વીર પંકિતમાં શ્રેષ્ટ નામ ગણાવ્યું છે; માટે જો વીર રણજીત મારી વાત માન્ય કરે તો કંઈક શ્રેય થાય ખરૂં !"

અરે હું કેમ ભુલુછું ! મહારાજા ચંદ્રકેતુની પુત્રી રંભા અને રણજીત વચ્ચે પ્રેમગાંઠ બંધાઇ છે. તે એક બીજાને અત્યંત પ્રેમથી ચાહે છે. અંગારસિંહે રંભાને ત્રાસ આપ્યો હતો. તે વાતની રણજીતને ખબર પડતાં તે તેના પિતાની વિરૂદ્ધ વર્તવા અને મારી સલાહ

માવાને તૈયાર થઇ જશે. "લાવ ત્યારે તેને આ વખતેજ અહિં બોલાવી મારી વાતથી માહિતગાર કરૂં.' કહી વિક્રમાજીતે એક પહેરાવાળાને હાંક પાડી

"જી સાહેબ! સેવક હાજર છે." કહેતો એક રજપૂત સિપાહી અંદર દોડી આવ્યો. તેને જોઈ વિક્રમાજીતે કહ્યું:—"માધવ! તું અત્યારેને અત્યારે નાના કુમારના મહેલે જા અને તેમને મ્હારૂં નામ દઈ અહિં બોલાવી લાવ."

"બહુ સારૂં નામદાર" કહી માધવ સલામ કરી ચાલતો થયો. તેની પાછળ દ્રષ્ટિ કરી વિક્રમાજીત મૂછ પર હાથ ફેરવી બોલ્યો:—"બસ હવે ધારેલું કામ પાર પડશે અને રૈયતનાં રક્ત પીનાર પાપી પિશાચ રાજા તથા અમલદારોને યોગ્ય શિક્ષા કરી પ્રજાની આશિષ લેવાશે." આ અરસામાં એક સિપાહીએ અંદર આવી જણાવ્યું કે "નામદાર! કોઇ પરદેશી સરદાર બહાર આવેલો છે ને તે આપની મુલાકાત લેવા ઇચ્છે છે."

"શું પરદેશી સરદાર અને મારી મુલાકાતે?" વિક્રમાજીતે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"હા, નામદાર." સિપાહીએ જણાવ્યું.

"વારૂ તેને માનપૂર્વક મારી પાસે બોલાવી લાવો." વિક્રમાજીતે આજ્ઞા આપી. સિપાહી ચાલ્યો ગયો અને રત્નગઢથી મહારાજા ચંદ્રકેતુનો પત્ર લઈ આવેલા સરદારને બોલાવી લાવી ત્યાં પાછો હાજર થયો. રત્નગઢનો સરદાર નમન કરી ઉભો રહ્યો. તેના મુખનું નિરીક્ષણ કરી વિક્રમાજીતે પૂછ્યું:—"સરદાર ક્યાંથી આવ્યા છો?"

"રત્નગઢથી મહારાજા ચંદ્રકેતુનો પત્ર લેઇને આવ્યો છું." કહી તેણે બીડેલો પત્ર અદબ સાથે વિક્રમાજીતના હાથમાં મૂક્યો. વિક્રમાજીતના વ્હેમમાં આથી વૃદ્ધિ થઇ. તેમણે ધડકતા હૃદયે પાકીટ ફોડીને પત્ર વાંચવા માંડ્યો. પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું.

વીર સરદાર વિક્રમાજીત! તમે મારી રંભા અને સુમન દીકરીઓનું રક્ષણ કર્યું છે, તેને માટે હું તમારો સદાનો ઉપકારી છું. તમે

દુષ્ટ અંગારસિંહના ક્રોધની પરવાહ કર્યા વિના રજપુત ધર્મને યથાર્થ સંભાળ્યો છે; તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. વિશેષમાં તમારા નરાધમ રાજાનું પૈશાચિક કાર્ય સાંભળી મને અપાર ક્રોધ ઉત્પન્ન થયો છે. હ્હેં તે પશુવૃત્તિના રાજાને દંડ દેવા લડાઈની તૈયારી કરી રાખી છે; પણ તે પહેલાં તમારા જેવા ધર્મપરાયણ સચિવને મારે જણાવવું. જ્યાંએ તમારા જેવા બાહોશ અને ન્યાયપરાયણ સરદારો અચળગઢમાં નિવાસ કરે છે, ત્યાં દુષ્ટ અંગારસિંહ પ્રજાને શાથી પીડે છે? એની મને સમજ પડતી નથી. તમારા અધમ રાજાએ પોતાની નીચ વર્તણુંક ચલાવી મારૂં સહન થઇ શકે નહિ એવું અપમાન કર્યું છે; તે અપમાનનો જવાબ લેવા મ્હેં મારા સરદારને તમારી તરફ મોકલ્યો છે. તમારા રાજાએ અમારી સાથે આવી નીચ વર્તણુંક શા માટે ચલાવી છે તેનો બરાબર ખુલાસો આપજો. તમારા ખુલાસા ઉપરજ અંગારસિંહનું ભાવિ નિર્માણ થએલું છે. હાલ એજ."

લી.

રાજરાજેશ્વર મહારાજા "ચંદ્રકેતુ."

દા. અમાત્ય "રણધીરસિંહ."

વિક્રમાજીત આ પત્રને પૂરેપૂરો વાંચી વિચારમાં પડયો. અંતે તેના મુખ પર શોકની છાયા છવાઇ ગઇ. તે મન સાથે બોલવા લાગ્યો કેઃ—"પાપી અંગારસિંહ! તારા પાપ કર્મનાં પરાક્રમ મહારાજા ચંદ્રકેતુના કાન સુધી પહોંચ્યાં ખરાં. દુષ્ટ રાજા! મને તારૂં ભાવિ ભયંકર ભાસે છે. મહારાજા ચંદ્રકેતુના બળ આગળ તારૂં કંઇ પણ ચાલનાર નથી. તે બળવાન મહારાજાનું પ્રચંડ સૈન્ય અચળગઢમાં તીડની માફક ઉલટી આવશે. તેમના ક્રોધથી અચળગઢનો કિલ્લો જમીનદોસ્ત થઈ જશે. ઓ અંગારસિંહ! તારો મણિમય મુકુટ રત્નગઢના શૂરા સામંતો પગ તળે કચરી નાંખશે. ખરેખર! મને તો તારી ઉપર દૈવ રૂઠ્યો હોય એમજ સમજાય છે." આમ વિચાર કરતા વિક્રમાજીતે ત્યાં ઉભેલા સિપાહીને કહ્યુંઃ—"જાઓ અને આ સરદારને સારા સ્થળે ઉતારો આપી તેમને જોઇતાં સાહિત્યો લાવી આપી તેમની

સારી રીતે બરદાસ્ત કરો. સરદાર તમે આ સિપાહીની સાથે જાઓ. હું તમને એક બે દિવસમાં જવાબ આપી વિદાય કરીશ.”

સિપાહી અને સરદાર વિક્રમાજીતને પ્રણામ કરી ચાલતા થયા. તેમના ગયા પછી થોડી વારે કુમારને બોલાવવા ગએલ માધવસિંહે રણજીતકુમારના આગમનના સમાચાર જણાવ્યા. આ ખબર સાંભળી વિક્રમાજીતના આનંદનો પાર રહ્યો નહિ. કુમારને લેવા તે ઉભો થઇ દ્વાર તરફ સામો ગયો. રણજીતકુમારે દ્વારમાંજ તેનું અભિવંદન સ્વિકાર્યું. વિક્રમાજીત તેને લેઇ અંદર આવ્યો, અને એક સુંદર ગાદી પર તેને બેસાડી પોતે તેની સામે બેઠા. તે પછી તેણે ત્યાં ઉભેલા સિપાહીને ઈશારતથી બહાર ચાલ્યા જવાને સૂચવ્યું. સિપાહી નમન કરીને તરતજ ચાલતો થયો. હવે તે વિશાળ અને સુંદર ઓરડામાં વિક્રમાજીત અને રણજીતકુમાર સિવાય અન્ય કોઇ રહ્યું નહિ. આડીઅવળી વાતો કરી રણજીતે પોતાને બોલાવવાનું કારણ પૂછયું.

વિક્રમાજીતે કહ્યું:–“ કુમારશ્રી ! આજે આપને એક અત્યંત અગત્યના કાર્ય માટે અત્રે બોલાવવામાં આવેલા છે. આજકાલ આપણા રાજ્યમાં ઘણું અંધેર ચાલે છે. નાના સિપાહીથી તે મોટા અમલદાર સુધીના તમામ સરદારો અને પટાવતો ગરીબ રૈયતને ત્રાસ આપે છે. આપશ્રી તો હમ્મેશાં આનંદ અને મોજમઝામાં પડયા રહો પછી શું થાય છે તેની આપને શી રીતે ખબર પડે !” આટલું કહી વિક્રમાજીત શાન્ત રહ્યો અને રણજીતના ચ્હેરા સામે જોઈ રહ્યો.

વિક્રમાજીતનું એકાએક આવું બોલવું સાંભળી રણજીત વિચારમાં પડયો. પ્રધાનનું બોલવું ભેદ ભરેલું છે એમ એ તરત સમજી ગયો. તેણે હસ્તે વદને કહ્યું:–“ વડિલ શ્રી અવિનયની ક્ષમા આપશો. જ્યાં સુધી તમારા જેવા અને બાપુ જેવા વડિલો માથે વિરાજે છે ત્યાં સુધી મારે રાજ્યમાં શા માટે લક્ષ આપવું જોઇએ ? મારે તો અત્યારે આનંદમાંજ સમય વ્યતિત કરવાનો વખત છે.”

“ તે બધું ખરૂં, પણ આપ સારી રીતે જાણતા તો હશો. કે બાપુની વૃત્તિમાં દિન પ્રતિદિન કેવો ફેરફાર થતો જાય છે ! તેમની

રાજ્યમાં થતી વાતો સાંભળી મારૂં હૃદય બંદાઇ જાય છે. પ્રજાની દાદ ફરિયાદ અંદર ઉડી જાય છે. કુમારશ્રી ! આપજ તે દિવસે મને કહેતા હતા કે આપણા રાજ્યમાં ઘણોજ જુલ્મ થાય છે; ધોળે દિવસે ધનાઢ્યોનાં ધન લુંટાઇ જાય છે."

"હા, તે સત્યજ છે. રાજ્યની અંધાધુંધીથી હું પૂર્ણ રીતે વાકેફગાર છું; પરંતુ અત્યારે મારાથી શું થઇ શકે એમ છે તેનો આપજ વિચાર કરી જુઓ. જ્યાં સુધી પિતાજીના હાથમાં રાજ્યસત્તા છે અને મોટા ભાઇ કલ્યાણસિંહ પાટવીપદ પર છે ત્યાં સુધી મારે રાજ્ય સંબંધી કોઇ પણ કાર્યમાં હાથ ઘાલવો તે અઘટિત છે. તેનો બંદોબસ્ત કરવાની ફરજ હાલમાં આપની અને તેમની છે. અચળગઢના હિતચિંતક આપજ છો. મને તો આખા રાજ્યમાં તમારા સિવાય દરેક સરદારો, ભાયાતો, પટાવતો અને અમલદારો સિપાહીઓ વગેરે લુચ્ચા લાંચીઆ અને પ્રજાના દ્રવ્યનું હરણ કરી તાગડધીન્ના ઉડાવનારા જણાય છે. હા જે અચળગઢ સ્વર્ગ સમાન હતું તે અત્યારે કારસ્થાનીઓની કુટિલતાથી દુ:ખનું સ્થાન બની ગયું છે. આટલું કહી રણજીત કુમારે વિક્રમાજીત સામે જોયું. ચતુર પ્રધાને થોડીવાર કંઇક વિચાર કરીને કહ્યું:-" કુમાર ! આપ સમજુ અને જ્ઞાની છો. આપના સદ્‌ગુણનાં ચારે તરફ વખાણ થાય છે. આપની યુદ્ધ કૌશલ્યતાથી મોટા મોટા બળવાન રાજાઓ પણ અચળગઢ સામે આંખ ઉંચી કરવાની હિમ્મત કરી શકતા નથી. બાકી મહારાજા અને પાટવી કુમાર તો ઠીકઠીક છે. અચળગઢમાં ચાલતું અંધેર અને પ્રજાપર થતો જુલમ મહારાજા તેમજ પાટવી કુમાર અટકાવી શકે એ તો મને અસંભવિત લાગે છે. પાટવી કુમાર રાજ્ય તંત્રમાં લક્ષ આપવાને બદલે પ્રભુ ભક્તિ પર વિશેષ ધ્યાન આપે છે. ને મહારાજાને પ્રભુ સમાન ગણે છે એટલે એમનાથી પ્રજાનું દુ:ખ દૂર થઇ શકવા સંભવ નથી. મહારાજા અંગારસિંહ પોતે પણ કુટિલ સરદારોની જાળમાં જકડાઇ તેમનેજ જોઇ રહ્યા છે. આવી સ્થિતિમાં જે સમય જાય છે તે અમૂલ્ય છે. સમય જતાં અચળગઢનું સૌભાગ્ય નષ્ટ થશે એટલે આપણો

કીર્તિનો સૂર્ય અસ્તાચળ તરફ ઝડપથી ગમન કરી જશે, અને તેની જગાએ ઘોર અંધકારની વિષાદ છાયા ફેલાઈ જશે મને તો તે બાબત સત્વર ઉપાયો લેવા યોગ્ય લાગે છે, પછી તો આપની મરજી. જુઓને ગઇ કાલેજ આપણા નગરના એક શ્રીમંત વ્યાપારીને આપણા કોટવાળે વગર ગુન્હે કેદ કર્યો છે. તેના સ્નેહિઓએ મહારાજાને ફરિયાદ કરી ત્યારે મહારાજાએ જણાવ્યું કે પાટવી કુમાર કલ્યાણ આવે ત્યારે તેને ફરીયાદ સંભળાવજો. આજકાલ કરતાં કલ્યાણસિંહને યુત્રાએ ગયે છ માસ થઇ ગયા છે; પણ તેનો કાંઈ ન્યાયજ નહિ. જો રાજ્યની કાળજી હોય તો તેઓ આટલો સમય ગુજારે? એ આપજ વિચારી જુઓને ! જો પ્રજાનું કલ્યાણ કરી શુભાશિષ મેળવવી હોય તો આપ પોતેજ આ રાજ્યની લગામ હાથમાં લ્યો. આમ નહિ કરો તો નક્કી સમજજો કે આ અચળગઢનું રાજ્ય થોડા સમયમાંજ કોઇ બળવાન રાજાનો ભોગ થઇ પડશે. અચળગઢનું ભાવિ મને વિપરીત જણાય છે.' એવું કહી વિક્રમાજીતે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"અચળગઢનું ભાવિ વિપરીત જણાવાનું કારણ ?" રણજીતે પૂછ્યું.

"તમારા પિતાનાં નીચ કૃત્યો અને પ્રજા પર થતો જુલ્મ."

"શું હમણાં પણ કાંઇ નવિન બનાવ બન્યો છે ?"

"હા, એક તો પેલા શ્રીમંત વેપારીને અન્યાય મળ્યો છે અને બીજો આ પત્ર વાંચો એટલે આપને સઘળું રહસ્ય સમજાશે." કહી વિક્રમાજીતે પોતાના ઉપર આવેલો ચંદ્રકેતુ મહારાજાનો પત્ર રણજીત કુમારના હાથમાં મૂક્યો ' રણજીતે પત્ર ઉકેલ્યો અને તેની અંદરની બીના વાંચતાં તે લાલચોળ બની ગયો. પ્રિયતમા રંભા પર ગુજારેલા જુલ્મથી તે પોતાના પિતાને ધિક્કારવા લાગ્યો તેનું સમસ્ત શરીર કંપવા લાગ્યું." તેણે પત્રને ફેંકી દઇ કહ્યું:—" બસ આજથીજ આ અચળગઢ ઉપર કાળની વિકાળ દ્રષ્ટિ પડી ચૂકી છે. ઓ પિતા ! તમે મોટા સજા થઈ રાજાના નામને લજાવ્યું છે. તમે અચળગઢની ગાદી પર થઈ ગએલા વીર યોદ્ધાઓના વંશમાં કલંક રૂપે ગણાયા છો.

આહ, પ્રધાનજી ! પિતાની વૃત્તિઓએ તો હદ વાળી. તેમની બુદ્ધિ બહેર મારી ગઇ છે. તેમણે હવે તો નિરંતર શ્વાન–વૃત્તિ સ્વિકારી છે. હાય ! મારી મનોરમા રંભા ઉપર પિતાજીની વિષયી દૃષ્ટિ ! ઓહ શું કરૂં, ભયંકર ક્રોધની આગથી બળુ છું–ધ્રુજુ છું. પ્રધાનજી ! આ વીર રણજીત ક્ષત્રિય ધર્મને બરાબર સમજે છે. ધર્મના માર્ગમાં વિઘ્નકર્તા પિતા કે ભાઇ હોય તો તે સર્વને આ રણજીત શત્રુ ગણે છે.” બસ, પિતાના આ અયોગ્ય પગલાંનો જવાબ હું તેમની પાસેથીજ લઇશ.

“કુમાર શાન્ત થાઓ, અત્યારથી ક્રોધાતુર થવું ઉચિત નથી.” વિક્રમાજીતે જણાવ્યું.

“બસ હવે ક્રોધજ આ રણજીતનો પરમ મિત્ર છે અને તેજ ક્રોધાગ્નિમાં રાજા અંગારસિંહ બળીને ભસ્મ થઇ જશે. ઓ પિતા ! ઓ વિષયાંધ પિતા ! તમને શું કરૂં ? જ્યાં નિર્માલ્ય અને બાયલા સરદારોના સહવાસમાં નિરંતર નાચ, ગાન અને દારૂના જલસા ઉડતા હોય ત્યાં પછી ધર્મ–નીતિની તો વાતજ શી પૂછવી ?! કર્મચંડાળ સરદારોએ પોતાની નીચ વૃત્તિઓને તૃપ્ત કરવા તેમને વ્યસનાધિન બનાવી દીધા છે અને તેથી સારાસારનું ભાન ભૂલી પાપી પિતા વિષયાંધ બન્યા છે. અરે ! તેમણે તેમનાં ધોળામાં ધુળ નાંખી છે. વીર પુરૂષોની નામાવળીમાં તેમણે કાયરની ગણના કરાવી છે. બસ ! આ રણજીત આજથી નીચ વૃત્તિઓના કુલાંગારોનો કાળ બન્યો છે.”

“શાન્ત ! કુમાર શાન્ત ! હાલ ક્રોધ કરવાથી શું વળે એમ છે ? સમય આવ્યે જોઇ લેવાશે.”

“શાન્ત શી રીતે થાઉં ! રંભા પર ગુજરેલા જુલ્મથી આ હૃદયની શાન્તિનો સદાયને માટે નાશ થયો છે. મારા ક્રોધની જ્વાળામાં વિષયાંધ રાજા અને તેના સર્વ સરદારો સાથે હતો ન હતો થઇ જશે. એક નિર્દોષ કુમારિકાને સંતાપતાં શું સાર નીકળે છે તેની તેમને હવે બરાબર ખબર પડશે. પ્રધાનજી ! હવે ટુંક સમયમાંજ આ શાંત અને પવિત્ર ભૂમિમાં લોહિની નદીઓ વહેશે.”

“મારે ઉછાળા મ્યાનમાં, કેવી જુઓ સમશેર આ;
આકાશ અવનિ ભેગું કરવા, જાણજો સમશેર આ.

રૂધીર કેરૂં પાન પીવા, છે પ્રબળ સમશેર આ;
પાપી પ્રપચી પીડવા, તૈયાર છે સમશેર આં."

આમ બોલતાંજ વીર રણજીતે કાળના જીભ સમાન સમશેર મ્યાનમાંથી ખેંચી કાઢી. તેની આંખોમાંથી અગ્નિકણો ઝરવા લાગ્યાં. તે પોતાની સમશેરને ઉંચી કરી તેની સામે જોઇ રહ્યો.

રણજીતની આ દશા નિહાળીને વીર પ્રધાન ઉભો થયો અને ધીમેથી તેની પાસે જઇ બોલ્યો:—"બાપુ ! આવું સાહસ આપને કરવું યોગ્ય નથી."

"ત્યારે મારે શું કરવું ? પ્રધાનજી તમે મને રસ્તો બતાવો." રણજીતે ક્રોધમાં કહ્યું.

"કુમાર ! શાન્તિ પકડો. હું આ પળેજ તમને એક નવો રસ્તો બતાવું છું. કુમાર ! તમે એમ ન સમજશો કે આ વિક્રમાજીત કંઇ જાણતો નથી. હું સઘળું જાણું છું. રાજા ચંદ્રકેતુની પુત્રી રંભાકુમારી તમારી પ્રેમદેવી છે." જુઓ ! જુઓ ! આ પત્રમાં ચંદ્રકેતુ રાજાએ શું લખ્યું છે તેતો વાંચો ! આમાં લખ્યું છે કે:—"રાજાએ ચલાવેલી ગેરવર્તણુંકને માટે જવાબ લેવા મારા સરદારને મોકલ્યો છે. સમજ્યા કે ?" વિક્રમાજીતે કાગળનો ભાવાર્થ જણાવ્યો.

"તમે શું કહેવા માગો છો, તે હું બરાબર સમજી શકતો નથી માટે કૃપા કરી સ્પષ્ટ જણાવો કે તમારા કહેવાનો શું ભાવાર્થ છે.' રણજીતે લગાર શાન્ત થઇને પૂછ્યું.

"મારો વિચાર એવો છે કે તમારે રાજ્યતંત્ર હાથમાં લેવું." વિક્રમાજીતે જણાવ્યું.

"હેં ! કેવી રીતે ?" રણજીતે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"સઘળી પ્રજા આપને પ્રાણથી પણ વિશેષ ચાહે છે તેમજ મહારાજા ચંદ્રકેતુની પણ આપની ઉપર સંપૂર્ણ કૃપા છે; તેથી આવા સમયમાં ફક્ત એકજ યુક્તિની જરૂર છે."

"તે શું યુક્તિ છે ? જે હોય તે સુખેથી જણાવો.'

"સાંભળો ! આવતી કાલે દરબારગઢમાં મોટો દરબાર ભરાવાનો

છે. ત્યાં નાચ, ગાન અને દારૂની ગમ્મતો ઉડવાની છે. તે વખતે હું ચંદ્રકેતુ મહારાજાના સરદારને દરબારમાં મોકલીશ. તે સરદાર ત્યાં દાખલ થઇ આ પત્ર મહારાજાને આપશે. મહારાજા અંગારસિંહ તે પત્રનો જવાબ નહિ આપતાં ઉલટું તેનું અપમાન કરશે. તેમનો માખણીઓ સરદાર વર્ગ આ બાબતમાં હાજી હા, કહી બાપુને ચડાવશે; તેજ વખતે આપશ્રીએ દરબારમાં આવવું અને આ શાની ગડબડ છે એમ પૂછવું, એટલે હું કોઇની દરકાર કર્યા વિના સઘળુ આપને ખુલ્લેખુલ્લું જણાવીશ. તમારે એ સરદારને વ્યાજબી ન્યાય અપાવવા મહારાજાને કહેવું. મહારાજા તેથી તરતજ તમારૂં અપમાન કરશે. તે વખતે આપ ક્રોધને આધીન થયા વિના શાન્તિથી ઉભા રહેજો અને મહારાજાને શુભ ઉપદેશ આપજો. તમારા ઉપદેશથી કંટાળી મહારાજા તમારા ઉપર ક્રોધાયમાન થશે. તે વખતે ન કરે નારાયણ ને કદાચ કંઇ આફત આવશે તો આ વિક્રમાજીત તેના વફાદાર સરદારોની મદદથી તમારૂં રક્ષણ કરશે. બસ તેજ વખતે આપણું મંગળાચરણ થશે અને રાજાની તેમજ લુચ્ચા સરદારોની આંખ્યો ઉઘડશે." વિક્રમાજીતે ખુલાસો કર્યો.

"ખરેખર! આપ ખરા રાજ્યભક્ત છો. આપને જેટલા ધન્યવાદ આપું તેટલા ઓછા છે." કહી રણજીત નીચે બેઠો.

બન્ને જણા ધીમેથી વાતો કરવા લાગ્યા. આ બન્ને જણા જ્યારે આવી રીતે વાતો કરતા હતા ત્યારે તેમની પાછળના ઓરડામાં એક વીર યુવાન ચિંતાગ્રસ્ત મુખે ઉભો ઉભો તેમની વાતો લક્ષપૂર્વક સાંભળી રહ્યો હતો. આ યુવાન તે બીજો કોઈ નહિ પણ પ્રધાન વિક્રમાજીતનો પુત્ર કિશોરસિંહ હતો. તે સદાચરણી અને સ્વદેશભક્ત હતો. તેનામાં વીર પુરૂષને છાજે એવા તમામ ગુણો સમાએલા હતા. તેણે તે બન્ને જણુ વચ્ચે થતી વાત સાંભળી એક નિઃશ્વાસ નાંખ્યો અને અંતે આકાશ સામે જોઇ તે મનમાં બોલવા લાગ્યોઃ—"ખરેખર! આવા ગૃહ કલહથીજ આ આર્યાવર્ત્તની અધમ સ્થિતિ થઈ ગઈ છે." હા ગૃહ કલેશના પરિણામેજ આનંદનો અસ્ત થયો છે અને તેની

જગાએ આક્રંદના ધ્વનિ શરૂ થયા છે. આ રાજ્યખટપટમાં મારા પવિત્ર પિતાનો તો કાંઈક ગુપ્ત સ્વાર્થ નહિ હોય ! હા, તે પણ કેમ જાણી શકાય ! જોકે રાજા અંગારસિંહ દરેક દુર્ગુણોનો ભંડાર છે તો પણ તે મારા પિતાનો તો અન્નદાતા છે. પિતા માલિકને દગો દે એવા નિષ્ઠુર હૃદયના નથી છતાં અત્યારે તેઓ રણજીત કુમારની સાથે આ ખાનગી અવાસમાં શી મસલત ચલાવતા હશે ? ગમે તેમ પણ મારા પિતા આજકાલ રાજ્યખટપટમાં વિશેષ લક્ષ રાખે છે. તેથી મને વ્હેમ ઉત્પન્ન થાય છે." હે પ્રભુ ! મારા પિતાને કંઈપણ કલંક લાગતાં બચાવજે. આમ બોલતો કિશોર શાન્ત થયો. પેલી તરફ વાતો પૂરી થઈ હતી તેથી રણજીતકુમાર પણ જવાને ઉભો થયો હતો. કિશોર એક છીદ્રમાંથી આ બધું જોઈ રહ્યો હતો. રણજીત પ્રધાનના કાનમાં કંઈક ગુપ્ત વાત કહી ત્યાંથી ચાલતો થયો. વિક્રમાજીત હસતો હસતો અંદરના ભાગમાં ગયો. કિશોરે બન્નેના મુખનું અવલોકન કરી જાણી લીધું કે આજે ભયંકર કાવત્રુ રચાયું છે. અંતે તે પણ મનમાં શોક કરતો નિદ્રાનું શરણ સ્વીકારવા પોતાના શયનગૃહમાં જઈને સુતો.



૮

## દરબારનો રંગ.

પરોપકાર સત્ કર્મમાં, સમય સુજ્ઞનો જાય;
વિષય સુખ ને વ્યસનમાં સમય મૂર્ખનો જાય.

અચળગઢના ભવ્ય રાજમહાલયમાં આજે આનંદનો દરબાર ભરાવાનો છે. દરબાર ભરાવાના મુકરર કરેલા સમય પહેલાં જે વિશાળ દિવાનખાનામાં દરબાર ભરાવાનો હતો તે સ્થળે પ્રધાન વિક્રમાજીત રાજાના સિંહાસન સમિપ કાંઈક વિચારમાં ઉભેલો હતો. તેના મુખ પર અવનવા ભાવ જણાતા હતા. તેનો રાંકડી પ્રજાને દુઃખમાંથી મુક્ત કરવાનો દૃઢ સંકલ્પ આજે પૂર્ણ થવાનો હતો. તે કારણથી આજે તેના મુખ પર અપૂર્વ ઉત્સાહ જણાતો હતો. તેની ચપળ આંખોમાં કંઈક ઓરજ પ્રકારનું તેજ આજે ચળકતું હતું. તે વારંવાર સ્મિત

હાસ્ય કરી સમશેરની મુઠ પર હાથ મૂકતો હતો. પછીથી તે થોડીવાર શાન્ત ચિત્તે ઉભો રહી સ્વગત્ બોલવા લાગ્યો:—"હા, અચળગઢના મહારાજા અંગારસિંહ! આજે તમારા માટે કંઇક ઓરજ રંગ જમાવવો પડશે. હું તમારા માટે જે પગલું ભરનાર છું તેનું મુખ્ય કારણ આપ પોતેજ છો. તમારી વૃત્તિઓ નિરંતર નીચ થતી જાય છે. વૃદ્ધ વયના ગાળે પહોંચી તમે વિષયાંધ થતા જાઓ છો. બસ, તેજ કારણથી મારે તમારી સામે થવાની જરૂર પડી છે. હા, શું ખબર કે આજે દરબારનો રંગ કેવી સ્થિતિમાં ફેરવાઈ જશે? અંગારસિંહ! આજેજ તારા સુખ દુઃખનું ભાવિ નિર્માણ થવાનું છે. જો તમે રત્નગઢના સરદારને સંતોષકારક જવાબ આપશો તો પદભ્રષ્ટ થતા બચશો: તેનું અપમાન કરશો તો હું વચ્ચે પડી તેને યોગ્ય ન્યાય અપાવીશ. પણ...મને તો આજનું ભાવિ અંધકારમય ભાસે છે. રણજીતકુમાર ગઇ કાલનો ઘણોજ ઉશ્કેરાયેલો છે. એક દાસી પાસેથી મ્હેં જાણ્યું છે કે તેણે રાજાને બદલો આપવાની ભિષ્મ પ્રતિજ્ઞા કરી છે. તે આજે જરૂર દરબારમાં આવશે અને અંગારસિંહને તેનાં કરેલાં કૃત્ય માટે ધીટકાર આપશે. આથી રાજા ગુસ્સે થશે કે તરતજ વીર રણજીત સમશેર ખેંચશે. પિતા પુત્રની લડાઇમાં મારે પણ રણજીતના પક્ષમાં રહી સમશેર ખેંચવી પડશે. આજે અંગારસિંહને પદભ્રષ્ટ કરી તેના ખુશામતીઆ સરદારોને સમશેરને સ્વાધિન કરી લોહીના વરસાદ વરસાવવો પડશે. ચાલ જીવ મારા વફાદાર સરદારોને કેટલીક સૂચના આપી દરબારનો રંગ જોવાને તત્પર થાઉં." આમ વિચાર કરી વિક્રમાજીતે એક ધીમો સંકેત ધ્વનિ કર્યો કે તરત દરબારી ઓરડાની પાછલી બાજુનું બારણું ઉઘાડી આશરે સોએક બળવાન સરદારો અંદર દોડી આવ્યા અને વિક્રમાજીતને નમન કરી તેની આજ્ઞા સાંભળવાને ઉભા. તેમને સંબોધી વિક્રમાજીત ગંભીર અવાજે કહેવા લાગ્યો:—"મારા રણશૂર બહાદુરો! તમારા હૃદયની ઇચ્છાને પૂર્ણ કરવાનો સમય નજીક આવ્યો છે. આજે તમારા કાર્યથી સર્વત્ર આનંદ આનંદ વર્તાશે અને લાખો રંક માણસોની તમે આશિષ મેળવશો. આપણે શું કામ કર-

વાનું છે તેની તમને સઘળાને ખબર છે તેથી આ સમયે ફરીથી જણાવવાનું હું ઉચિત્ ધારતો નથી. વિશેષમાં આપણા મહારાજાએ થોડા દિવસ પર એક બીજું ઘણુંજ અઘટિત પગલું ભર્યું છે. “ રત્નગઢના મહારાજા ચંદ્રકેતુની રાજકન્યા રંભાનું તેની સખી સુમન સાથે મહારાજાએ હરણ કર્યું હતું. તે પવિત્ર રાજકન્યાના શીયળને ભ્રષ્ટ કરવા તે તૈયાર થયા હતા એવામાં મ્હેં ત્યાં દોડી જઇ તેમને તે કામ કરતા અટકાવ્યા હતા અને મ્હેં રંભાકુમારીને તેની સખી સાથે તેમના ત્રાસમાંથી મૂક્ત કરી માન સહિત રત્નગઢ વિદાય કરી દીધી હતી. તે કારણથી મહારાજા મારી ઉપર ક્રોધાયમાન થયા છે. તેઓ મને જોઇ મુખ મરડે છે; ટુંકાણમાં ત્યારથીજ તેઓ મારી પ્રત્યે મારા દરેક શબ્દો પર અવિશ્વાસ રાખે છે. મારા સરદારો ! “ જ્યારે પાપનો ઘડો ફુટવાનો થાય છે ત્યારે કુદરત સાનુકુળ થાય છે. ” એ કહેવત પ્રમાણે આપણા રણજીત કુમારે સર્વ વાત જાણી છે અને પિતાને પદભ્રષ્ટ કરવાની તેમણે ભિષ્મ પ્રતિજ્ઞા કરી છે. વળી રત્નગઢથી પણ મહારાજા ચંદ્રકેતુએ તેમના મોટા સરદાર ઉદયસિંહને જવાબ લેવા સારૂ મહારાજા પાસે મોકલ્યો છે. તે આજે દરબારમાં આવશે અને તેનાથીજ આપણા કાર્યનું મંગળાચરણ થશે. આપણે તે સરદારનો અને રણજીત કુમારનો પક્ષ કરવાનો છે. ” કહો મારા બહાદુરો ! તમારો શું વિચાર છે ? એક નીચ રાજાની ગુલામગીરીમાંથી છૂટવું છે કે તેના તાબેદાર રહી મોજમઝા ભોગવવી છે ? આટલું લંબાણ વિવેચન કરી વિક્રમાજીત શાન્ત રહ્યો.

તત્કાળ સર્વ સરદારો બોલી ઉઠયાઃ—“ અમે સઘળા આપની આજ્ઞાને આધીન છીએ. નીચ રાજાના અત્યાચારથી પ્રજાને મૂક્ત કરવા પ્રાણનું બળિદાન પણ આપવાને અમો તૈયાર છીએ. ”

“ શાહબાશ, શાહબાશ ! મારા બહાદુર સરદારો ! તમને હજારો ધન્યવાદ છે. જે ક્ષત્રિયો કાયરનું કામ કરી પ્રજા પર અત્યાચાર ગુજારે છે અને સત્ય વસ્તુ જાણવા છતાં અસત્યને વળગી રહે છે; તેમજ નિરંતર આળસુ અને પ્રમાદી બની મદિરા વગેરે દુર્વ્યસનને વળગી

રહી સર્વનું અકલ્યાણ કરે છે તે આખી રજપૂત જાતને સદાને માટે કાળું કલંક લગાડે છે. તેવાઓથી દેશના ઉદ્ધારનું કામ કેવી રીતે બની શકે ? અચળગઢના•સુરા સામંતો ! આજે તમારાં વીર વચનોથી હું પ્રસન્ન થયોછું. ચાલો હવે દરબાર ભરાવાનો સમય થવા આવ્યો છે માટે તમે સઘળા હતા ત્યાં પ્રથમની માફક છુપાઇ જાઓ; અને જ્યારે મારો સંકેત ધ્વની સંભળાય કે તુરત દરબારમાં આવી હાજર થજો. હું હવે ધારેલા કામની ગોઠવણને માટે જાઉંછું." કહી વિક્રમાજીત ઝડપથી દરબારગૃહમાં ચાલ્યો ગયો.

તેના તમામ સરદારો તેની આજ્ઞા મુજબ દરબારી ઓરડાની પાછલી બાજુએ છુપાઇ રહ્યા. સમય થતાં ધીમે ધીમે આમંત્રણ કરેલા સરદારો, પટાવતો, સામંતો ઇત્યાદિ એક પછી એક દરબારમાં દાખલ થઇ પોતપોતાનાં આસનો પર બિરાજમાન થ ા લાગ્યા. થોડી વારમાંજ દરબારી હૉલ આમંત્રણ કરેલા સરદારો અને અમલદારોથી ચીકાર ભરાઇ ગયો. હજી મહારાજા અંગારસિંહ પધાર્યા નહોતા. સર્વની દ્રષ્ટિ તેમના આવવાના દ્વાર તરફ લાગી રહી હતી. એવામાં બહારથી ઘણી ખમ્માનો અવાજ સંભળાયો. મહારાજાને નમન કરવાને સર્વ મંડળ ઉભું થઇ ગયું. અંગારસિંહે સભાગૃહમાં પ્રવેશ કર્યો કે તરત સર્વ દરબારી મંડળે નીચા નમીમે નમન કર્યું અને જયગર્જનાથી ગગન ગજાવી મૂકયું. અંગારસિંહે સભા વચ્ચે સ્થાપિત કરેલા ઉચ્ચ સિંહાસન પર સ્થાન લીધું એટલે સભામાં શાન્તિ પથરાઇ ગઇ.

અંતે તે છવાએલી શાન્તિનો ભંગ કરી અંગારસિંહે પાસે બેઠેલા દિવાન વિષયરાજને પૂછ્યું:—" કાં દિવાનજી ! રાજ્યના કેવા સમાચાર છે ? પ્રજાને પૂરતો ઈન્સાફ મળે છેને ? "

વિષયરાજઃ—નામવર મહારાજા ! જ્યાં આપના જેવા રાજરાજેન્દ્ર ચક્રચૂડામણી પૃથ્વીપતિ વિરાજમાન છે અને હમારા જેવા કાર્યદક્ષ દિવાન અને પ્હાડસિંહ કરપીણસિંહ અને ભાનુમલ જેવા વીર યોદ્ધાઓ વસે છે ત્યાં પછી સમાચાર સારા હોય એમાં શું નવાઇ !

આપણા વફાદાર સરદારો અને અમલદારો પોતપોતાની ફરજો એવી તો સફાઇથી બજાવે છે કે પ્રજાની દાદ ફરિયાદ મહારાજશ્રીના કાન સુધી આવવા પામતીજ નથી. જ્યાં સુધી અમારા તરફથી પ્રજાને સંપુર્ણ સંતોષ મળે છે ત્યાં સુધી તે લોકોને આપ નામદારની પાસે આવવાની શું જરૂર હોય ?

અંગારસિંહઃ—પણ પેલો અદેખો ઝવેરીલાલ કે જેને તમે કેદમાં નાંખ્યો છે તે શાના બરાડા પાડી રહ્યો છે ?

વિષયરાજઃ—અન્નદાતા ! તેની વાતમાં માલ જેવું કાંઈજ નથી. થોડા દિવસ ઉપર લુંટારાઓએ તેના ઘર પર ધાડ પાડી હતી અને તેથી તેનું તમામ ધન લુંટાઇ ગયું હતું. તે કારણથી તે ગાંડો થઇ ગયો છે ને "રાજાએ તથા તેના દિવાને મને લુંટી લીધો એમ બુમો માર્યા કરે છે." એ કારણથીજ તેને કેદમાં પૂરવાની જરૂર પડી છે. વિશેષમાં આપ નામદારને આ રંક સેવકની વિનંતી છે કે આ રાજ્યના કોઈ પણ અદેખા માણસો આપ નામદારને અમારા વિષે ખરૂં ખોટું સમજાવે અથવા તો બારોબાર આપની પાસે આવી સમજાવવાનો પ્રયત્ન કરે તો તેની કાંઇ પણ વાત સાંભળ્યા વિના તેને સિપાહીને સ્વાધિન કરી અમારી પાસે રવાના કરી દેવો કે જેથી કોઈ પણ હરામખોર આપણા સરદાર અગર અમલદારની આજ્ઞાનો ભંગ કરવાને ભવિષ્યમાં તૈયાર થાય નહિ. કાં નામદાર ! સેવકની વિનંતી ખરી છેને ?

અંગારસિંહઃ—ખરૂં છે, મહરા વ્હાલા, દિવાન વિષયરાજ ! તારૂં કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. આજકાલ આપણા અચળગઢમાં એવા હરામખોરો ઘણા થઇ ગયા છે. મારા અમલદારો પૂરેપૂરા વફાદાર છે. તેમની એક પણ ફરીયાદ હજી સુધી મારા સાંભળવામાં આવી નથી. મારા સરદારોની નિપુણતા અને કાર્યદક્ષતાથીજ હું શાન્તિથી આનંદમાં દિવસ નિર્ગમન કરી શકું છું. મારા વિશ્વાસુઓ ! તમને શાહબાશ છે.

વિષયરાજઃ—મહારાજ ! અમે ધન્યવાદને પાત્ર છીએ એવા રાજભક્ત પણ છીએ. અમારો રાજા અમારો પ્રભુ છે. તેની છાયા-

ઓને પાર પાડવા અમે તૈયાર છીએ.

અંગારસિંહ:—વ્હાલા દિવાન ! તમે જાણો છોને કે હું સુતાં, બેસતાં, ખાતાં, પીતાં તેજ મનમોહક સુંદરીને મારી નજર સમિપ ઉભેલી જોઉં છું. તે સ્વર્ગની રંભા વિના હવે મારાથી રહેવાતું નથી. હા, રત્નગઢની રંભા અને સુમને મને દિવાનો કર્યો છે. તેમાં રંભા તો રંભાજ છે.

" રંભા રઢીયાળી નેત્ર ન્યાળી, એ કિશોરી છે રૂપાળી;
રંભા સમી રામા નિહાળી, ચોંટયું ચિત્ત જોઇ આંખજ કાળી.
રૂપે રંભા ગુણે રંભા, કર્યો દિવાનો તાહરો;
કરો કૃપા અલબેલડી, જીવ જાએ માહરો.

" આવો રંભાસુંદરી ! મારી પાસે આવો અને આ વિયોગાગ્નિથી બળતા આશકને આલિંગન આપી શિતળ કરો. " કહી ઉન્મત્ત અંગારસિંહ ગાંડાની માફક સિંહાસન પરથી ઉભો થયો અને હાથ પહોળા કરી આમતેમ જોવા લાગ્યો.

રાજાની આ સ્થિતિ જોઇ દિવાન વિષયરાજ ઉભો થયો અને નમ્ર વચને કહેવા લાગ્યો:—" બાપુ ધીરજ ધરો, આ રાજદરબાર છે. હમણાં પેલો વિક્રમાજીત આવશે તો શું નું શું કહેશે ! માટે શાન્ત થઈ આસને બેસો. સેવક તેને માટે બનતો પ્રયાસ કરશે અને સમય આવે રંભા તથા સુમનસુંદરીને આપના ચરણમાં હાજર કરશે. " કહી દિવાને રાજાને સમજાવી તેના આસન પર બેસાડયો.

આસન પર બેસી પુનઃ અંગારસિંહ બોલ્યો:—" મારા નેક દિવાન ! હું તમારા કહેવાથી ધિરજ ધરૂંછું, અને તેના આનંદમાં સર્વને છાંટા પાણી ઉડાવવાની રજા આપુંછું. બસ હવે ઉડાવો દારૂની બહાર અને જલ્દી બોલાવો કોઇ ગાનારી દિલદાર. રંગીલા દારૂ જોડે ગાનારી પણ દારૂડીયણ અને રંગીલીજ જોઇએ. જાઓ જલ્દી આનંદની તૈયારી કરો. "

રાજાની આજ્ઞા મળતાંજ ખુશામતીઆ સરદારો દોડાદોડી કરવા લાગ્યા. સર્વ મંડળમાં દારૂનો યથેચ્છ ઉપયોગ થવા લાગ્યો. સીસા

પર સીસા ખાલી થવા લાગ્યા. થોડી વારમાં તો સર્વ જણા નીશામાં ચકચૂર થઈ ડોલવા લાગ્યા. રાજાએ અને દિવાને તો હદજ વાળી નાંખી. તેઓએ આસન પર ઉભા થઈ મદિરા જેવી ઉત્તમ વસ્તુ છે તેનું લંબાણ ભાષણ કર્યું. ભાષણ પૂરૂં થતાં તેમણે ગાયન ગાનાર નાયકાને દરબારમાં બોલાવી મંગાવી અને તેને મદિરાનો પ્રસાદ સ્વહસ્તે આપતાં અંગારસિંહે ગાવાનું સુચવ્યું. રાજાએ આપેલો પ્યાલો નાયકા ગટગટાવી ગઈ અને સાથે આવેલા સાજવાળા સેવકોને તેણે નરઘાં અને સારંગી તૈયાર કરવા કહ્યું. નાયકા સારંગીની સાથે પોતાનો સૂર મેળવવા લાગી તેનો કોયલ જેવો સૂર સાંભળી દારૂડીયા સરદારોએ વાહ વાહ શબ્દોનો ઉચ્ચાર કરી દરબારી હૉલ ગજાવી મૂક્યો. નરઘાં અને સારંગી સાથે સૂર મળતાં નિશામાં તૈયાર થએલી નાયકાએ પોતાના કોમળ કંઠમાંથી મોહક ગાન ગાવું શરૂ કર્યું.

દારૂ પ્યાલો અમૃત સમો, સીસો સ્વર્ગનું દ્વાર;
જે જન નિંદે મદ્યને, તે નર્કે જનાર.

× × × ×

દિવાનો દારૂ દુનિયામાં, નહિ આનંદ બીજે કંઈ છે;
રગે રગ રંગ વ્યાપે છે, હૃદયના વ્યાધી કાપે છે—દારૂ.
મધુરો મદ્યનો પ્યાલો, મગજમાં ધૂન લાવે છે;
પીયોને પ્રેમથી પ્યારા, રગે રગ રંગ વ્યાપે છે—દારૂ.
લ્હેજત તો લાલાને એમાં, નહિ મળશે બીજા કંઈમાં;
પીતાં તો પ્રેમ ઉપજે છે, પછીનાં પૂર્વાએ સુખ છે—દારૂ.

ગાનની સમાપ્તિ સાથેજ દારૂડીયું મંડળ વાહ વાહનો ઉચ્ચાર કરી દારૂની પ્રશંસા કરવા લાગ્યું. નિશાના તોરમાં અંગારસિંહ આસન પરથી ઉતરી નાયકાની પાસે દોડી આવ્યો અને તેને કંઠે હાથ નાંખી કહેવા લાગ્યોઃ—“ મારી મધુરી ! ત્હેં આજે દારૂના ગાનથી મને ખૂબ ખુશી કર્યો છે. એ ગાયન મુજબ તું તારા કોમળ હાથે તેનો એક પ્યાલો ભરીને મને પા. ” રાજાની આજ્ઞાને માન આપી ચતુર નાયકાએ દારૂનો પ્યાલો સ્વહસ્તેજ રાજાને પાયો અને રાજાએ તેને

પાયો. પછી નાયકાનો હાથ ઝાલી તે કહેવા લાગ્યો:—" મારા સભાસદો ! દારૂ કેવી રંગીલી ચીજ છે તેની હવે તમને તમામને ખબર પડીજ હશે. જગતનાં દુઃખ વીસરાવવા શ્રીભગવાને એકલો એનેજ ઉત્પન્ન કર્યો છે. દારૂની પ્યાલી અને સાથે રંગીલી નારી હોય તો સ્વર્ગ સુખ તે શું હિસાબમાં ગણાય ! જુઓ ! જુઓ ! આ નાયકા તે મારી રાધા અને હું તેનો કનૈયો કાન. વાહ, કેવી જોડી શોભે છે !

" મહારાજા અંગારસિંહ ખરેખરા રંગીલાજ જણાય છે. ખૂબસુરત અપ્સરાના ગળામાં હાથ નાંખવાથી કનૈયા કાન જેવા દેખાય છે. વાહ, શું સુંદર જોડું ! " દારૂડીયા મંડળે વખાણ કર્યાં.

અંગારસિંહ પોતાનાં વખાણ સાંભળી ખુશ થઈ ગયો, અને નીશાના આવેશમાં પોતાના દરજ્જાને વિસારી એક હલકી નાયકાને ભેટવા તૈયાર થઇ ગયો. દરબારીઓ વાહજી વાહ કહી તેને ફુલાવવા લાગ્યા. વિચિત્ર ચાળા કરતા વ્યસની રાજાએ નાયકાની સામે જોઈ કહ્યું:—" દિલદાર ! આ આનંદમાં થવા દે એક બીજું ગાન કે જે સાંભળી હું તને આપું મોટું ઇનામ. " કહી અંગારસિંહ ત્યાં બેઠો.

નાયકાએ સર્વ સભાનું નિરીક્ષણ કરી ગાન ગાવું શરૂ કર્યું. દરબારીઓ એકાગ્ર ચિત્તે તેના કોમળ કંઠમાંથી નીકળતા મધુરા ગાનનું અમૃત પાન કરવા લાગ્યા. મારસ્થાની નાયકાએ સમયને અનુસરતું ગાન ચલાવ્યું.

" શંખ શિરોમણી છેલછબીલા, જીવતા રહો રાજા;
મદિરામાં મશગુલ બનેલા, મનના મહારાજા.
બની હરાયા—માલ પરાયા—પચાવતા જાતા;
ખમા ખમઃ કહી ગુણીકાનાં એઠાં જુઠાં ખાતાઃ—શંખ.
ઉણપ પછી છે શાની, બેટા અર્પે મનમાની;
માની મને દિલજાની, નાજુક નખરે લલચાતાઃ—શંખ.
પ્રાણ ઓવારી નાંખી, વેશ્યા વચને વેચાતા;
પાંપણને પલકારે, પાણી—પાણી થઈ જતા;
ખાય ખાસડાં પણ નાદાનો કંઈ ના શરમાતાઃ—શંખ. "

સ્વ. કવિ કાસરવાળા.

ગાન પૂરૂં કરી નાયકાએ અંગારસિંહને નીચી નમી નમન કર્યું. આ વખતે અંગારસિંહ આનંદને બદલે ગમગીન બની ગયો હતો. તેના ચ્હેરા પર ક્રોધની નીશાનીઓ સ્પષ્ટ જણાતી હતી. દારૂથી લાલ થયેલી આંખોમાંથી અગ્નિના તનખા જાણે ઝરતા હોય એમ જણાતું હતું. તરત દિવાન વિષયરાજે તેમના સામે જોયું. નાયકાએ નમન કર્યું. તેને કંઇ આપવાને બદલે અંગારસિંહ બરાડ પાડી ઉઠયોઃ– "અરે આ કમજાતને અહિંથી દૂર કરો. તેણે આજે મારૂં હડહડતું અપમાન કર્યું છે. તેને મારો–તેનાં વસ્ત્ર લુંટી લ્યો અને તેને આખા નગરમાં અવળે ગધેડે બેસાડી ફેરવ્યા પછી બહાર કાઢી મૂકો."

રાજાની ભયંકર આજ્ઞા સાંભળી સર્વ જણા સ્તબ્ધ બની ગયા. બે ચાર સિપાહીઓ રાજાના હુકમને માન આપી નાયકાને પકડવાને ધસ્યા. એટલે તરતજ દિવાન વિષયરાજે રાજાની પાસે આવી કહ્યું– "મહારાજ! તેનો શું ગુન્હો થયો છે?"

"અરે દિવાનજી! દારૂના ઘેનમાં ઉંઘોછો કે શું? આ કમજાત રંડીએ આપણને નિશામાં ચકચૂર, ધારી ગાયનમાં શંખ (અક્કલના ઓથમીર) બનાવ્યા છે. શું આ ઓછું અપમાન કહેવાય! બસ લઇ જાઓ એને." અંગારસિંહે ક્રોધથી કહ્યું.

રાજાનું કહેવું સાંભળી ચતુર નાયકા ઉભી થઇ અને આવેલું કલંક દૂર કરવાને રાજાના પગમાં પડી બોલીઃ–"અન્નદાતા! મ્હેં આપનું લગાર પણ અપમાન કર્યું નથી."

"ઓહ! રંડા! શું ત્હેં અમને શંખ કહી અમારૂં અપમાન નથી કર્યું?" પુનઃ અંગારસિંહ ગર્જી ઉઠયો.

"નહિ નામદાર! શંખ શબ્દ મ્હેં આપના શ્રેયમાંજ વાપર્યો છે." નાયકાએ કહ્યું.

"ત્યારે તેનો સ્પષ્ટ ખુલાસો કર એટલે સમજ પડે" દિવાને કહ્યું.

"મહારાજ અને સરદારો! મારા બોલવાથી આપને ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરજો. આ દાસીએ શંખ શબ્દ વાપરીને સત્ય

ળાને વખાણ્યા છે. શ્રીકૃષ્ણભગવાનના કર કમળમાં રમણ કરી રહેલા પંચજન્ય શંખની પદવીથી મ્હેં મહારાજાને વિભુષિત કર્યા છે. કૌરવ પાંડવના યુદ્ધમાં શ્રીકૃષ્ણના શંખથી શત્રુઓનાં ગાત્ર ગળી ગયાં હતાં, એવાજ શંખરૂપી ભયંકર નાદવાળા મહારાજા અંગારસિંહથી સર્વ શત્રુઓ કાંપજો. મ્હેં તેજ કારણથી મહારાજાને તે શંખની અને બાકીનાને દરીયાના શંખની ઉપમા આપી હતી. નામદાર! આપજ વિચાર કરી જુઓ કે લોકો શંખની પુજા શા કારણથી કરે છે." આટલું કહી તે નિપૂણ નાયકા શાન્ત ઉભી રહી.

તેનું બોલવું સાંભળી અંગારસિંહે દિવાનને પુછ્યું-" કાં દિવાનજી! આ ખરૂં કહેછે?"

"હા, બાપુ! તેનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. તેણે આપણી ગણના વીર પુરૂષોમાંજ કરી છે." દિવાને ખુલાસો કર્યો.

"ત્યારે તો હું તેની ઉપર નકામો ગુસ્સે થઈ ગયો. હશે લાવ એનો ગુસ્સો શાન્ત કરૂં." કહી અંગારસિંહે ઉભા થઇ તેને પોતાના હાથે એક બીજો દારૂનો પ્યાલો પીવરાવ્યો, કંઠમાંથી મોતીની અમૂલ્ય માળા કાઢી તેના કંઠમાં પહેરાવી અને તેને હૃદયદાન દઈ કહેવા લાગ્યો- "શાસ્ત્રમાં કહ્યું છે કે ગુણકા ગુણવાળી હોય છે. તે વાક્ય ત્હેં આજે સત્ય કરી બતાવ્યું છે. મારા સરદારો તારા કહેવાનો અર્થ સમજી શકયા નહોતા પણ હું તો તારા શંખ શબ્દના ભાવાર્થ પૂરેપૂરો સમજી ગયો હતો. મ્હેં જે ક્રોધ કર્યો તે ફક્ત તારી પરિક્ષા કરવા માટેજ. મારી પ્યારી! તું ગુસ્સે થઈશ નહી. ચાલ ત્હેં અમને વીર પુરૂષોની ગણનામાં ગણ્યા તેથી હું તને આજથી મારી પટરાણી બનાવું છું અને આ પળેજ અચળગઢના સિંહાસનપર તને લઇ વિરાજમાન થાઉંછું. કાં ખરૂંને દિવાનજી."

"હા, નામદાર! આપનું કહેવું અને કરવું અક્ષરે અક્ષર વ્યાજબી છે." દારૂડીયા દિવાન વિષયરાજે જવાબ આપ્યો.

"ચાલ પ્યારી! તું પ્રથમ સિંહાસન પર ચડ." કહી મૂર્ખ રાજા તેને ગળે હાથ નાંખી સિંહાસન સમિપ ચાલ્યો. પવિત્ર તખ્તને

અપવિત્ર કરવાની તૈયારી થઇ. ફક્ત એક પળનીજ વાર હતી. જેવી તે નાયકા સિંહાસનના પ્રથમ પગથીએ પગ મૂકવા જાય છે કે તરત પાછળથી ભયંકર અને કાનને ફાડી નાંખે એવો અવાજ થયો:- "સબુર, પવિત્ર તખ્તને અપવિત્ર કરવા ઇચ્છનાર મૂર્ખ રાજા! સબુર!" આમ બોલતો પ્રચંડકાય વીર વિક્રમાજીત ત્યાં દોડી આવી સભાની વચ્ચે ઉભો રહ્યો.



૯

## રંગમાં ભંગ.

ક્લેશ સદા દિલમાં ધરે, સત્ય ધર્મ ત્યજાય;
રહે સદા નીચ સંગમાં, તેનું બુરૂ થાય.
* * * *
ચાહો જેવું અન્યનું, તેવું પોતાનું થાય;
માનો નહી તો કરી જુઓ, જેથી તુર્ત જણાય.

વિક્રમાજીતને ઓચિંતો આવેલો જોઇ સર્વ ધોળા પૂણી જેવા બની ગયા. ચતુર નાયકા સમય વિચારી તેના સાગ્રીતો સાથે છ પાંચ ગણી ગઇ. દિવાન વિષયરાજ આભો બની નીચું જોઈ ઉભો રહ્યો. વીર વિક્રમાજીત નિડર થઇ રાજાની સામે એકી નજરે જોઇ રહ્યો. તેની કારમી આંખ જોઇ રાજા અંગારસિંહના હૃદયમાં ભય ઉત્પન્ન થયો. તેણે ધીમે રહીને પુછ્યું:-"પ્રધાનજી આજે એકાએક આ રંગમંડપમાં આવવાનું શું પ્રયોજન છે."

"આપની સાથે મારે એક અગત્યનું કામ હોવાથી આજે અચળગઢનો સૌભાગ્ય સૂર્ય ખાસ અસ્ત થાય તે પહેલાં મ્હારે આપની પાસે આવવાની જરૂર પડી છે." વિક્રમાજીતે કહ્યું.

"બરોબર છે, દહાડાનું કામ દહાડેજ થવું જોઇએ. રાત પડે રાજ્યનું કંઈ પણ કામ નહિ કરવું એવો આપણો કાયદો છે. માટે તમે અત્યારે અહિં આવ્યા તે ઘણુંજ સારૂં કર્યું." અંગારસિંહે વિક્રમાજીતના બોલવાનો ભાવાર્થ નહિ સમજતાં કહ્યું.

મહારાજા તથા વિક્રમાજીત બંનેને વાતે વળગેલા જોઈ વિષયરાજ દિવાને મદિરાના સીસા તથા પ્યાલી વગેરે ત્યાંથી આઘાં પાછાં કરી નાંખી દરબાર સ્વચ્છ બનાવી દીધો. વિક્રમાજીત આડી નજરે સર્વના મુખનું અવલોકન કરતો હતો. આ અરસામાં દ્વાર રક્ષકે આવીને જણાવ્યું કે:—"મહારાજા બહાર ચંદ્રકેતુ રાજાનો સરદાર આવેલ છે ને તે આપ નામદારને મળવા રજા માગે છે."

"શું ચંદ્રકેતુ રાજાનો સરદાર આવ્યો છે!?" અંગારસિંહે શંકાશીલ થઈને પૂછ્યું.

"હા, મહારાજ! તે હાલને હાલ આપને મળવા માગે છે." દ્વાર રક્ષકે જણાવ્યું.

"વારૂ જા, તેને અંદર બોલાવી લાવ." રાજાએ આજ્ઞા આપી.

દ્વાર રક્ષક ચાલ્યો ગયો અને વિક્રમાજીત ગંભીર ચ્હેરે ઉભો રહ્યો. નીશાથી ડોલતો અંગારસિંહ વિચારવા લાગ્યો કે:—"આજે રત્નગઢનો સરદાર અહિં એકાએક કેમ આવ્યો હશે! મને કંઇક નવા જુની થશે એમ સમજાય છે. શું રંભાએ ચંદ્રકેતુ રાજાને સર્વ વાત કહી સંભળાવી હશે! અરે મને ભાગ્યચક્ર કેમ ફરતું જણાય છે અને ભય ઉત્પન્ન કેમ થાય છે?" આમ વિચારતા રાજાએ પાસે ઉભેલા વિક્રમાજીત સામે જોઇ પૂછ્યું:—"કાં પ્રધાનજી! શું વિચાર કરો છો? રત્નગઢથી આવેલા સરદાર વિષે શું ધારો છો!?"

"મહારાજ! મને તો લાગે છે કે મહારાજા ચંદ્રકેતુનો વિચાર આપની ખ્યાતિ સાંભળી આપની સાથે રંભાસુંદરીનો વિવાહ કરવાનો હશે!" વિક્રમાજીતે વ્યંગાર્થમાં કહ્યું.

એવામાં દ્વાર રક્ષક તે સરદારને બોલાવી લાવી ત્યાં હાજર થયો. રત્નગઢના સરદારે મહારાજા અંગારસિંહને નમન કર્યું. નમન પ્રતિકાર હસ્તે વદને વાળી, રાજાએ પૂછ્યું:—"સરદાર! શું સમાચાર છે!? મહારાજા ચંદ્રકેતુ આનંદમાં તો છેને!?"

"જી, મારા મહારાજા આનંદમાં છે. સમાચારમાં તમે ચલાવેલી ઉદ્ધતાઇનો જવાબ લેવા તેઓશ્રીએ મને આપની તરફ મોકલેલ

છે અને તેજ કારણથી મારૂં આપની પાસે આગમન થયું છે." સરદારે જણાવ્યું.

"મ્હેં શું ઉદ્ધતાઇ ચલાવી છે જેથી તારો રાજા મારી પાસેથી જવાબ માગે છે?" અંગારસિંહે ક્રોધથી કહ્યું.

"તે તમારા હૃદયને પૂછી જુઓ. રત્નગઢની રાજકન્યાના શાયળ પર આપે હુમલો કરવાની તૈયારી કરેલી તે તમારૂં આખું નગર જાણે છે છતાં આપ જુઠું બોલી આવી પડનાર વિપત્તિમાં શા માટે વધારો કરી રહ્યા છો?" સરદારે હિંમતથી જવાબ આપ્યો.

"અરે મૂર્ખના સરદાર! બોલતાં વિચાર કરતો નથી? આ અંગારસિંહ મહારાજાની સમક્ષ બોલતાં તું કાંઈ ભય પામતો નથી? જા, તારા રાજાને કહેજે કે આ અંગારસિંહે તમારી કુંવરી તરફ કંઇ પણ અઘટિત વર્તણુંક ચલાવી નથ. વૃથા વ્હેમે ભરાઇ શા માટે વૈરની વૃદ્ધિ કરો છો? રંભાસુંદરીના સંબંધમાં તમારો સાચો પૂરાવો શું છે કે જેથી એક બળવાન અને મોટા રાજાની પર ખોટું આળ ચડાવી અપમાન કરો છો?" અંગારસિંહે કહ્યું.

"ઓ અંગારસિંહ! હું આપને બરાબર ઓળખું છું. મારા મહારાજા દેવ છે ને તમેં દૈત્ય છો. તમે રંભાકુમારી પર જુલમ ગુજાર્યો છે તેની સાક્ષી સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વગેરે દેવ પણ આપવાને તૈયાર છે. સત્ય હકીકત જણાવવા આપની મરજી ના હોય તો રણભૂમિમાં રોળાવા તત્પર થઈ જજો." સરદારે ગુસ્સાથી કહ્યું.

અંગારસિંહઃ—"ઓ ઉદ્ધત ગુલામ! બંધ કર તારી જીભાન! શું તું અંગારસિંહના બાહુથી અજાણ્યો છે? જા, જા, આ અંગારસિંહ તારા નમાલા રાજાથી લગાર પણ ડરતો નથી. રંભાસુંદરીને ઉપાડી જનાર હુંજ હતો. હજી પણ તેને મારી રાણી બનાવવાની ઇચ્છા રાખું છું. મૂર્ખ સરદાર! જાણુતો નથી કે આ બળવાન રાજાએ એવી નવીન રાજકન્યાઓની સાથે રંગ રાગ ઉડાવવાનો પરવાનો પરમાત્માના દરબારમાંથી મેળવ્યો છે? જા, તારા રાજાને કહેજે કે જો તમારે સુખે રાજ્ય કરવું હોય તો રંભાસુંદરીને મારી સાથે

પરણાવે, નહિ તો પછી જેવી તેમની મરજી."

સરદાર:—બસ, હદ થાય છે! જીભ વધારે લાંબી છે!

અંગારસિંહ:—બસ, મારો એજ ઠરાવ છે.

સરદાર:—એવા કલંકી ઠરાવથીજ આ અચળગઢની ઉપર ભયંકર અંધકાર છવાતો જાય છે; ખપ્પર યોગીનીઓ તમારા લોહીનું પાન કરવા આકાશમાં ભમતી પ્રત્યક્ષ દેખાય છે. સત્તાના મદમાં અંધ બનેલા રાજા! યાદ રાખજો કે તમારા ભાવિની કેવી ઉથલપાથલ થાય છે? આ અચળગઢ વેરાન જંગલ બનશે અને આ રંગરાગના દરબારમાં લોહીની છોળો ઉડશે.

અંગારસિંહ:—"બસ ચૂપ થા, નહિ તો હમણાંજ તને બાંધીને બંદીખાનામાં મોકલવો પડશે.

સરદાર:—મને બંદીખાનામાં પૂરનાર કોણ છે? વીર રજપૂતના એક બાલને પણ ઇજા કરવાને કોણ શક્તિવાન છે? મને સ્પર્શ કરવા આવતાં તમારા નમાલા સરદારોને મ્હોતને શરણ થવું ન પડે તેનો વિચાર કરજો.

અંગારસિંહ:—એમ! તો હવે જોયા કર કે તારા શું હાલ થાય છે. મારા બહાદુરો! એકદમ આગળ વધો અને આ હરામખોર સરદારને જંજીરથી જકડો. એવી રાજાએ પોતાના સરદારોને આજ્ઞા આપી.

સરદાર:—ઓ મૂર્ખ રાજા! તમે હજી આ વીર રજપૂતનું પાણી નહિ જોયું હોય! આ તમારા દારૂડીયા સરદારો મને કેદ પકડવાને હિંમત કરી શકનાર નથી. તેઓ રણભૂમિમાં શૌર્ય બતાવી શકનાર નથી. તેમણે રજપૂત ધર્મને તિલાંજલી આપી છે અને તેને બદલે મદિરા અને નાયકાની સેવા સ્વિકારી પોતાની જાત લજાવી છે. અરે, જુઓ તો ખરા કે આ કહેવાતા રજપૂતોના મુખ પર લગાર પણ ક્યાં હોશ અને તેજ છે. મને પકડવાનું ફરમાન થયું છે ત્યારના તેઓ ધ્રુજે છે. તેમનામાં આ વીરને પકડવાની તાકાત નથી. તેઓને તો અફિણ, મદિરા અને વેશ્યાના વિલાસમાં નિરંતર પડી રહેવા દો. જેથી તમારા ભાગ્યનો ઉદય થાય.

અંગારસિંહ:—ખરેખર સરદાર ! હવે તારૂં આવીજ બન્યું છે. "મરણને મેળવા અગાઉ માણસ ઘણો બકવાટ કરે છે" એ પ્રમાણે તને થયું છે. મારા માનીતા સરદારો ! ઉઠો અને આ ઉદ્ધતને એકદમ પકડો. રાજાની આજ્ઞા સાંભળી નીશામાં ચકચૂર થએલા સરદારો લથડીયાં ખાતા ઉભા થયા અને તે સરદારની તરફ જવા લાગ્યા. રત્નગઢના વીર સરદારે તેમની આ સ્થિતિ જોઇ મ્હોટેથી ગર્જના કરી અને તેમને પોતાની તરફ આગળ વધતા અટકાવ્યા. આવી મોટી ગર્જના સાંભળી દારૂડીયા સરદારો ભય પામી કંપવા લાગ્યા અને ત્યાં ને ત્યાં નીચે બેસી ગયા.

તરતજ રત્નગઢના સરદારે તેમની પાસે જઈ કહ્યું:—" ના ડરશો, મારાથી ભય ના પામશો. તમારે જો રાજાની આજ્ઞા માની મને બંદીવાન બનાવવો હોય તો પ્રથમ તમારાં બૈરી છોકરાંને મળી પછીથી આવો કારણ કે-વનરાજને પિંજરમાં પૂરવો સ્હેલ નથી."

"બસ, બંધ કર તારો લવારો અને ઉઠાવ હથીઆર ?" દિવાન વિષયરાજે આસન પરથી ઉભા થઈ ગર્જના કરી.

" એમ ! તો ચાલ, તુંજ પ્રથમ આ સમશેરનો શીકાર બની જા." કહી કાળરૂપ સરદારે મ્યાનમાંથી સમશેર ખેંચી.

દિવાન વિષયરાજને મદદ કરવા કરપીણસિંહ, ભાનુમલ વગેરે સરદારો તલવાર ખેંચી ઉભા થયા. અંગારસિંહે ભયંકર અવાજે ગર્જના કરી પોતાના બીજા સરદારો અને સિપાહીઓને તે સરદારને મારી નાખવાની આજ્ઞા આપી. સઘળાઓએ એક સામટા મળી રત્નગઢના સરદારને ઘેરી લીધો. તે વીર સરદારે આ વખતે રૌદ્ર રૂપ ધારણ કર્યું અને પોતાના પર ધસી આવેલા માણસોને ચારે તરફ સમશેર ફેરવી પાછા હઠાવવા લાગ્યો. દરબારના રંગ મંડપમાં ભારે રમખાણ મચી રહ્યું. એક કલાકમાં તો તે વીર સરદારે અચળગઢના અનેક સરદારોને મ્હોતના પંજામાં સપડાવી જમીન પર સૂવાડયા. રંગમંડપ લોહીથી રંગાઈ ગયો. પોતાના માણસોને મરણને શરણ થઇ પડેલા જોઇ અંગારસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે પોતે તત્કાળ ત-




વિક્રમાજીને રાજાની સામે દોરી આવી હાથ લાંબો કરી કહ્યું:—
"સબુર મહારાજ સાલમ થાય છે." પાનું ૬૭ મું.

વાર ખેંચી સિંહાસન પરથી છલંગ મારી રૌદ્ર ગર્જના કરી, રાજાને યુદ્ધ કરવાને તૈયાર થએલા જોઈ અત્યાર સુધી શાન્ત ઉભા રહેલા વિક્રમાજીતે રાજાની પાસે દોડી આવી હાથ લાંબો કરી કહ્યું:—"સબુર મહારાજા સાહસ થાય છે. મહાન્ રાજાએ એક સરદારની સાથે યુદ્ધ કરવું તે તેની કીર્ત્તિને કલંક રૂપ છે. આપ શાન્ત થઇ સિંહાસન પર બિરાજમાન થાઓ. હું હમણાંજ આ ઉશ્કેરાએલા સરદારને શાન્ત કરૂં છું."

વિક્રમાજીતનાં વાક્યથી અંગારસિંહના ક્રોધમાં વધારો થયો. તેણે તિરસ્કારથી તેના સામે જોઈ કહ્યું:—"નિમકહરામ ! બોલતો બંધ થા. તારાં કપટી કારસ્થાન હું જાણી ગયો છું. તું મ્હારાથી બેવફા થયો છે અને ત્હેંજ આ સરદારને અહિં બોલાવ્યો છે. દગાબાજ ! હું તને આજ્ઞા કરૂં છું કે તું અહિંથી ચાલ્યો જા. રત્નગઢનો સરદાર મારા ક્રોધમાંથી બચી જીવતો તેના નગરમાં જવાનો નથી."

"ખરેખર જ્યારે ખરાબ થવાનું હોય છે ત્યારે અગાઉથીજ બુદ્ધિ ફરે છે. આ અચળગઢના નાશનો ગગનભેદી ડંકો આજે મારા કાને વાગતો સંભળાય છે. આ અચળગઢમાં ઉગેલા સૂર્યદેવ પણ કોપાયમાન થઈ લાલચોળ નેત્ર જણાવે છે કે, હે હઠીલા રાજા શા માટે નીચ આચરણ આચરી મોટા બળવાન રાજાની સાથે વૈર બાંધી નગરનો નાશ કરાવે છે ?" તમે...વિક્રમાજીત આગળ બોલે એ પહેલાંજ દરબારના મુખ્ય દરવાજામાંથી અવાજ આવ્યો.

"અચળગઢનો નાશ કરાવનાર કોણ છે ? આ પવિત્ર ભૂમિમાં એવો કોણ કમભાગ્ય પ્રેત ઉત્પન્ન થયો છે ?" આમ બોલતો રણજીત ત્યાં આવીને ઉભો રહ્યો. તેનાં નેત્રો લાલચોળ થઇ ગયાં હતાં. પિતાના તરફ ધિક્કારની નજર ફેંકી તેણે આસપાસ જોયું. નિર્જીવ થઇ પડેલા મુડદાં અને ભયંકર રક્તપ્રવાહ ઉપર નજર પડતાં તે મ્હોટે અવાજે બોલી ઉઠયો:—"આ પવિત્ર દરબારમાં આજે આ શો ગજબ ગુજર્યો છે ? આ મુડદાં શું સબબથી લોહીમાં રંગાયાં છે ? અરે કોઈ જણાવો કે આજે દરબારમાં આ શો રંગ જામ્યો છે ?"

"રણજીત ! દરબારમાંથી તું મહેલમાં ચાલ્યો જા. આ તો રાજ્ય ખટપટ છે. તે જાણવાની તારે હજી ઘણી વાર છે." અંગારસિંહે જણાવ્યું.

રણજીતઃ—પિતાજી ! શું મને આ વાત જણાવવાથી કંઈ ગેર-લાભ થનાર છે !

અંગારસિંહઃ—આ ઉભેલા રત્નગઢના સરદારનુંજ આ કારસ્થાન છે. આ નિમકહરામ વિક્રમાજીત તેને મળેલો છે. તે અચળગઢના રાજ્યને ઠેકાણે રાન બનાવવાની ઇચ્છા રાખે છે. આ સરદારની તકરારમાં દરબાર લોહીથી રંગાયો છે. તેના ગુન્હેગાર એ બન્ને જણા છે; માટે તેમને તું એકદમ મારી નાંખ કે કાંતો બંદીખાનામાં પૂરી દે. હું તેમનું કાળુ મુખ વધારે વાર જોઇ શકતો નથી.

રણજીતઃ—આમાં મને કંઇક ભેદ હોય એમ સમજાય છે. પિતાજી ! સત્ય હકીકત જણાવો કે તકરારનું મૂળ કારણ શું છે ? વીર વિક્રમાજીત પ્રાણનો નાશ થાય તો પણ કદાપિ બેવફા નજ થાય.

અંગારસિંહઃ—પુત્ર રણજીત ! રત્નગઢના અભિમાની રાજાએ મારી ઉપર ખોટું તહોમત મૂક્યું છે. તેની પુત્રીનું મ્હેં હરણ કર્યું અને તેની ઉપર નીચ હુમલો કર્યો એવું બાનું કાઢી તેણે તેનો દુષ્ટ ડોળો આપણા રાજ્ય તરફ ફેરવ્યો છે.

રણજીતઃ—તે ભલેને ગમે એમ કહે તેની આપણને કયાં દરકાર છે. આપણે સલાહ શાન્તિને ચાહનારા છીએ. પિતાજી ! આપ તે અભિમાની રાજાને જણાવો કે તમારી પુત્રીના સંબંધમાં હું કાંઇ જાણતો નથી. તેમજ તમારી પુત્રીને હું મારી પોતાની પુત્રી પ્રમાણેજ સમજું છું. બસ આટલોજ જવાબ આ સમયે તેમને લખી મોકલો; તેમ છતાં જો તે નહિ માને તો આ રણઘેલા રણજીતસિંહની તલવાર તેનો સત્કાર કરવાને તૈયાર છે.

અંગારસિંહઃ—રણજીત ! આ કામમાં તારી સલાહની જરૂર નથી. તું હજી બાળક છે. રાજ્ય ખટપટનાં કામ ઘણાં ભેદી અને ભયંકર હોય છે. અચળગઢનો પ્રતાપી રાજા એવા ગુમાની રાજાને નમતા-

ભરેલા શબ્દો લખી પોતાની કીર્ત્તિને કદાપિ ઝાંખ લગાડશે નહિ. તે અભિમાનીને તો ગમે તે પ્રકારે મારી સમશેરનો સપાટો મતાવવોજ પડશે.

રણજીતઃ—પિતાજી ! તમે મને અસત્ય સમજાવો છો અને પવિત્ર વિક્રમાજીત પર ખોટું ત્હોમત મૂકો છો. તમારા દરબારના અત્યાચારની મને સંપૂર્ણ માહિતી છે. તમે અને તમારા પાપી સરદાર પ્હાડસિંહે રંભાસુંદરીનું હરણ કર્યું હતું અને તેને એકાન્ત વાસમાં લઇ જઇ તમારી પિશાચવૃત્તિને તૃપ્ત કરવાને તેના ઉપર તમે જુલ્મ ગુજાર્યો હતો તે વાત ખાસ હું જાણું છું. તમે નિર્દોષ ઠરવાને અત્યારે મને ખોટું સમજાવો છો. આ તમારૂં હડહડતું જુઠાણું પવિત્ર ન્યાયાસનને કાળું કલંક લગાડે છે. તમારા જેવા મહારાજાએ નીચ વૃત્તિને તાબે થઈ શ્વાનનાં આચરણ આચરવાં યોગ્ય છે કે ? પિતા ! સમજો. હજી સમય છે. વૃદ્ધાવસ્થા વૃથા ના ગુમાવો, ધોળામાં ધુળ ન નાંખો. તમારે પ્રભુ ભજવાનો આ અમૂલ્ય સમય છે. એક વિદ્વાને કહ્યું છે કેઃ—

" કાયા કંપી જશે ગતિ અટકશે, દંતો પડી સૌ જશે;
આંખે ઝાંખ થશે ન કાન સુણસે, લાળો મુખે આવશે.
બુદ્ધિ મંદ થશે ડગ્હા અટકશે, લાઠિ ગ્રહિ ચાલશે;
એવું વૃદ્ધત્વ આવતાં, શ્રીપતિની ભક્તિ શી રીતે થશે. "

માટે સમજો અને આ ખુશામતીઆ નીચ દારૂડીયા સરદારોને દૂર કરી ઈશ્વરભજનમાં વખત વિતાડી માનવજન્મની સાફલ્યતા કરો.

અંગારસિંહઃ—છોકરા ! તું આજે ઘણું બોલી ગયો છે. તારી અવસ્થા નાની છે. અત્યારે તું મને શીખામણ આપવાને લાયક નથી. દુનિયાના ઝપાટા હજી ત્હેં અનુભવ્યા નથી. જા મહેલમાં ચાલ્યો જા અને રમત–ગમત કરી આનંદમાં દિવસો પસાર કર.

રણજીતઃ—જ્યારથી અચળગઢના જુલ્મી રાજાએ પ્રજાને ત્રાસ આપવો શરૂ કર્યો છે તેમજ પવિત્ર બાળાઓનાં સતિત્વ નષ્ટ કરવાનો પ્રયત્ન આરંભ્યો છે ત્યારથીજ મ્હેં મારી રમત–ગમતને દૂર કરી છે અને તેને બદલે અત્યાચારીઓને શિક્ષા આપવાની મહાન્ પ્રતિજ્ઞા લીધી છે. દુષ્ટોનો નાશ કરી પ્રજાનો ઉદ્ધાર કરવા આ સમશેરને

ત્યારથીજ હાથમાં પકડી છે. પિતા ! હવે મને અસત્ય સમજાવશો નહિ. હું જુઠાનો શત્રુછું–સત્યનો સહાયકછું. મ્હેં તમારાં અનેક પાપ કર્મ સાંભળ્યાં છે, અને તેનો આ પડેલાં મુડદાં એ પ્રત્યક્ષ પૂરાવો છે.

અંગારસિંહઃ–છોકરા ! શું બકે જાય છે ? તારા મગજમાં શું ભૂત ભરાયું છે ? તું શાનો પૂરાવો–પૂરાવો કરી મરે છે ?

રણજીતઃ–તે બાબત તમારા હૃદયને પૂછી જુઓ. જાણવા છતાં અણજાણનો ડોળ ન કરો. જ્યારે એક પવિત્ર રાજા પ્રજાનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરશે અને ખુશામતીઆ સરદારોના સહવાસમાં રહી વ્યસનાધિન થઇ પવિત્ર બાળાઓને સંતાપવા પ્રયત્ન કરશે ત્યારે આ વસુંધરા સમસ્ત જગતને પોતાના ઉદરમાં સમાવી દેશે. ઓ પિતાજી ! જુઓ ! જુઓ ! આમ ઉંચે નિહાળો. તમારાં પાપ કર્મોથી આકાશ કેવું ઝાંખુ જણાય છે અને સૂર્ય ભગવાન કોપાયમાન થઇ ભયંકર શ્રાપ કેવા આપી રહ્યા છે. આ નિર્મળ જણાતો દિવસ કેવો વિચિત્ર ભાસે છે અને તેજ તમારા પાપોનો પ્રત્યક્ષ પૂરાવો આપે છે.

અંગારસિંહઃ–ઉદ્ધત છોકરા ! બસ કર, એકદમ બોલતો બંધ થાઃ મારે તારી શીખામણની જરૂર નથી. હવેથી તું પણ ઝાઝુ બોલીશ તો ભયંકર શિક્ષાને પાત્ર થઈશ સમજ્યો ? પુત્રની ફરજ છે કે તેણે પિતાની આજ્ઞા પાળવી.

રણજીતઃ–હા, સમજ્યો. આપનું કહેવું પૂરેપુરૂં સમજ્યો. પુત્રની ફરજ છે કે પિતાની પવિત્ર આજ્ઞાને વિના વિલંબે આધિન થવું, પણ તમારી આજ્ઞામાં તો હળાહળ ઝેર ભેળાએલું છે. પિતાની પશુવૃત્તિને ઉત્તેજન આપી પાપના ભાગીદાર થવાની આજ્ઞાને આ રણજીત ઠોકર મારી દૂર કરે છે. પિતા ! પાપમાં પ્રવર્ત થએલા પિતા ! ખરૂં પૂછો તો તમે આ અચળગઢનું રાજ્ય કરવાને હવે લાયકજ નથી. તમે તો જનાનખાનામાં ગોલા–ખવાસની ખુશામતમાં આનંદ ભોગવવાનેજ સરજાએલા છો; માટે આ ગાદીનો ત્યાગ કરી મદિરા વગેરે વ્યસનોમાં મશગુલ થઈ રાજમહેલમાં પડયા રહો.

અંગારસિંહઃ–સમજ્યો ! સમજ્યો ! તું પણ આ બેવફા ચિ-

માજીતની પ્રપંચ જાળમાં ફસાએલો છે. અરે મૂર્ખાઓ ! જાઓ, હજી આ દિલમાં દયા છે માટે તમને જીવતા જવા દઉંછું. રાજ્ય સંભાળવાના ફરજ મારી છે તારી નથી; તેમ તું રાજ્યગાદીનો વારસ પણ નથી. મારા રાજ્યનું ગમે એમ થાય એની મને ચિંતા છે. છોકરા! રાજાનો અર્થ સમજે છે ? રાજા એતો સાક્ષાત પ્રભુ છે. તેની જે પળે જે ઇચ્છા થાય તે તત્કાળ પૂરી થવીજ જોઇએ. રાજાનો અવતાર ફરી ફરીને આવનાર નથી, માટે જેટલું સુખ ભોગવાય એટલું ભોગવી લેવું જોઇએ. એમ કરવામાં જો કદાચ રૈયત વચ્ચે આવે તો તેને શામ દામ ભેદથી પાંશરી કરવીજ જોઇએ.

રણજીતઃ—બસ એથીજ પ્રજામાં બંડ થશે. પ્રજાના આગેવાનો રત્નગઢના મહારાજને શરણે જશે કે તરત વૈરની આગથી ધુંધવાઈ રહેલાં અગ્નિની પ્રચંડ જ્વાળાઓ નીકળશે; અને એ ભયંકર જ્વાળાઓ અચળગઢને બાળીને ભષ્મ કરશે. મહારાજા ચંદ્રકેતુ દુષ્ટોને દંડ દઈ અચળગઢમાં શાન્તિનું રાજ્ય સ્થાપશે અને તમને તથા આ ખુશામતીઆ બેવકુફ સરદારોને કારાગૃહમાં પૂરશે. .

અંગારસિંહઃ—આવવા દે આવવા દે તે રત્નગઢના રજપૂતોને આ અચળગઢમાં આવવા દે. તે હરામખોરોએ હજી મારી સમશેરનો સ્વાદ ચાખ્યો નથી. મારા આ વીર યોદ્ધાઓ તે નામર્દોને એક સપાટે રણભૂમીમાંથી નસાડી મૂકશે; કેમ મારા બ્હાદુરો ! મારી વાત ખરી છે ને ? રાજાનું બોલવું સાંભળી તરતજ ત્યાં બેઠેલું મંડળ ગર્જી ઉઠયું:— " હા ! આપનું બોલવું ખરૂં છે. અમે મહારાજા અંગારસિંહના માટે પ્રાણ આપીશું અને રત્નગઢનાં શિયાળવાંને અમારી શૂરી સમશેરોનો સ્વાદ ચખાડીશું. "

રણજીતઃ—બસ બહુ થયું. " ગાજ્યા મેઘ વરસે નહિ અને ભસંતા કુત્તા કરડે નહિ. " એ કહેવતને તમે આજે ખરી ઠેરવી છે. ઓ નામર્દ અને ડરૂકીઆ રજપૂતો ! તમે હજી રત્નગઢના રણઘેલા રજપૂતોના બળથી અજાણ છો એટલે આવી રીતે મોટા બરાડા પાડી પોતાના ઘરમાં રહી પોતાનું બળ બતાવો છો. તે શૂરા અને ધર્મીષ્ટ

રજપૂતોને જોતાંજ તમાગં ગાત્ર શિથીલ થઈ જશે અને લોકોને દેખાડવા માટે પકડેલી તમારી તલવારો તમારા હાથમાંથી તરતજ જમીન પર પડી જશે. ખરેખર ! જેવા રાજા એવાજ સરદાર. રાજા લુચ્ચો હોય તો તેના સરદારો તથા અમલદારો પણ લુચ્ચાજ હોય એમાં શું નવાઇ !

"છોકરા ! તું મારો પુત્ર થઇ મારા દુષ્મનની ગરજ સારે છે અને મારૂં અપમાન કરી તારી ફરજને વિસારે છે. ખરેખર તું દિવસે દિવસે નીતિ ભ્રષ્ટ થતો જાય છે." રાજાએ કહ્યું.

"આ રણજીત ધર્મ અને નીતિવાનોનો દાસ છે. ન્યાય અને નીતિનો જેણે ત્યાગ કર્યો છે તેને તે પોતાનો કટ્ટો શત્રુ માને છે પરોપકારી અને પ્રજાના ઉદ્ધારક રાજાને તે દેવ સ્વરૂપ દોસ્ત માને છે. પિતાજી ! તમે દુષ્ટ છો, તેથી આજે રણજીત પિતૃઋણમાંથી મુક્ત થાય છે અને પ્રજાનું રક્ષણ કરવા તેમજ પિતાની બ્હેર મારી ગએલી બુદ્ધિને ઠેકાણે લાવવા તે તૈયાર થાય છે." રણજીતે ક્રોધથી જણાવ્યું.

પિતાનું અપમાન કરનાર છોકરા ! હવે જોયા કર કે તારી શું દશા થાય છે. "સરદારો ! પકડો આ ઉદ્ધત છોકરાને !" રાજાએ આજ્ઞા આપી. સરદારો રણજીત તરફ તેને પકડવાને ધસ્યા. રણજીતે તરતજ પોતાની સમશેર મ્યાનમાંથી ખેંચી કાઢી કહ્યું:—"ખબડદાર ! નજીક આવશો તો આ સમશેરના શીકાર થશો." આગળ વધતા સરદારો રણજીતની ભયંકર મુખમુદ્રા નિહાળી બ્હીગયા અને જડવત્ ઉભા રહ્યા. પુનઃ રણજીતે રાજાને ઉદ્દેશી કહ્યું:—"એ અભિમાનમાં અંધ થએલા પિતા ! જો તમે તમારૂં પોતાનું તેમજ આ અચળગઢનું શુભ ઇચ્છતા હો તો મારૂં માનો અને રત્નગઢના મહારાજાને મારા કહેવા પ્રમાણે જવાબ લખો. વૈર વધારવામાં સાર નહિ નિકળે.

"છોકરા ! સારાસારનું ભાન મને સારી રીતે છે. અચળગઢનો બળવાન મહારાજા એક નિર્માલ્ય રાજાને કોઇ કાળે નમ્રતા ભરેલો પત્ર લખશે નહિ. હું તેનો ગર્વ તેની પ્યારી પુત્રી રંભાને મારી પટરાણી બનાવી થોડા સમયમાં ઉતારીશ."

"પિતાજી ! અટકાવો તમારી જીભને અપવિત્ર થતી અટકાવો. શું તમે નથી જાણતા કે રંભાસુંદરી મને ચાહે છે અને તેના મનથી તે મને વરી ચૂકી છે ?" રણજીતે જણાવ્યું.

"તે ભલેને તને વરી ચૂકી હોય પણ હું તો તેને લાવ્યા વિના રહેનાર નથી. મારી ઈચ્છીત વસ્તુ પર તારે તરાપ મારવાનો હક નથી. તું કોઈ બીજાની સાથે પ્રેમ જોડી સુખી થજે. હું પણ તને કોઈ રૂપાળી રંભા જેવી સુંદરી સાથે પરણાવી સુખી કરવામાં મદદ કરીશ. બોલ બીજું કાંઈ !"

"બસ, હદ આવીજ રહી. પાપની પરીસિમા આજ પ્રત્યક્ષ દેખાઈજ ગઈ. પિતાજી ! આજથી આ હૃદયમાં રહેલી પિતૃભક્તિ સદાને માટે અદૃશ્ય થઈ ગઈ અને તેની જગાએ વૈર અને ક્રોધની પ્રચંડ આગ સળગી ઉઠી. પિતા ! પાપી પિતા ! યાદ રાખજે કે આ પ્રચંડ જ્વાળામુખીમાં તમે અને તમારા આ નુમાલા સરદારો બળીને ભસ્મ થઈ જશો." રણજીતે ઉશ્કેરાઈને કહ્યું.

"મ્હારા બહાદુર સરદારો ! ચૂપ થઈ કેમ ઉભા રહ્યા છો ? એકદમ આગળ વધો અને તમારૂં અપમાન કરનારને પકડી બેડીમાં જકડી દ્યો. વધો, આગળ વધો, શા માટે ભય પામો છો ?" અંગારસિંહે સરદારોને ઉશ્કેર્યા.

સરદારો પણ પોતાના થએલા અપમાનની ખાતર કારમી કીકીઆરી પાડી રણજીતને પકડવા દોડયા, સૌથી આગળ દિવાન વિષયરાજ દોડી આવ્યો. તેને નજદીક આવવા દઈ રણજીતે તેની પર તલવારનો પ્રહાર કર્યો દિવાન વિષયરાજે પોતાના હાથમાંની તલવાર ઉપર તે પ્રહાર ઝીલી લીધો: પણ હાથમાંથી તલવાર છૂટી ગઈ. આથી વિષયરાજ આમ તેમ જોવા લાગ્યો તેવામાં વીર રણજીતે તેને એક લાત મારી દૂર ફેંકયો. સભામાં હાહાકાર થઈ રહ્યો. આ કોલાહલ સાંભળી બહારથી બીજા સરદારો અને સૈનિકો અંદર દોડી આવ્યા. અંગારસિંહ નેમુને ભયંકર અવાજે કુમારને મારી નાંખવાનું કહેવા લાગ્યો. વીર રણજીત આ સમયે વિકાળ અને ઝનુની જણાવા લાગ્યો. જોત-

જોતામાં રણજીત અસંખ્ય સૈનિકો અને સરદારોથી ઘેરાઇ ગયો. આ સ્થિતિ દૂર ઉભેલા વિક્રમાજીતે જોઈ એટલે તેણે બુમ કરે બૂમ મારી કહ્યું:–" ખબરદાર ! રણજીતકુમારના એક વાળને પણ ઇજા થશે તો નક્કી સમજજો કે તમે આ સમશેર લોહીમાં તરબોળ થશો. ખસો, નામર્દો દૂર ખસો. તમારા બાહુમાં બળજ જણાતું નથી." આમ બૂમ મારતો અને સરદારોને દૂર ફેંકતો વિક્રમાજીત રણજીતની પાસે આવી ઉભો. સરદારો અને સૈનિકો તેનું રૌદ્ર રૂપ નિહાળી આઘા ખસી ગયા.

રાજા અંગારસિંહે બૂમ મારી કહ્યું:–" કોણ વિક્રમાજીત ! તેંજ રણજીતની પક્ષ સ્વીકારી કે ! "

" હા જી, આ વિક્રમાજીત જાતિવાનનો મિત્ર છે. ન્યાયી કુમારનો રક્ષણકર્ત્તા છે. અભિમાની રાજા ! યાદ રાખજે કે આ વીરના રક્ષણ હેઠળ રણજીતકુમાર નિર્ભય છે. આખી અવનિમાં તેને ઇજા પહોંચાડવા કોઈ શક્તિવાન નથી ? " વિક્રમાજીતે રૌદ્ર સ્વરે કહ્યું.

" હવેજ મને સમજણ પડી કે આ રણજીતને ઉસ્કેરનાર અને આ કારસ્થાન રચનાર તુંજ છે " રાજાએ અત્યંત ગુસ્સે થઈ કહ્યું.

" પાપનો ઘડો જ્યારે ભરાય છે ત્યારે આપો આપ ફુટી જાય છે. ન્યાય બંધન તુટે છે ત્યારે અવશ્ય કુદરત કોપે છે. નીચ કર્મોને આધિન થવાથી પરસ્પરમાં વૈર વધે છે; અને એ વૈરના પ્રભાવે ઘર ફુટે છે. રાજા અંગારસિંહ ! તારી વિષય•વાસનાથી તારા મિત્રો તારા શત્રુ થયા છે. તારા સૌભાગ્યના દિવસો હવે પૂરા થયા છે. અચળગઢના કિલ્લા પર કાળા કાગડા કઠોર નાદે બોલી રહ્યા છે, અને પવન પ્રચંડ વેગથી તોફાન મચાવી ભાવીની ભયંકરતા સૂચવી રહ્યો છે." વિક્રમાજીતે ક્રોધથી કહ્યું.

" ઓ નિમકહરામ ! તારા બોલવાનો ભાવાર્થ શું છે ? તે સ્પષ્ટ કહી દે." રાજાએ કહ્યું.

' મારા કહેવાનો ભાવાર્થ એ છે કે તમે રાજ્ય કરવાને હવે નાલાયક છો માટે આ રણજીતકુમારને રાજ્યની લગામ સોંપી દો

અને તમારા ભટકતા ચિત્તને સ્થિર કરી ભગવત્ ભજન કરો." વિક્રમાજીતે કહ્યું.

"ઓહ! હું આ શું સાંભળું છું !? ઓ નિમકહરામ! મારૂં અન્ન ખાઇ તું મારીજ વિરૂદ્ધ વર્તેછે?" અંગારસિંહ બોલ્યો.

"જે ન્યાયી અને નીતિવાન છે તેનો આ વિક્રમાજીત દાસાનુદાસ છે. તમે જ્યાં સુધી નીતિમય જીવન ગુજાર્યું છે ત્યાં સુધી મ્હેં મારૂં બનતું કર્યું છે. તમે ન્યાય અને નીતિને દૂર હાંકી મૂકયાં ત્યારેજ આ વિક્રમાજીત તમારી વિરૂદ્ધ વર્તી વીર રણજીતના પક્ષમાં ઉભો રહ્યો છે." વિક્રમાજીતે જણાવ્યું.

"મ્હેં શું અન્યાય કર્યો છે?" પુનઃ અંગારસિંહે પૂછ્યું.

"ન પૂછો! તે વાત અત્યારે ન પૂછો! પાપ કર્મ પર ઢંકાએલા પડદાને દૂર કરતાં વિપરીત પરીણામ આવશે. રાજા! તમારા ચિત્તની સ્થિરતા કાયમ નથી એટલે મારી વાત તમારાથી માની શકાશે નહી. હાલ કંઇ પણ ન પૂછતાં એકદમ આ ન્યાયાસન પરથી નીચે ઉતરી ચાલ્યા જાઓ." વિક્રમાજીતે ગંભીર અવાજે કહ્યું.

"ઉદ્ધત ગુલામ! શું તું મને આ ગાદી છોડવાનું કહે છે? બસ હવે તારૂં આવીજ બન્યું છે." અંગારસિંહ ગાજી ઉઠયો.

"મારો વાંકો વાળ કરનાર આખી અવનિમાં કોઇ નથી. વીર રજપૂતના હાથમાં તલવાર પકડવાનું જ્યાં સુધી સામર્થ્ય છે ત્યાં સુધી તેને કોઇનાથી ભય પામવાનું કારણ નથી. નીતિ અને ન્યાયથી વર્તનારા વીરલાઓ વિકાળ કાળને પણ દૂર હાંકી શકવા સમર્થ છે. રાજા! તારી સમક્ષ ઉભેલો આ વીર તને અને આ રજપૂત નામને કલંક લગાડનારા વ્યસની સરદારોને નિર્માલ્ય ગણે છે." વીર વિક્રમાજીતનું આવેશ યુક્ત ભાષણ સાંભળી સઘળા સ્તબ્ધ બની ગયા. અંગારસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તે આસન પરથી છલંગ મારી કૂદી પડયો અને મ્યાનમાંથી તલવાર ખેંચી કર્કશ સ્વરે બોલ્યો:—નિમકહરામ ચાલ તૈયાર થા અને અજમાવ તારૂં શુરાતન. હું તને આ પળેજ સ્વર્ગમાં મોકલી આપું છું."

"સમશેર ચલાવવાની શક્તિ તમારામાં નથી. જે રજપૂત વ્યસની અને વિષયાંધ છે તે તલવાર ચલાવવાને તદ્દન નાલાયક છે." વિક્રમાજીતે કહ્યું.

"લાયક નાલાયકની તને હમણાંજ ખબર પડશે. આ સમશેરના એકજ ઝટકે તું લોહીમાં તરબોળ થઇ જમીન પર પડશે. ચાલ હોંશીયાર ?" કહી રાજાએ ખૂમ મારી.

"ખબરદાર ! તારી તલવાર કલંકીત છે. જો જો, તેને પકડવાથી તારા હાથ કેવા કંપી રહ્યા છે. મનમાં ભય છે છતાં શા માટે બળ બતાવવાનું અભિમાન ધરે છે." ઓ મૂર્ખ રાજા:—

"મિથ્યા મદે અંધો થઇ, પાપે કાં લપટાય છે;
કુકર્મ કરતાં ભૂપતિ, જો મૃત્યુના નાદ સંભળાય છે.
ઉતરે છે કોપ કુદરતનો, જમાવ્યો જંગ ત્હેં આ શો;
કર્યાં કુકર્મ ત્હેં અદકાં, ગળે છે કાળનો ફાંસો."

"ચાલ, ચાલ, ઓ ભાવિના ભૂલાવાથી આંધળા બનેલા પતંગીઆ રૂપ ભૂપાત ! ચાલ, તારાથી થાય એ કરી લે." કહી વિક્રમાજીત નિડર થઇ ઉભો રહ્યો.

"ઓહ ! ભયંકર અપમાન !" અંગારસિંહ બરાડ પાડી બોલી ઉઠયો. તેની આંખોમાંથી આગ વરસવા લાગી. તેણે ભયંકર ખૂમ મારી કહ્યું:—"અરે પ્હાડસિંહ ! આમ આવ, અને આ નિમકહરામીને કાપી નખ."

રાજાની ખૂમ સાંભળી પ્હાડસિંહ સરદાર ત્યાં દોડી આવ્યો અને વિક્રમાજીત સામે જોઇ કહેવા લાગ્યો:—"કાં સરદાર ! અન્નદાતાનું અપમાન કરતાં શરમાતા નથી. ખરેખર આજે તમને મ્હોતે ભૂલાવ્યા હોય એમ સમજાય છે."

"મ્હોતની ભૂલવણીની હમણાંજ તને ખબર પડશે. નીચ સરદાર ! જા, દૂર જા, પવિત્ર પ્રધાન ઉપર તારી છાયા પાડી તું તેમને અપવિત્ર કરે છે. આજે આ આખો દરબાર લોહીથી તરબોળ થવાનો છે; માટે તું જો જીવતા મ્હાતો હોય તો દૂર ઉભો રહે."

શાન્ત ઉભેલા રણજીતે બૂમ મારી કહ્યું.

"પ્હાડસિંહ! એ ઉદ્ધત છોકરાને પ્રથમ કાપી નાંખ કે જેથી તે વચમાં બોલતો બંધ થાય." અંગારસિંહે આજ્ઞા કરી.

પ્હાડસિંહે તરતજ રણજીત તરફ આગળ ધસી પોતાની તલવાર ખેંચી. રાજકુમારના હાથમાં તો સમશેર તૈયારજ હતી. પ્હાડસિંહના ઘા કરતા પહેલાંજ વીર રણજીતે હાથમાંની લાંબી સમશેરની અણી તેની છાતીમાં મારી તેને ઘાયલ કરી જમીન પર સુવાડયો. પ્હાડસિંહ પડતાં સઘળા સરદારો અને સૈનિકો ઉશ્કેરાઈ ગયા; અને તલવારો ખેંચી તેમના ઉપર ધસ્યા. દરબારમાં ભયંકર યુદ્ધ મચી રહ્યું. શીયાળવાંના ટોળામાં જેવી રીતે ગજરાજ ઘુમે તેવી રીતે વિક્રમાજીત અને રણજીત ઘુમવા લાગ્યા. વીર વિક્રમાજીતે તત્કાળ સંજ્ઞાસૂચક ધ્વની કર્યો. જે સાંભળતાં દરબારની પાછલી બાજુએ છૂપાઇ રહેલા તેના વફાદાર સરદારો દોડી આવ્યા અને રાજાના સરદારો પર તુટી પડ્યા. રાજાના સરદારો તથા સૈનિકો ગભરાઇ ગયા અને મરણની બ્હીકે હથીઆર નાંખી દઇ દરબારમાંથી નાસવા લાગ્યા. વિક્રમાજીતના સરદારો તેમની પાછળ જવા લાગ્યા. વિક્રમાજીતે પાછળ જતા સરદારોને અટકાવ્યા. જોતજોતામાં તમામ સરદારો અને સૈનિકો પલાયન કરી ગયા. અંગારસિંહ એકલો રહ્યો એટલે તે પણ ભયભીત થઇ ધ્રુજવા લાગ્યો. ઘાયલ થયેલો પ્હાડસિંહ હજુ જ્યાં ને ત્યાં જમીન પર બેશુદ્ધ થઇને પડયો હતો. તેને રણજીતે ત્યાંથી દૂર મોકલાવ્યો. રાજાના બાયલા સરદારો અને સૈનિકોના નાસી ગયા પછી વિક્રમાજીતે રાજાની પાસે જઇ હથીઆર મૂકી દેવાનું જણાવ્યું. રાજાએ કાયરતા બતાવી પોતાની સમશેર નાંખી દીધી. વિક્રમાજીતે તેનો હાથ પકડી પોતાના સરદારોને કહ્યું:—"મારા બહાદુરો! આ અચળગઢના મહારાજાને લઇ જાઓ. તેમને પેલા નિર્જન સ્થાનમાં આવેલા મહેલની અંદર પૂરતા બંદોબસ્તથી રાખજો અને તમારામાંથી પચાસ જણ ખુલ્લી તલવારે અને ભરેલી બંદુકે રાત્રિ દિવસ મહેલની આસપાસ પહેરા ભરી આ નામદારનું રક્ષણ કરજો. જાઓ લઇ જાઓ એમને." અચળગઢનો મહારાજા

અંગારસિંહ ભાવિને આધીન થઇ એક પણ શબ્દોચ્ચાર કર્યા વિના સરદારોની વચ્ચમાં ઘેરાઇને બહાર નીકળ્યો. સરદારોએ વિક્રમાજીતની આજ્ઞા મુજબ સર્વ બંદોબસ્ત કર્યો. તે પછી રણજીતકુમાર અને વિક્રમાજીત બીજો બંદોબસ્ત કરવાને ચાલ્યા ગયા.

---

## ૧૦

### પિતૃભક્ત કલ્યાણ.

જ્યાં સંપ ત્યાં જંપ છે, વિન સંપે થાય કલેશ;
જેના ઘરમાં સંપ નહિ, ત્યાં દુઃખ વસે હમેશ.

અચળગઢની ચારે તરફ પર્વતની હારો અને ભયંકર જંગલ આવેલું હતું તેથી તેની આસપાસનો પ્હાડી પ્રદેશ વિકટ અને બીહામણો ભાસતો હતો. અચળગઢની સરહદ પૂરી થતાં એટલી ભયાનક અને ઘનઘોર ઘાડી ઝાડી આવેલી હતી કે ધોળે દિવસે હિંસક પ્રાણીઓ તેમાં દોડાદોડી કરી રહેલાં નજરે પડતાં હતાં. પર્વતની લાંબી અને ઉંચી હારો ગગનની સાથે વાતો કરી રહેલી હતી. ઝાડોની ઘટાથી ખરા બપોરે પણ સૂર્યભગવાનનું એક પણ કિરણ અંદર પ્રવેશી તે સ્થળને પ્રકાશમય કરી શકતું નહિ. તે સ્થળે નિરંતર શાન્ત છાયાં છવાએલી રહેતી. ખરા મધ્યાહ્ને પશુ—પક્ષી અને વાઘ વરૂ તે રમણિય શીતળ જગ્યાએ આવી વિશ્રાંતી કરતાં. આ ઝાડી ફક્ત એક ગાઉના વિસ્તારમાંજ આવેલી હતી. આ સમયે બપોર થયા હતા તેથી સૂર્યભગવાન સખત તાપથી તપી જગતને અકળાવી રહ્યા હતા. પર્વતના પત્થરો પણ ગરમ થઈ ગયા હતા. અચળગઢ ઉપર જાણે સૂર્યભગવાન કોપાયમાન થયા હોય એમ જણાતું હતું. કેમકે અત્યારે સર્વત્ર લાહ્ય લાહ્ય વરસી રહી હતી. આવા પ્રખર અને અસહ્ય તડકા વખતે એક સુંદર યુવાન ઘોડેસ્વાર પરસેવાથી તરબોળ થઇ ચાલ્યો આવતો હતો. તે ઘોડેસ્વાર આ પ્રદેશનો ભોમિયો હોય એમ જણાતું હતું. તે પેલી શીતળ ઝાડીમાં પહોંચવાને ઘોડાને ઝડપથી ચલાવતો હતો થોડી વારમાં જાતવાન જાનવર પોતાની પીઠ પર સ્વીર થએલા

યુવાનને લઇ તે ઝાડી પાસે આવી પહોંચ્યું. ત્યાંની શીતળ છાયા જોઇ તે યુવાનને અતિ આનંદ થયો. તે એક વિશાળ ઝાડની તળે સ્વચ્છ જગ્યા જોઇ અશ્વ પરથી નીચે ઉતર્યો. શીતળ પવનના સ્પર્શથી તેનું મન શાન્ત થયું. પ્રથમ તેણે ખીસ્સામાંથી રૂમાલ કાઢી પોતાનો પરશેવો લુછ્યો અને પછી ઘોડા પરથી સામાન ઉતારી નીચે મૂક્યો. થાકેલો અશ્વ પણ ખુંખારો કરી ત્યાં ઉગેલું ઘાસ ચરવા લાગ્યો. આપણા યુવાન મુસાફરે જમીન પર એક શેત્રંજી બીછાવી દીધી અને શરીર પરથી અંગરખું તથા ફેંટો ઉતારી તેનો પર આડો થયો. મુસાફરીના શ્રમથી તે સુકુમાર યુવાનને અલ્પ સમયમાંજ નિદ્રાદેવીએ પોતાની છાયામાં લીન કરી દીધો.

પ્રિય પાઠકો ! આ યુવાન બીજો કોઇ નહિ પણ અચળગઢનો પાટવી કુમાર કલ્યાણસિંહ હતો. તે લાંબા સમયથી દેશાટન કરવા નીકળી પડયો હતો. દેશ-વિદેશ ફરી માર્ગમાં આવતી યાત્રાઓ કરી તે અચળગઢ તરફ પાછો ફરતો હતો. યુવરાજ કલ્યાણસિંહ મજબૂત બાંધાનો ધીર-વીર યુવાન હતો. રણજીતકુમારથી તે ત્રણ વરસે મોટો હતો. તે પરોપકારી અને સદ્ગુણનો ભંડાર હતો. તે પ્રભુ-ભક્તિ કરતાં પિતૃભક્તિને વિશેષ ઉત્તમ ગણતો હતો. પિતાની સેવા કરવી અને તેમને સદાકાળ પ્રસન્ન રાખવા એ તેનો મૂળ ઠરાવ હતો. તેની માતા થોડા સમય પર સ્વર્ગે સિધાવી હતી. કલ્યાણે માતાના મૃત્યુ સમયે તેની અત્યંત સેવા ઉઠાવી હતી. પુત્રનો ખરો ધર્મ શું છે તે એ સારી રીતે સમજતો હતો. તે બીજાઓને ઉપદેશ કરતો કે:- "નિરંતર પોતાનાં જન્મદાતા અને પાલન કરનાર માતા-પિતાની પ્રભુ પેરે સેવા કરવી જોઇએ. તેમને દુઃખ ઉત્પન્ન થાય એવી રીતે કદાપિ વર્તવું જોઇએ નહિ. માતા-પિતાની સેવા કરનાર ઉપર પરમાત્મા પ્રસન્ન થાય છે અને તેને આલોકમાં તેમજ પરલોકમાં સર્વ સુખ મળે છે. પુત્ર માતા-પિતાના ચરણોદકે જેટલો પવિત્ર થાય છે તેટલો તીર્થયાત્રા વગેરેથી થતો નથી. માતા-પિતાના ચરણની સેવામાંજ સર્વ તીર્થ સમાએલાં છે. જે સદ્ગુણી પુત્ર માતા-પિતાનું

પાલન કરી તેમને સુખ આપે છે તેને ધન્ય છે. તેના ઉપર સર્વ દેવ પ્રસન્ન થાય છે ને તેનો વંશ વધારે છે " વર્તમાન સમયમાં કેટલાક કુલાંગારો માતા–પિતાના ઉપકારને ભૂલી જઇ તેમને અત્યંત કષ્ટ આપે છે; તેમજ પોતાની સ્ત્રીને આધીન થઇ વૃદ્ધ માબાપને નિરાધાર રઝળતાં મૂકી તેઓ તેમનાથી જુદા રહે છે અને એશઆરામ કરેછે. આવી રીતે નિરાધાર થએલાં માતા–પિતાને ભૂખના દુઃખે મરતાં તેઓ જુએ છે, તદપિ તે પાષાણ હૃદયના પાપી પુત્રોને તેમની કંઇ દયા આવતી નથી. તેઓ માતા–પિતાની કંઇ પણ સંભાળ નહિ લેતાં પત્નીને પરમેશ્વર સમાન માની તેની આગળ મર્કટની માફક નાચે છે. જે પિતૃઓની સેવા કરે છે, પિતાનું દેવું આપી તેને ઋણમુક્ત કરે છે તથા માતા–પિતાની પ્રભુ સમ ભકિત કરી સંસારને ઉજ્વળ કરે છે તેઓજ દીકરા કહેવાય, બાકીના બધા ધોબીને ધોવાના પત્થર કહેવાય. જે દુષ્ટ પુત્ર માતા–પિતાની સેવા નથી કરતો તે રૈરવ નર્કનો અધિકારી થાય છે. કહ્યું છે કેઃ–

" કુકર્મી કપુતને ધિક્કાર,
વિસરે અગણિત જે ઉપકાર......કુકર્મી.
કરી લાલન પાલન દુઃખ કાપ્યાં, તન સાટે તન મન ધન આપ્યાં;
વિસરે એ ઉપકાર..............કુકર્મી.
માતા ગંગા યમુના જાણે, તીર્થ સ્વરૂપ જે પિતા પ્રમાણે;
પામે મોક્ષનું દ્વાર..............કુકર્મી.

સુકન્યા–સાવિત્રી.

યુવરાજ કલ્યાણસિંહ જેવો પિતૃભક્ત હતો તેવો પરોપકારી પણ હતો. તે રાજકાર્યમાં લક્ષ આપવાને બદલે ગરીબોનાં દુઃખ દૂર કરવામાં હમેશ લક્ષ આપતો. તે જ્યાં સુધી અચળગઢમાં હતો ત્યાં સુધી પ્રજાને કોઇ જાતનું કષ્ટ નહોતું. કલ્યાણસિંહ સાંજના સમયે જ્યારે ચાલતો નગરમાં ફરવા જતો ત્યારે લોકોનું દુઃખ સાંભળતો: દરેક માણસની તે આનંદથી મુલાકાત કરતો અને તેની વાત ધ્યાનપૂર્વક સાંભળતો. કલ્યાણના દેશાટન નીકળ્યા પછી અચળગઢમાં અંધેર

ચાલવા લાગ્યું હતું. ભૂખ્યા વરૂ જેવા અમલદારો રાજાના વ્યસનનો લાભ લેઇ પ્રજાને લુંટવા લાગ્યા હતા અને પ્રજા પર ત્રાસદાયક જુલ્મ ગુજારવા લાગ્યા હતા વગેરે બાબત આપણે પાછળનાં પ્રકરણોમાં વાંચી ગયા છીએ.

અત્યારે સાંજ પડવા આવી હતી તેથી લાલચોળ થયેલા સૂર્ય-ભગવાને ધીમે ધીમે શાન્ત સ્વરૂપ ધારણ કરવા માંડયું હતું. ઉનો પવન શીતળતાનો ગુણ ધરવા લાગ્યો હતો. હજુ યુવરાજ કલ્યાણસિંહ મુસાફરીના શ્રમથી શ્રમિત થયેલ હોવાથી મીઠી નિદ્રામાં પડયો રહ્યો હતો. એવામાં એકાએક બે સમાન વયના યુવાન ઘોડેસ્વાર આ ઝાડી તરફ આવતા જણાતા હતા. તેમના ઘોડા હાંફતા હતા. બન્ને સ્વારો પણ પરસેવાથી તરબોળ થયેલા જણાતા હતા. તેમના હાથમાં તૈયાર ભરેલી બંદુકો હતી. આ ઉપરથી તેઓ શિકારમાં નીકળ્યા હશે એમ અનુમાન થતું હતું. ખરેખર તેઓ શિકારમાંજ નીકળ્યા હતા. એક વાઘની પાછળ પડતાં તેઓ આ ઝાડી સુધી આવી પહોંચ્યા હતા. તેમણે તે વાઘને ગોળીથી વિંધી નાંખ્યો હતો તેથી તેને વાગેલા ઘામાંથી લોહી ટપકતું હતું અને તે ટપકતા લોહીની નિશાનીએજ આ બન્ને શિકારીઓ જમીન પર દૃષ્ટિ રાખી અહીં સુધી આવી પહોંચ્યા હતા. વાઘ તેમને ભૂલાવામાં નાંખી આ ઝાડીમાં પેસી ગયો હતો. શિકારમાં નિષ્ફળ જવાથી તેઓ બન્ને જણા દિલગીર થઇ ઘોડા-ઓને મંદ ગતિથી ચલાવતા આ ઝાડી તરફ આવતા હતા. થોડી વારમાં બન્ને જણાએ આ ઝાડીમાં પ્રવેશ કર્યો એટલે અહીંની શીત-ળતાથી તેમનાં ઉશ્કેરાએલાં હૃદય પ્રફુલ્લિત થયાં. પછી તેમાંના એક યુવાનની નજર વૃક્ષ નીચે સુતેલા કલ્યાણસિંહ ઉપર એકાએક પડી એટલે તે યુવાન ચોંકયો અને હાથ લાંબો કરી બીજાને કહેવા લાગ્યોઃ—

"અરે ભાઇ! આમ તો જુવો! પેલા વૃક્ષની નીચે કોઇ માણસ સુતો છે."

"અહા! તે કેવો નિર્ભય થઇને આ વિકટ ઝાડીમાં સુતો છે?" બીજા યુવાને નિદ્રાધીન થયેલા યુવરાજ તરફ દૃષ્ટિ કરીને કહ્યું.

"મને લાગે છે કે તે કોઈ દુઃખી હોવો જોઇએ. જો તેમ ન હોય તો આવી વિકટ અને હિંસક પ્રાણીઓથી ભરપૂર જગામાં આવી શા માટે સૂઇ રહે? જો આપનો વિચાર હોય તો આપણે તેની પાસે જઈ તેને જગાડીએ અને કોઇ દુઃખી હોય તો તેનું દુઃખ દૂર કરીએ." પ્રથમ યુવાને કહ્યું.

"હા, મારી પણ એવીજ ઈચ્છા છે. આપણે તેની પાસે ચાલો" કહી બન્ને જણા ઘોડા પરથી નીચે ઉતર્યા અને ઘોડાઓને દોરી સૂતેલા યુવરાજ પાસે જવા લાગ્યા. તેમના ચાલવાના અવાજથી કલ્યાણસિંહની નિદ્રાનો ભંગ થયો, અને એકદમ બેઠો થઇ આવનાર યુવાનો સામે જોઇ રહ્યો. થોડીવારમાં બન્ને યુવાનો કલ્યાણસિંહની નજીક આવી પહોંચ્યા અને એકી નજરે તેની સામે જોઈ રહ્યા. તેઓને પોતાની સામે જોઇ રહેલા જોઇ કલ્યાણસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"ભયંકર જંગલમાં ભ્રમણ કરવા નીકળેલ બહાદુર યુવકો, તમે કોણ છો? મારી સામે એકી નજરે તમે શું જોઇ રહ્યા છો? તમારે મારી મદદની જરૂર હોય તો બેધડક મને જણાવો."

"યુવરાજનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળી એક યુવક કે જે બીજા કરતાં સ્હેજ નીચો જણાતો હતો, તેણે બોલવાને મુખ ઉંચુ કર્યું એટલે બીજા યુવકે તેને નહિ બોલવાનું ઇશારતથી સમજાવ્યું. પુનઃ કલ્યાણસિંહે પૂછ્યું:—"કાં ભાઇઓ! મારા પ્રશ્નનો જવાબ કેમ નથી આપતા?"

તેનો ફરીથી પ્રશ્ન સાંભળી એક યુવકે કહ્યું—"તમને નિર્ભયપણે આ ભયાનક ઝાડીમાં સૂતેલા જોઇ અમે તમારી પાસે તપાસ કરવા આવ્યા છીએ અમને તમારી કોઈ પણ પ્રકારની મદદની જરૂર નથી."

"આવી ઘનઘોર ઝાડીમાં તમે મને કેવી રીતે જોઇ શકયા?" કલ્યાણે પૂછ્યું.

"અમે એક મોટા વાઘની પાછળ પડયા હતા. તે વાઘ ઘાયલ થઈ આ ઝાડીમાં પેસી ગયો. તેની શોધમાં અમે પણ આ ઝાડીમાં આવ્યા અને તમને સૂતેલા જોયા. મહાશય! હવે કૃપા કરી જણાવે

કે આ વિકટ ઝાડીમાં આપ નિર્ભયપણે સુતા હતા તેનું શું કારણ ? શું આપ દુનિયાના કોઈ પણ કપટથી કંટાળ્યા છો ? જો તેમ હોય તો તે જણાવો. અમે તમારૂં સર્વ દુઃખ દૂર કરીશું; કારણ કે અમે પરોપકારનું વ્રત ધારણ કર્યું છે." નાના યુવકે જણાવ્યું.

"શ્રી ભગવાનની પૂર્ણ કૃપાથી હજી મને કોઇ પણ કષ્ટે સંતાપ્યો નથી. મુસાફરીના સખ્ત શ્રમથી અને ગ્રિષ્મ ઋતુના અતિશય ઉકળાટથી હું આ સ્થળે વિશ્રાન્તીને માટે સૂતો હતો. શીતળ સમીરના પ્રભાવે હું નિદ્રાધિન થઇ ગયો હતો. આ જંગલ મારૂં પોતાનું હોવાથી મને કોઇ પણ જાતનો ભય નથી અને તે કારણથીજ હું નિદ્રાની મીઠી મઝા નિર્ભયપણે લેતો હતો." કલ્યાણે જણાવ્યું.

"ત્યારે તમે આ જંગલ અને આ પ્રદેશના સારી રીતે માહિતગાર હશો ?" મોટા યુવકે પૂછ્યું.

"હા, એમજ છે. હું આ પ્રદેશના મહારાજા અંગારસિંહનો પાટવી કુમાર છું. વીર યુવકો ! મારે સાંજ પહેલાં નગરમાં જવું હતું; તમે મને જાગૃત કર્યો તેને માટે તમારો ઉપકારી છું." કલ્યાણે કહ્યું.

"શું તમે યુવરાજ કલ્યાણસિંહ ! ?" બન્નેએ પૂછ્યું.

"હા, હુંજ કલ્યાણસિંહ. લાંબા સમયનો પ્રવાસ કરી આજે નગરમાં જાઉછું. મ્હેં મારા સેવકોને અગાઉના ગામથી પિતાને સમાચાર જણાવવાને રવાના કરી દીધા છે. ભાઇઓ ! હવે તમે જણાવો કે તમે કયા રાજકુળને શોભાવો છો !" કલ્યાણે પૂછ્યું.

બન્ને જણાં તેને શું જવાબ આપવો તેનો વિચાર કરવા લાગ્યા. નાનો યુવક તો કલ્યાણને ઓળખી ગભરાવા લાગ્યો. તેના મુખ પર શરમના શેરડા પડયા. મોટો યુવક તેના ગભરાટનું કારણ સમજી મૃદુ મૃદુ હસવા લાગ્યો. તેમની આવી વર્તણુંક નિહાળી કલ્યાણને નવાઈ લાગી. તેણે ઉભા થઈ મોટા યુવકના ખભે હાથ મૂકી કહ્યું:—
"મને ઓળખાણ આપતાં શા માટે શરમાઓ છો ?"

"યુવરાજ ! અવિનયની ક્ષમા કરજો. ઘણા વખતથી આપ દેશાટન કરવા નીકળી પડેલા અને એકાએક આ સ્થળે તમારૂં આગ-

મન અસંભવિત જણાયાથી અમે તમને ઓળખી શક્યા નહિ. અમે આપના પરિચીત મિત્રો છીએ. હું કિશોરસિંહના નામથી ઓળખાઉં છું.” તેણે જણાવ્યું.

“શું આપ વિક્રમાજીતના કુમાર કિશોરસિંહ !” કલ્યાણે આનંદનો ઉદ્‌ગાર કાઢી કહ્યું—“બંધુ આવ મને ભેટ.” કહી કલ્યાણે તેને ગાઢ આલિંગન આપ્યું અને પૂછ્યું. “આ સાથેના યુવક કોણ છે ?”

“તે આપની ભગિની કમળાકુમારી છે. પુરૂષનો પોષાક પહેરી તે મારી સાથે શીકારે આવ્યાં છે એટલે તમને જોઇ શરમાય છે.” કિશોરે જણાવ્યું.

“કમળા ! બહેન ! આવ, શામાટે શરમાય છે ? વીર વેષ પહેરવામાં ભાઈથી ના શરમાવું જોઇએ.’ કહી કલ્યાણે તેના માથે હાથ મૂક્યો.

“મોટા ભાઈ !” કહી કમળ તેના પગ પાસે બેસી ગઇ. તેને ઉભી કરી કલ્યાણે પૂછ્યું—“કાં બહેન ! આનંદમાં તો છોને ? પિતા, ભાઇ રણજીત વગેરે સુખમાં છેને ?”

“યુવરાજ ! સર્વ સુખમાં છે, પણ...” કિશોર આગળ બોલતાં અટક્યો.

“કાં કિશોરસિંહ ! પણ...કહીને કેમ અટકી ગયા. રાજ્યમાં કંઈ નવા જુની થઇ છે કે શું ?” કલ્યાણે સંશય યુક્ત થઇને પૂછ્યું.

“હા, ભાઇ એમજ છે. તમારા ગયા પછી રાજ્યમાં ઘણું અંધેર ચાલ્યું છે.” કમળાએ કહ્યું.

“મહારાજા અંગારસિંહની વિષયવાસનાએ રાજ્યની પાયમાલી કરી છે.” કિશોરે વધારામાં જણાવ્યું.

“કિશોરસિંહ સ્પષ્ટ જણાવો કે શું છે ?” કલ્યાણે અકળાઇને પૂછ્યું. “કિશોર અને કમળાએ રાજાને પદભ્રષ્ટ કર્યા ત્યાં સુધીની સવિસ્તર હકીકત કહી સંભળાવી. કલ્યાણસિંહ વિચારમાં પડ્યો. પિતાની નીચ વૃત્તિ ઉપર તેને તિરસ્કાર ઉપજ્યો; પણ તે તિરસ્કાર પિતૃભક્ત પુત્રના હૃદયમાં ઘણીવાર ન રહ્યો. ગમે એવો પણ તે મારો પિતા. હમેશાં કોઇની બુદ્ધિ નિર્મળ રહેતી નથી. પ્રધાને અને રણજીતે

યુક્તિસર પિતાની આંખ્યો ઉઘાડવી હતી. તેમણે આવું ભયંકર કામ કરવું જોઇતું નહોતું. મારા ધારવા પ્રમાણે રણજીતને રાજ્ય લોભ લાગ્યો હશે; કારણ કે તે વીર યુવાન યુદ્ધ કૌશલ્યથી છકી ગયેલો છે. રણજીત રણઘેલો છે. રણઘેલાને સારાસારનું ભાન હોતું નથી. તે હમેશાં યુદ્ધનેજ પસંદ કરે છે. આવી ઉચ્છૃંખલતામાં તેણે પ્રધાન વિક્રમાજીતને પક્ષમાં મેળવી પિતાજીને પદભ્રષ્ટ કર્યાં હશે. રણજીત ! ત્હેં ઘણુંજ અયોગ્ય કામ કર્યું છે. યુવાનીના જોરમાં ત્હેં પિતાનું અનહદ અપમાન કર્યું છે. હાય ! તને આવી અવળી બુદ્ધિ કયાંથી સૂઝી આવી ?"

"તારે રાજગાદી લેવી હતી તો તારે મારા આવતા સુધી ધિરજ ધરવી હતી. હું ખુશીથી તને અચળગઢના રાજ્યસિંહાસને સ્થાપિત કરતં. હાય ! ત્હેં તિર્થરૂપ પિતાજીને પદભ્રષ્ટ કરી કારાગૃહ નિવાસી કર્યા. રણજીત ! તારામાં હજી છોકરમત છે. આ ભયંકર ભૂલનો પસ્તાવો તને ભવિષ્યમાં ઘણો થશે. જે વિક્રમાજીતે તને અત્યારે મદદ કરી છે તેને પોતાને ભવિષ્યમાં રાજ્યનો લોભ કેમ ઉત્પન્ન નહિ થાય ! કોઈ પણ માણસ તેના સ્વાર્થ વિના કોઇનો મદદગાર થતો નથી. માણસનું મન સદા એક સરખું રહેતું નથી. ભાવિની ભૂલવણીથી મહાન્ મહાત્માઓ પણ પાપમાં પ્રવૃત્ત થયા છે તો બિચારા વિક્રમાજીતનું શું ગજું ! મારી ગેરહાજરીમાં તમે જે અન્યાય કર્યો છે તેનો જવાબ આંપવો તમને ભારે થઇ પડશે. આ કલ્યાણસિંહ તમને તમારા કરેલા અન્યાયનો બદલો પૂરેપૂરો આપશે. રણજીત ! જે પિતાએ તને પાળીપોષી મોટો કર્યો તેની સામે અઘટિત આચરણ આચરતાં તારો કાળ કેમ ન થયો ! હા, વિભો ! સમયનું આ કેવું પરીવર્તન ! પૂજ્ય પિતાશ્રીને કારાગૃહમાં પૂરાયેલા સાંભળી આ હૃદય ઉથલ–પાથલ થઇ જાય છે. મારા જીવતાં પિતાજી દુઃખ ભોગવે તો તો મારા જીવતરને ધિક્કાર છે. બસ જ્યાં સુધી પિતાજીને મુકત કરાવી રાજ્યદ્રોહીઓને શીક્ષા કરીશ નહિ ત્યાં સુધી અચળગઢમાં પગ મૂકીશ નહિ એવી હું આજથી પ્રતિજ્ઞા કરૂંછું. આ વનનાં પશુ–પક્ષીઓ તમે

તથા સૂર્ય ભગવાન મારાં સાક્ષી છે. આમ પ્રતિજ્ઞા કરી કલ્યાણસિંહે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો."

"ભાઇ! થયું તે ન થયું થનાર નથી. ભાગ્યચક્ર સદૈવ ફરતું રહે છે. નિરર્થક શોક કરવાથી શું વળનાર છે?" કિશોરે કહ્યું.

"કિશોર! એ ભાગ્યની ભવાઈમાં હું મુખ્ય ભાગ ભજવનાર છું. પિતૃદ્રેશી રણજીતને તેનાં કર્મનું બરાબર ફળ આપનાર છું. પ્રધાન વિક્રમાજીતે પણ જ્ઞાનનો ગેરઉપયોગ કર્યો છે. પિતાની દુર્દશા સાંભળી આ હૃદય ભડકે બળે છે. કિશોર! આજથી આ કલ્યાણસિંહે પિતાના ઉદ્ધારને અર્થે પ્રતિજ્ઞા કરી છે." કલ્યાણે જણાવ્યું.

"મોટાભાઈ! હાલ જો તમે નગરમાં આવશો તો તે કારસ્થાનીઓના દગાના ભોગ થશો. ભાઇ! કહો હવે કેમ કરશો અને કયાં જશો?" કમળાએ રડી પડી કહ્યું.

"બહેન! બાપુ શાન્ત થા. આમ શામાટે ગભરાય છે? જ્યાં સુધી આ હાથમાં સમશેર પકડવાનું જોર છે ત્યાં સુધી મને સપડાવવાની કોનામાં તાકાત છે? હું આ સમયેજ નગરમાં જાઉંછું ને તે દુષ્ટાત્માઓનો જવાબ લઉંછું." કહી ઉશ્કેરાએલો કલ્યાણસિંહ જવાને ઉભો થયો. કમળા તેને કાલાવાલા કરી કહેવા લાગી:—"મોટાભાઇ! મારૂં કહેવું માની તમે હાલ નગરમાં આવશોજ નહિ. તમે સમજુ છો. તમારા એકલાથી પિતાનો ઉદ્ધાર કાંઈ થઇ શકશે નહિ અને સાહસ કરવાથી પ્રાણહાનિ થશે. જો તમે જીવતા હશો તો કોઇ પણ રસ્તે પિતાને મુક્ત કરાવશો. મોટાભાઈ! આ ગરીબડી બહેનનું કહેવું માની તમે અચળગઢમાં નહિ આવતાં કોઇ બીજે સ્થળે મૂકામ નાંખી રહો. હું નગરમાં જઇ તમારા તમામ અંગરક્ષકો તથા સેવકોને જોઇતું દ્રવ્ય આપી તમારી પાસે મોકલી આપીશ. અમે પણ અંદરખાનેથી તમને મદદ કરીશું. પછી તો જેવો ભાઇનો વિચાર!" આટલું બોલી કમળા કલ્યાણની સામે જોઇ રહી. કલ્યાણે કિશોર સામે જોઈ પૂછ્યું—"પાપી પિતાના પવિત્ર પુત્ર! આ સંબંધમાં તમારો શું વિચાર છે?"

"હું પણ કમળાકુમારીના વિચારને મળતો છું. 'જીવતો નર

ભદ્રા પામશે.' એ કહેવતને અનુસરી હું આપને આ જંગલમાંજ છાવણી નાંખી પડયા રહેવાની સલાહ આપું છું." કિશોરે જણાવ્યું.

"કિશોરસિંહ! જો કે તમારી સલાહ માનવા જેવી તો છે પરંતુ મારા જેવા એક વીર રજપૂતને માટે તે નથી. લોકોને મારા પાછા ફરવાની ખબર પડશે તો તેઓ મારે માટે શું કહેશે તેનો વિચાર કરી જુઓ. રજપૂત મંડળ મારા નામને વખોડશે અને તેઓ મારી હાંશી કરી મને કાયર અને નિર્માલ્યમાં ગણશે. જે કલ્યાણસિંહ ભયંકર વનરાજને વશ કરવાને સમર્થ છે તે કલ્યાણ નગરમાં નહિ જવાથી લોકો અનેક તરેહના તર્ક વિતર્ક કરશે." કલ્યાણે દીલગીરી ભરેલે ચ્હેરે કહ્યું.

"યુવરાજ! આપનું કહેવું વ્યાજબી છે; પણ સમયને માન આપવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે. તમે આ જંગલમાં રહી સર્વ તૈયારીઓ કરજો અને અમે પણ નગરમાં રહી રંગ જમાવીશું. આમ કરવાથી આપણે સમય આવ્યે કારસ્થાનીઓને જડમૂળથી ઉખેડી નાંખી શકીશું. યુવરાજ! ભલે મારા પિતા પાપકર્મમાં તદ્રુપ થયા પણ આ કિશોર રાજ્યભક્ત છે તેની ખાત્રી રાખજો." કિશોરે જણાવ્યું."

"બહેન! રણજીતને રાજ્યાભિષેક ક્યારે થનાર છે?" કલ્યાણસિંહે સવાલ કર્યો.

"ઘણું કરીને એ ત્રણ દિવસમાંજ તે સિંહાસનારૂઢ થનાર છે. તે મને અત્યંત પ્રેમથી ચાહે છે ને મારા હાથેજ રાજ્યતિલક કરાવાની તે ઇચ્છા રાખે છે. હું તેમને ધીમે ધીમે સમજાવી પ્રધાનથી છૂટા પાડીશ અને સમય આવ્યે તમારી માફી માગવા તેડી લાવીશ. પછી પ્રધાનને માટે તો જોઈ લેવાશે." કમળાએ હૃદયની વાત જણાવી.

"કમળાકુમારીનું કહેવું ખરૂં છે. સમયને અનુસરતાજ દાવ ખેલાશે. કુમારશ્રી આ કિશોરસિંહ પણ આજે પ્રતિજ્ઞા કરીને જણાવે છે કે તમને તન મન અને ધનથી હું મદદ કરીશ. રાજાના ઉદ્ધારને અર્થે હું પ્રાણનું વિસર્જન કરવામાં પણ વિલંબ કરીશ નહિ." કિશોરે કહ્યું.

"ત્યારે તમે હવે જાઓ. હું અહિં ઝાડીમાંજ છાવણી નાંખવાનું

યોગ્ય ધારૂં છું. તમે જલદીથી મારાં માણસોને જોઈતાં સાધનો સાથે અહિં રવાના કરી દેજો. કિશોર અને કમળા ! આ રાજ્યખટપટનાં કામ છે, માટે ખૂબ સંભાળજો." કલ્યાણે સૂચના આપી.

કિશોર અને કમળા તેને મળી–ભેટી ઘોડેસ્વાર થઇ ઝાડીની બહાર નીકળી અચળગઢ તરફ ચાલ્યાં. અચળગઢ દૂર નહિ હોવાથી તેઓ થોડી વારમાં નગરમાં આવી પહોંચ્યાં. કમળા મહેલે ગઈ અને કેટલાંક મોતી, જવાહીર, સોનૈયા વગેરે દ્રવ્ય લઇ કિશોરને મળી. કિશોરે કલ્યાણનાં માણસોને તે દ્રવ્ય આપી રવાના કરી દીધાં. સ્વામી-ભક્ત સેવકો યુવરાજની સાથે વિકટ ઝાડીમાં ઝુંપડીઓ બાંધી ત્યાંજ રહેવા લાગ્યા.



## ૧૧

## રણજીતનો રાજ્યાભિષેક.

અમરસિંહને પદભ્રષ્ટ કર્યા પછી પ્રધાન વિક્રમાજીતે રણજીત-સિંહને પટ્ટાભિષેક કર્યો. જુલ્મીનો રાજ્ય અમલ નષ્ટ થવાથી પ્રજામાં આનંદ વર્તાઇ રહ્યો. ઠેર ઠેર મહારાજા રણજીતસિંહ ઘણું જીવો ના હર્ષધ્વનિ સંભળાવા લાગ્યા. લુચ્ચા લાંચીઆ અમલદારોને બરતરફ કર્યા અને બાકીના સરદારો જેઓ બીજાના સહવાસથી ખરાબ થયા હતા તેઓને નીચ આચરણો અને દુર્વ્યસનનો ત્યાગ કરવાની તાકીદ આપી. રાજ્યાભિષેકના સમારંભમાં મહારાજા ચંદ્રકેતુએ પોતાના પ્રધાનને રણજીતસિંહને અભિવંદન આપવાને માટે મોકલ્યો હતો. પટ્ટાભિષેકની ક્રિયા પૂર્ણ થતાં રત્નગઢના પ્રધાને વીર વિક્રમાજીતને મળી રણજીતકુમારનો રંભાસુંદરી સાથે વિવાહ નિયુક્ત કર્યો અને નાળીએર આપી તેમને ચાંલ્લો કર્યો. આખા નગરમાં સાકરો વ્હેંચવામાં આવી. લગ્નનું મૂહુર્ત નજીક નીકળવાથી લગ્ન પણ તાકીદે કરી નાંખવાનો નિર્ણય થયો. પ્રધાન વિક્રમાજીત પૂર્ણ ઠાઠમાઠથી કુમારનો વરઘોડો ચડાવી જાન લેઇ રત્નગઢ આવ્યો. મહારાજાએ રંભાસુંદરીનાં લગ્ન મોટા સમારંભથી કર્યાં. કન્યાદાનમાં અઢળક દ્રવ્ય આપી સર્વને સંતોષી

જાન સાથે તેણે રંભાને વિદાય કરી. રંભાએ સાસરે જતી વખતે માતા–પિતાની આજ્ઞા માગી. માતા–પિતાએ તેને શુભાશિષ દઇ વિદાય કરી. સુમન તેની વ્હાલી સખી રંભાની સાથે ગઇ. ઘણા દિવસ થયાં વિયોગથી ઝુરતાં પ્રેમીઓ લગ્નથી બંધાઇ આનંદની પરિસીમાએ પહોંચ્યાં; બાદ લગ્નને ચોથે દિવસે મોટા દરબાર ભરવામાં આવ્યો. દરબારમાં સરદારો, ભાયાતો, પટાવતો અને અન્ય નાગરીકો સમય થતાં પોતપોતાનાં આસનો પર આવી બિરાજમાન થયા. નવીન મહારાજા રણજીતસિંહે પ્રધાન વિક્રમાજીતનો હાથ પકડી દરબારગૃહમાં પ્રવેશ કર્યો. તેમની પાછળ રંભસુંદરી અને રાજકન્યા કમળા પરસ્પર વાતો કરતાં કરતાં દરબારમાં આવ્યાં. સર્વને લેવા કિશોરસિંહ એ સરદારો સાથે સામો આવ્યો, અને રણજીતકુમારને નમન કરી સિંહાસન સમિપ લઈ ગયો. દરબારી મંડળે નમન કર્યું. નમન પ્રતિકાર વાળી રણજીતકુમારે સિંહાસન ઉપર સ્થાન લીધું. સિંહાસનથી સ્હેજ નીચે આવેલા એક સુવર્ણ સોફા પર રંભા કમળા અને સુમન બિરાજમાન થયાં. વિક્રમાજીત, કિશોરસિંહ અને અન્ય સરદારો મહારાજના આસનથી નીચેના ભાગમાં ગોઠવેલાં આસનો પર બેસી ગયા. સઘળે શાન્તિ છવાઈ ગઈ. થોડી વાર વિચાર કરી રણજીતે કમળા સામે જોયું. કમળા તેનો ઉદ્દેશ સમજી ગઇ અને તરત ઉભી થઇને ભાઇના સિંહાસન સમિપ આવી. અચળગઢમાં વંશપરંપરાથી એવો નિયમ ચાલ્યો આવતો હતો કે નવા રાજાને સિંહાસન પર આરૂઢ થતી વખતે તેની બ્હેનને હાથે કુમકુમનો ચાંલ્લો થવો જોઇએ. જ્યારે તેના હાથનો ચાંલ્લો થાય ત્યારેજ ખરેખરો રાજ્યાભિષેક થયો કહેવાય. એ રીત પ્રમાણે કમળા તેના ભાઇને ચાંલ્લો કરવા તેની પાસે આવી. રંભાએ હિરાજડિત કંકાવટી હાથમાં પકડી હતી. કમળાએ પોતાની કોમળ આંગળી કંકુમાં બોળી. આ વખતે સર્વના હૃદયમાં અત્યંત આનંદ હતો; પણ કમળાના હૃદયમાં કંઈ ઓરજ કુતુહલ મચી રહ્યું હતું. તેના મનમાં શું થતું હતું તેની ખબર તેણીનેજ હતી. તેનું મુખ ગંભીર અને વિચારશીલ જણાતું હતું. કંકુમાં આંગળી બોળી ચાંલ્લો કરવાને

બદલે તે વિચારમાં ઉભી થઇ રહી. તેના મુખ સામે દૃષ્ટિ કરી રંભાએ હસ્તે વદને કહ્યું:—"કમળાબહેન ! કંકુમાં આંગળી બોળી શું વિચાર કરોછો ? તમારા ભાઇને ચાંલ્લો કરી શુભાશિર્વાદ દ્યો કે જેથી તમારા ભાઇનો વિજય થાય."

રંભાના શબ્દોથી કમળા સાવધ થઇ. તેણે મુખ મલકાવી રંભાની સામે જોયું. કમળા ચાંલ્લો કરવામાં શા માટે વિલંબ કરતી હશે ! એમ રણજીતના મનમાં આવ્યું. તેણે કિશોર સામે જોયું. કિશોરે મહારાજાના હૃદયની વાત સમજી કમળાને કહ્યું:—"રાજકન્યા ! ઝટ ચાંલ્લો કરી દ્યોને ! શા માટે વાર કરો છો ?"

"હા, હું એજ વિચાર કરૂં છું ?" કમળાએ કહ્યું.

"બહેન ! એમાં તે શું વિચાર કર્યા કરે છે ?" રણજીતે પૂછ્યું.

"હું એમ વિચાર કરૂંછું કે ભાઇ અને ભાભી સાથે સિંહાસન પર બેસે તો બન્નેને સાથે ચાંલ્લો કરી હૃદયની ઇચ્છા પૂર્ણ કરૂં." કમળાએ મર્મયુક્ત જવાબ આપ્યો.

રણજીત બહેનના શબ્દો સાંભળી હસ્યો. વિક્રમાજીતે તેનું બોલવું ભેદ ભરેલું ધારી તેના સામે જોયું. કમળાએ તેના મુખ સામે નહિ જોતાં આડી નજરે કિશોર સામે જોયું. કિશોરે ચાંલ્લો કરી દેવાની સંજ્ઞા કરી. તરતજ કમળાએ ફરીથી આંગળી કંકુમાં બોળી ભાઇને ચાંલ્લો કર્યો. સર્વત્ર જયજયકાર થઇ રહ્યો. સલામતીની તોપોના અવાજથી ગગન ગાજી રહ્યું. રણજીતકુમારે ગળામાંથી અમૂલ્ય મોતીની માળા કાઢી કમળાના કંઠમાં પહેરાવી. કમળાએ તે પછી રંભાને ચાંલ્લો કર્યો. રંભાએ આંગળીએથી મણિમુદ્રા કાઢી તેને પહેરાવી. તે પછી નણંદ ભોજાઇ સોફા પર બેસી વાર્તાવિનોદ કરવા લાગ્યાં. દરબારમાં નાચ ગાન તમાસા શરૂ થયા. અંતે સર્વને યોગ્ય ઇનામ આપી ખુશ કર્યા. તે પછી ખુશામતીયા અને લાંચીયા સરદારોની ખાલી પડેલી જગાઓ પર પ્રમાણિક અને રાજભક્ત માણસોની નીમણુંક કરવામાં આવી. દિવાન વિષયરાજ, સેનાપતિ પ્હાડસિંહ અને કુટિલસિંહ વગેરેને પોતાની હદ બહાર મોકલી આપ્યા; અને સાથે દયા

લાવી તેઓને જીવનપર્યંત ચાલે એટલું દ્રવ્ય પણ આપવામાં આવ્યું. દિવાન વિજયરાજની જગાએ તેજસિંહની અને પ્હાડસિંહની જગાએ કિશોરસિંહની નિમણુંક થઇ. સર્વની સમક્ષ તેજસિંહ અને કિશોરને પોશાક આપવામાં આવ્યો. વિક્રમાજીતે બંને જણાને વફાદાર રહેવાની શુભ શીખામણ આપી. તે પછી માન–અકરમ–ઇનામ વગેરે આપી દરબારની સમાપ્તિ કરી રણજીતકુમાર મહેલમાં ચાલ્યા ગયા. દ્વારના વચ્ચમાં કિશોરસિંહ ઉભો હતો તેને કમળાએ રંભા જાણે નહિ એવી રીતે એક નાની ચીઠ્ઠી ત્યાંથી જતી વખતે આપી. બન્નેના અંદર ગયા પછી કિશોરે ચીઠ્ઠી ઉકેલી વાંચવા માંડી. તેમાં ફક્ત બે લીટીજ લખેલી હતી.

" કિશોર.

દિન પ્રતિદિન આકાશમાં મેઘ ભયંકર છવાતો જાય છે. કુદરતનો અન્યાય પ્રત્યક્ષ અવલોકાય છે. આજેજ વિચરની સમાપ્તિ છે. માટે રાતના એક વાગે મારા...સ્થળે આવીને મળજે. હાલ એજ.

લી૦

તું ઓળખે છે. "

કિશોર ચીઠ્ઠી વાંચી ખીસ્સામાં મૂકી ત્યાંથી ચાલ્યો ગયો. દરબારગૃહમાંથી સર્વ ચાલ્યા ગયા હતા પણ એકલો વિક્રમાજીત હજુ ગયો નહોતો. તે ખૂણામાં પડેલા એક વિરામાસન પર પડ્યો પડ્યો કાંઇક વિચાર કરતો હતો. કમળાના મુખ પર થએલા ફેરફારથી એ ચતુર પ્રધાન ચમક્યો હતો અને આ એકાન્ત મળતાં મન સાથે તર્ક વિતર્ક કરતો હતો. કિશોરના ચાલવાના અવાજથી તેનું વિચારતંત્ર તુટયું અને તેણે દ્વાર સામે જોયું તો કિશોરને વિચારમાં ચાલ્યો જતો જોયો. વિક્રમાજીત તેનાં મંદ મંદ ઉપડતાં પગલાંથી તેના હૃદયમાંના તમામ વિચાર સમજી ગયો. કિશોરના અદ્રશ્ય થયા પછી તેણે હાસ્ય કર્યું. આ હાસ્યમાં ભયંકર ભેદ સમાએલો હતો. જમાનનો અનુભવી પ્રધાન વિચારનો નિર્ણય કરી ઉભો થયો અને આડું અવળું જોયા વિના પોતાના મહેલ તરફ વળ્યો. વિચારમાંને વિચારમાં દિવસની

પૂર્ણાહુતી થઈ અને અજવાળાની જગા અંધારે લીધી. આખો દિવસ મહેનત મજુરી કરનારા લોકો નિવૃત્ત થઇ પ્રભુ ભજન કરતા નિદ્રાને ખોળે પડયા ત્યારે ચોર, લુચ્ચા અને નીશાચર પક્ષીઓનો દિવસ ઉદય થયો. રાત્રિનો કાળો કાર્યક્રમ શરૂ થયો. ચોર લોકો શુકન જોવા લાગ્યા. વખતને વિતતાં શું વાર ! ધીમે ધીમે દશ અગિઆર બાર વાગી ગયા. ભયંકર રાત્રિનું સામ્રાજ્ય સ્થાપિત થયું. ઘોરૂ અંધકાર પૃથ્વી પર છવાએલો હતો. આકાશમાં ઉગેલા તારાઓ તેમના થોડા થોડા પ્રકાશથી અંધકારને ભેદવાને પ્રયત્ન કરી રહ્યા હતા; પણ અંધકારે તે ભિષણ સ્વરૂપ ધારણ કરેલું હતું. આ અરસામાં એક પ્રચંડ બાંધાનો માણસ તેના સમસ્ત શરીરને કાળા ઝભ્ભાથી છૂપાવી રાજમાર્ગ પર ચાલ્યો જતો જણાયો. તે માણસ બીજો કોઈ નહિ પણ આપણો પરિચીત કિશોરસિંહ હતો. અત્યારે એક વાગવા આવ્યો હતો. રાજકન્યા કમળા આતુરતાથી મારી રાહ જોઇ રહી હશે, આમ ધારીને તે ઉતાવળે પગલે રાજ્ય મહાલય તરફ ચાલ્યો જતો હતો. થોડી વારમાં તો તે કમળાના મહેલની પાછળ આવી ઉભો. તેણે ઉંચે જોયું તો ઝરૂખાનું બારણું તેને ખુલ્લું જણાયું. કિશોરે આસપાસ જોઇ ધીમેથી એક સિસોટી વગાડી એટલે એક કાળો ઓળો ઝરૂખામાં ઉભેલો જણાયો. તેણે ધીમેથી પૂછ્યું:—"કોણ કિશોરસિંહ ?"

"હા, જલદી દ્વાર ઉઘાડો." કિશોરે જવાબ આપ્યો.

તરતજ નીચેનું બારણું ઉઘાડવામાં આવ્યું અને કિશોર મહેલમાં દાખલ થયો. દ્વારમાં એક સુંદર રમણિ હાથમાં ફાનસ પકડીને ઉભી હતી. કિશોરને જોઈ તેણે નમન કર્યું. કિશોરે તેના સામે જોઈ પૂછ્યું:—" ચંદ્રા ! રાજકન્યા હાલ કયાં છે ?"

"ઉપરના દિવાનખાનામાં બેસી કયારનાંએ તે તો આપની આતુરતાથી રાહ જોઈ રહ્યાં છે. આપ મારી સાથે અંદર પધારો. હું આપને તેમની પાસે લઇ જાઉં." કહી ચંદ્રા દ્વાર બંધ કરી આગળ ચાલી. કિશોર તેની પાછળ પાછળ જવા લાગ્યો. કેટલાક નાના મોટા ઓરડા વટાવી કિશોર અને ચંદ્રા રાજકન્યાના શણગારેલા ઓરડામાં

આવી ઉભાં. કિશોરને જોઈ કમળાને અત્યાનંદ થયો. તેણે કિશોરનું સન્માન કરી પાસે ઉભેલી ચંદ્રાને ઇશારતથી બહાર ચાલી જવાને સૂચવ્યું. ચંદ્રા ચાલી ગઇ. કિશોર–કમળા એકલાં પડયાં. બન્ને પ્રેમીઓ એક બીજાની ખુશ ખબર પૂછી એક સોફા પર બેઠાં, અને રણજીતકુમારના રાજ્યાભિષેક સંબંધી વાર્તાઓ કરી હવે ભવિષ્યમાં શું કરવું તેનો વિચાર કરવા લાગ્યાં. વિચારને અંતે કિશોરે પેલી ચીઠ્ઠીની વાત કહી અને તેને અત્યારે એકાએક બોલાવવાનું કારણ પૂછ્યું. ધીમે ધીમે કમળાનું હસતું અને આનંદી મુખ શોકાતુર જણાવા લાગ્યું. કમળા સદ્‌ગુણનો ભંડાર અને સાથે હોંશીઆર ચાલાક તથા સામાના હૃદયની વાત જાણી લેનારી હતી. તે રણજીતને બહાદૂર પણ હૃદયનો ભોળો સમજતી હતી. વિક્રમાજીતને તે રાજભક્તની સાથે સ્વાર્થાંધ સમજતી હતી." વિક્રમાજીતનું પવિત્ર હૃદય સમય આવ્યે કેમ ફરી ન જાય, લક્ષ્મીને જોઇ મહાન્ મુનિઓ ચળી જાય તો તેનું શું ગજું ! આવા આવા વિચારમાં કમળાને અચળગઢનું ભવિષ્ય અંધકારમય ભાસતું હતું. પિતાના પદભ્રષ્ટ થવાથી તેના મનમાં અપાર શોક થતો હતો. મહારાજા અંગારસિંહ તેને અધિક પ્રેમથી ચ્હાતા હતા. કમળા તેના પિતાને હવે મળી શકશે નહિ કારણ કે મહારાજાને મળવા જવાનો સખ્ત પ્રતિબંધ હતો. કમળાએ ઘણી વખત પિતાને મળવાની ઇચ્છા રણજીતકુમારને જણાવી હતી; પણ રણજીતે પિતાના પાપકર્મની વાત તેને કહી સંભળાવી મળવાની સાફ ના પાડી હતી. કમળા રણજીત ઉપર તેથી ગુસ્સે થઈ હતી અને પિતાને સંભાળી શોક કરતી હતી. તેણે પિતાની દુર્દશાની વાત કિશોરને જણાવી. કિશોરે તેને આશ્વાસન આપતાં કહ્યું:–" કુમારી ! શાન્ત થાઓ આમ શોક કરવાથી તમારા કોમળ હૃદયને હાની પહોંચશે. ખેર બન્યું તે ખરૂં. હાલ તો આપણે પ્રભુ ઉપર આધાર રાખવાનો છે. ભવિષ્યમાં સૌ સારૂં થશે. શ્રીભગવાન સત્યનો વિજયજ કરશે."

" શું સારૂં થશે ! કિશોરસિંહ ! હવે મારી ધિરજ રહેતી નથી. કપટીઓનાં કારસ્થાનથી મને ભારે ભયંકર જણાય છે. વળી હાલમાં

પિતાના પ્રાણ લેવાનું કાવત્રુ પણ રચાય છે." કમળાએ નિશ્વાસ નાંખી એક નવી વાત જણાવી.

"તેમનું રક્ષણ કરનાર શ્રીભગવાન સર્વ કાળ તેમની પાસે નિવાસ કરે છે. રાજકન્યા દુઃખી થશો નહિ. મ્હેં મહારાજાને બંધનમુક્ત શી રીતે કરવા તે સંબંધી કલ્યાણસિંહને પૂછાવ્યું છે. આ બાબતમાં તેમની શું સલાહ છે તે આપણે જાણવું જરૂરનું છે." કિશોરે કહ્યું.

"કલ્યાણસિંહની સલાહ આ વખતે ઉપયોગી થઇ પડશે નહિ. જે સમય જાય છે તેમાં ભયંકર કાવત્રાની પૂર્ણાહુતી થવાનો સંભવ છે. પ્રાણના જોખમે પણ હવે પિતાજીને મુક્ત કરવાની ઘણીજ જરૂર છે." કમળાએ જણાવ્યું.

"કુમારિકા! ધીમેથી બોલો, ભીંતને પણ કાન હોય છે. આપણે જે કાર્ય કરવાનું છે તે ઘણીજ ગુપ્ત રીતે કરવાનું છે. આપણી વાત કોઇ સાંભળશે તો આપણી સર્વ યુક્તિ–પ્રયુક્તિઓ રદ જશે."

"પિતાને પદભ્રષ્ટ કરવાથી આ હૃદય વજ્રનું થઇ ગયું છે. મને કોઈની પરવાહ નથી. ભલેને રણજીતભાઇ મ્હારી આ વાત સાંભળી મને હાલને હાલ કેદમાં પૂરે. કારાગ્રહમાં પૂરાવાથી કોઇ દિવસ પણ પિતાના મુખનું દર્શન કરી શકાશે."

"શાન્ત થાઓ અને લાંબી નજરથી વિચાર કરી જુઓ કે આપણે કેવા ભયંકર કામને માટે સાહસ ઉઠાવ્યું છે. આપણું કામ ટુંક મુદતમાં પુરૂં થશે એ સત્ય માનજે."

"કિશોરસિંહ તમે સેનાપતિ છો. રાજ્ય પ્રત્યે વફાદાર રહેવાના તમે સોગન લીધા છે તેથી તમારે રાજા પ્રત્યે ભક્તિ દર્શાવવાની છે. તેને બદલે તમારી અને મારી મુલાકાત વારંવાર થતી હોવાથી તમારા પિતાના વ્હેમમાં વૃદ્ધિ થશે તેનું કેમ?" કમળાએ બીજી વાત જણાવી.

"તે વખતની વાત તે વખતે છે. જેવા પડશે એવા દેવાશે." કહી કિશોરે દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

કમળાએ તેના સામે જોયું તો કિશોર વિચારમાં પડેલો જણાયો.

કમળાએ તેની પાસે જઈ પૂછ્યું:-"શું વિચાર કરો છો ? મને લાગે છે કે તમે હૃદયમાં દુ:ખી થાઓ છો ? કિશોર ! વ્હાલા કિશોર ! હૃદયની વાત મને નહિ જણાવો તો કોને જણાવશો ?!"

"કુમારિકા ! જો દુ:ખ ગણું તો ઘણુંયે છે અને ના ગણું તો કાંઇજ નથી. હા, મારી પૂજ્ય માતુશ્રીના સ્વર્ગવાસ પછી મારા પિતાનો મારી ઉપર સંપૂર્ણ પ્રેમ હતો; પરંતુ મારાં નવીન માતાના આવ્યા પછી પિતાના મારા પ્રત્યેના પ્રેમમાં ધીમે ધીમે ઘટાડો થતો જણાય છે. તેઓ નિરંતર મારી તરફ શંકાની નજરે જોયા કરે છે. મારાં નવાં માતા તો મને જોતાંજ પોતાનું મુખ મરડે છે અને સાચાં જુઠાં કરી પિતાની પાસે દોષિત ઠરાવે છે. હા, પવિત્ર પિતામાં પણ દૈવયોગે વિચિત્ર ફેરફાર થતો જણાય છે." આમ બોલતા કિશોરની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

"કિશોર ! વ્હાલા કિશોર ! દુ:ખી શા માટે થાઓ છો ? તમારા હૃદયની સત્ય વાત જણાવો કે તમને શું થાય છે ?" કમળાએ પૂછ્યું.

"કમળા ! સમય આવ્યે આ હૃદયની વાત તમે સારી રીતે જાણી શકશો. હાલમાં જાણવાથી દુ:ખી થશો." કિશોરે કહ્યું.

"તમારા દુ:ખમાં ભાગ લેવો એ મારી ફરજ છે. વ્હાલા ! મારાથી કંઇ ગુપ્ત રાખશો નહિ. અન્યને દુ:ખ જણાવવાથી હૃદયનો ભાર કાંઇક ઓછો થાય છે. તમારો અને મારો આત્મા એક છે છતાં શા માટે મને તમારૂં દુ:ખ જણાવતાં અચકાઓ છો ? કહો, વ્હાલા કિશોર કહો ! તમને આ કમળાના સોગન છે.' કમળાએ હઠ લીધી.

"કમળા ! હું કાલના દિવસ સુધી સંપૂર્ણ સુખી હતો; પણ રાત્રે અચાનક સાંભળેલા શબ્દોથી હું દુ:ખી થયો છું. જીવન ઝેર જેવું સમજ્યો છું. સાંભળ, હૃદયદેવી સાંભળ ! ગઇ રાતના બાર વાગે હું મારા ઓરડામાં વિચારગ્રસ્ત થઇને સૂતો હતો; એ અરસામાં મારા પિતાના ઓરડામાં કંઇક ગડબડ થતી સંભળાઇ. 'તે શાની ગરબડ હશે ! લાવ તપાસ કરૂં.' કહીને હું ઉભો થયો અને એક

જાળીયામાંથી મારા પિતાના ઓરડામાં જોવા લાગ્યો. મ્હેં સ્વપ્ને પણ નહિ ધારેલી વાત સાંભળી. મારા પિતા પલંગમાં સુતા હતા અને મારી નવી માતા ત્યાં પડેલા આસન પર બેસી તેની સ્વાર્થ પિપાશા શાન્ત કરવાને મારા પિતાના પવિત્ર હૃદયમાં ઝેર રેડતી હતી. મારા પિતાના મુખ પરથી જણાતું હતું કે તેની વાતમાં તેઓ સંમત થયા છે. કમળા ! તે પછી બન્નેની વાતો ઘણીજ ધીમેથી ચાલી કે જે હું સાંભળી શક્યો નહિ. મ્હેં ફક્ત થોડાજ શબ્દો સાંભળ્યા. વાતોને અંતે મારા પિતા લગાર મોટેથી બોલ્યા કેઃ—'હું અલ્પ સમયમાંજ તારી સઘળી ઇચ્છા પૂર્ણ કરીશ; પણ આ તારી છેલ્લી ઇચ્છા ઘણીજ ભયંકર છે. તેને માટે મારે વિચાર કરવો પડશે. તારી છેલ્લી ઇચ્છા પૂર્ણ કરવાને હું હાલ કંઇ કહી શકતો નથી." કમળા ! હૃદયદેવી ! આ વાતમાંજ ભયંકર ભેદ સમાએલો છે. સ્વાર્થીઓનું ભયંકર કાવત્રુ પણ આમાં સમાએલું સમજાય છે. હા, પ્રભુ ! હવે તો તમે કરો તે ખરૂં " કહી કિશોરે નીચું જોયું.

"કિશોર ! હજી સ્પષ્ટ સમજાવો. તમારી વાતમાં મને બરાબર સમજ પડી નથી. તમારી વાત ભયંકર ભાસે છે." કમળાએ કહ્યું.

"હા, એમજ છે. મારી નવી માતા ઘણીજ કારસ્થાની છે. તેણે મારા પિતાના પવિત્ર હૃદયને અપવિત્ર કર્યું છે. તેમના નિષ્કલંક હૃદયમાં રાજ્યલોભનું હળાહળ વિષ તેણે રેડયું છે. ગુણ વિનાની દુષ્ટ નારીએ રાજ્યરાણી થવાની ઇચ્છા જાહેર કરી છે." કિશોરે જણાવ્યું.

"શું વિક્રમાજીત રાજદ્રોહી થશે ? ! એક સ્ત્રીનું કહેવું માની રાજભક્તિને તિલાંજલી આપશે ? ! જો એમ થશે તો અદ્ધર રહેલું આકાશ નીચે તુટી પડશે, પૃથ્વીનો પ્રલય થશે અને ભિષણ અંધકાર અવનિને ઢાંકી દેશે !' કમળાએ ગભરાઇને કહ્યું.

"તે અત્યારે કહી શકાય નહિ. કમળા ! ગમે એમ થાઓ તેની આપણને ચિંતા નથી. ચિંતામાં ફક્ત આપણું........કામ પૂર્ણ થાય એટલે બસ." કિશોરે કહ્યું.

"હા, હવે આપણે આપણું કામ જલ્દીથી પૂરૂં કરવું જોઇએ.

કિશોર ! ચાલ તે કામ પૂર્ણ કરવાને આપણે અત્યારેજ નીકળી પડીએ." કમળાએ ઉભાં થઈ કહ્યું.

"ના, આજથી આઠમા દિવસે રણજીતકુમારની વર્ષગાંઠ છે તેથી સરદારો અને પહેરેગીરો બહારની વાડીએ રાત્રી આનંદમાં ગુજારવા જશે, એટલે આપણું કાર્ય નિર્વિઘ્ને પાર પડશે."

"તે પછી શું કરીશું" કમળાએ પૂછ્યું.

"પછીની વાત પછી છે. એક કામ પૂરૂં થયું કે બીજાની વાત. રાજકુમારી ! મનને નિરંતર આનંદમાં રાખજો અને ખાત્રી રાખજો કે આ કિશોર ખરો રજપૂત બચ્ચો છે; પ્રાણ જતાં પણ હાથમાં લીધેલા કાર્યને પૂર્ણ કરશે. લ્યો હવે હું રજા લઉંછું." કહી કિશોર જવાને ઉભો થયો.

તેને જવાની રજા આપતાં કમળા તેના કંઠે વળગી કહેવા લાગી:—"કિશોર ! આ સંસારમાં મારી વાતનું વિશ્રામસ્થળ તુંજ છે. આવા ભયાનક રાજ્યપ્રપંચમાં તારી આશાએજ દિવસો નિર્ગમન કરૂંછું. વ્હાલા ! ગમે એ પ્રકારે આ દુઃખીયારીને દિવસમાં એક વખત પણ દર્શનના લાભ આપજે."

"મારી જીવનસંગની ! શા માટે મનમાં ક્લેશ કરેછે. આ કિશોર જો કે નોકરીથી પરતંત્રતાની જાળમાં જકડાએલો છે તો પણ તારા પ્રેમની ખાતર નોકરીની પરવાહ નહિ કરતાં જન મળવા દોડી આવશે. કુમારી ! આ સેનાપતિની પદ્દ સ્વિકારવાનું કારણ ફક્ત એકજ છે ને તેની તમને પણ ખબર છે. એટલે હું વધારે કાંઈ કહેતો નથી. સમય આવે સૌ રૂડાં વાનાં થશે. રાજકન્યા ! ધીરજ ધરજો. હું હવે જાઉં છું." કહી કિશોરે ત્યાંથી ચાલવા માંડયું.

"હા, પધારો." કહી કમળા કિશોરની પીઠ પાછળ જોઈ રહી. કિશોર રાજમહેલમાંથી નીકળી તેના મહેલે ગયો. કમળા પણ તેના ગયા પછી ચંદ્રાને બોલાવી વાતો કરવા લાગી. બાદ મોડી રાત જતાં વાતોની પૂર્ણાહુતિ કરી કમળા અને ચદ્રાએ નિદ્રાનું શરણ સ્વિકાર્યું.



## ૧૨

## કારાગૃહમાં અંગારસિંહના ઉદ્‌ગાર.

" સત્યનો સંગાથી બધી સૃષ્ટિ સંભાળે, દીનનાં તીમીર એજ ટાળે;
કણ કીડીને મણ હાથીને આપે, પ્રાણ કોશીટાના એ પાળે.
સુર સંભાળી જેણે અસુરોને માર્યા, યુગે યુગે અવતારો ધારે;
પિતા જગતપતિ મારી આફતો વિદારી, મારી બાંહ્ય ઝાલેરે. "

આવી રીતના ઉદ્‌ગાર કાઢતો રાજા અંગારસિંહ સુમન અને રંભાને જે નિર્જન સ્થાનમાં આવેલા મહેલમાં લઈ ગયો હતો તેજ મહેલમાં કરેલાં કર્મના સંસ્કારે તેના પુત્રને હાથે પદભ્રષ્ટ થઈ શોક કરતો હતો. જે મહેલ તેણે રંગરાગ અને સતી બાળાઓનાં શીયળ નષ્ટ કરવાને પસંદ કર્યો હતો તેજ મહેલમાં તેને એકાન્ત જીવન ગુજારવું પડતું હતું. એકાન્તવાસના દુઃખથી તે મનમાં ઘણો અકળાતો હતો. તેની સાથે વાત કરવાની પણ સૌને સખ્ત મનાઈ કરેલી હતી. પહેરેગીરો રાત્રિદિવસ ભરેલી બંદુકો ખભા પર મૂકી તે મહેલની આસપાસ પહેરો ભરતા હતા. એકાન્તવાસના દુઃખથી અંગારસિંહ કંટાળ્યો હતો. તેની આંખો હવે ઉઘડી હતી. તે વારંવાર કરેલાં પાપકર્મને માટે મનમાં પશ્ચાત્તાપ કરતો હતો; પણ તેનો પશ્ચાત્તાપ હવે શું કામનો. રાંડયા પછીનું ડહાપણ શું કામમાં આવે ! રાજા અંગારસિંહ બાલ્યકાળમાં સદ્‌ગુણનો ભંડાર હતો; પણ યૌવનાવસ્થામાં રાજ્યાસન પ્રાપ્ત થવાથી અને દુષ્ટ ખુશામતીઆ તેમજ વ્યસની સરદારોના સહવાસથી તે દુર્ગુણનો ભંડાર બન્યો હતો. તે નિરંતર મદિરા અને ગુણિકાઓના રંગરાગમાં ચકચૂર પડયો રહેતો હતો. તેણે અનેક નિર્દોષ રમણીઓને સંકટમાં સપડાવી હતી. બસ એજ ભયંકર પાપકર્મના પ્રતાપે એ પ્રતાપી રાજાને પદભ્રષ્ટ થઇ અત્યારે એકાંત જીંદગી ગુજારવી પડતી હતી. દિવસો પર દિવસો જવા લાગ્યા. અંગારસિંહ એકાન્તવાસથી અકળાવા લાગ્યો. તેણે પહેરો ભરતા સિપાહીઓને પોતાની પાસે બોલાવવા માંડયા ત્યારે તેઓએ જણાવ્યું કે, તમારી સાથે વાત કરવાની પણ અમને સખ્ત મનાઇ છે અાથી

અંગારસિંહના દુઃખનો પાર રહ્યો નહિ. હમ્મેશાં મળતો દારૂ બંધ થવાથી તેની મંદ પડેલી બુદ્ધિ ધીમે ધીમે સતેજ થવા લાગી. તેને હવે બરાબર સમજ પડી કે મારી થયેલી દુર્દશા મારા અન્યાય રનુંજ ફળ છે. તેને હવે બરાબર ખબર પડી કે રાજા રૈયતને પુત્રવત્ પાળી સદાચરણી રહે છે તોજ તે સુખી થાય છે. મારા જેવા દુષ્કર્મ કરનારની ઘણીજ ખરાબ દશા થાય છે. હું હજી સુખી છું કે મારાં પાપકર્મની મને ઓછી શિક્ષા મળી છે. મારા જેવા પાપી રાજાને તો જીવતાંજ શૂળીએ ચડાવવો જોઇએ કે કાંતો સળગતા અગ્નિકુંડમાં હોમી દેવો જોઇએ. આમ પશ્ચાત્તાપ કરતો અંગારસિંહ આમતેમ આંટા મારતો હતો. રાત્રિના અગિઆર વાગ્યા હતા. સર્વત્ર શૂન્યકાર ભાસતું હતું. અંધકારે રજનીને કાળો પછેડો ઓઢાડી સમસ્ત જગતને ભીષણ સ્વરૂપ ધારણ કરાવ્યું હતું. પશ્ચાત્તાપના અગ્નિથી આખા શરીરે બળતો અંગારસિંહ વારંવાર કપાળ પર કર પ્રહાર કરવા લાગ્યો. છેવટે તે થાકી જવાથી નીચે બેઠો અને માથું નીચું નમાવી કલ્પાંત કરવા લાગ્યો. મહેલની બહાર સીપાઇઓ પહેરો ભરી રહ્યા હતા; એવામાં એક સિપાહીની નજરે દૂરથી એક ઘોડેસ્વાર આવતો જણાયો તેથી તેણે સત્રળાને સાવધ થવાની સૂચના આપી. થોડી વારમાં તો તે આવનાર ઘોડેસ્વાર તેની નજદીક આવી પહોંચ્યો. ભયાનક કાળી રાત્રે તેને નિર્ભયતાથી ચાલી આવતો જોઈ સિપાહીઓના જમાદારે કઠોર અવાજે પૂછ્યું:—" કોણ આવે છે ? ત્યાંથી એક કદમ આગળ વધ્યા વિના જવાબ આપો કે તમે કોણ છો ? " તે આવનારે ફક્ત "કોઈ નહિ. " કહી જવાબ આપ્યો.

જમાદાર અને સિપાહીઓ આંખ્યો ફાડી તેની સામે જોઇ રહ્યા. આવનાર માણસ તેમની પાસે આવી ઘોડેથી નીચે ઉતર્યો. ત્યાં એક ઝાંખું ફાનસ સળગતું હતું, તેના પ્રકાશથી તે આવનારને ઓળખી સાએ નીચા પડી નમન કર્યું. તે આવનાર અચળગઢનો નવીન મહારાજા રણજીતસિંહ હતો. આજે તેની વર્ષગાંઠ હતી. આખો દિવસ આનંદ ઉડાવી તે રાતના સમયે પિતાને મળવા આવ્યો હતો. આજ

રાત્રે અચળગઢમાં આનંદના જલસા ઉડી રહ્યા હતા. તમામ સરદારો અને સૈનિકો એકઠા મળી નાચ–ગાન સાંભળતા હતા. રણજીતે ત્યાં આવી પહેરો ભરતા સિપાહીઓમાંથી ફક્ત પાંચ જણાને ત્યાં રાખી બાકીનાને વહેલા આવવાનું કહી આનંદમાં ભાગ લેવા જવાની આજ્ઞા આપી. સિપાહીઓ નમન કરી ચાલતા થયા. બાકીના પાંચ સિપાહીઓને એક–એક સુવર્ણમુદ્રા આપી સંતોષ પમાડયા. બાદ તેમને બરાબર પહેરો ભરવાનું સૂચન કરી રણજીત પિતાને મળવા મહેલમાં પ્રવેશ્યો. અંગારસિંહ નીચું મુખ રાખી બેસી રહ્યો હતો. આજે તેને નિદ્રા આવતી નહોતી. તે નીચા વદને ચડતી–પડતીના વિચારો કરતો હતો. તેની આંખોમાંથી અશ્રુધારા વહેતી હતી. તે મન સાથે બોલતો હતો કે:–"હા દૈવ! મારી આ શી દુર્દશા? જો કે મને મારાં પાપ-કર્મનો યોગ્ય બદલો મળ્યો છે પરંતુ આ એકાન્તવાસના કષ્ટથી અત્યંત અકળાઉં છું. હા, પુત્ર રણજીત! જો તારી ઇચ્છા રાજ્ય ચલાવવાની હોય તો તું સુખેથી ચલાવ; મારી ઇચ્છા હવે રાજ્ય કરવાની નથી. હું હવે પ્રભુની ભક્તિ કરી કરેલાં પાપ કર્મનું પ્રાયશ્ચિત કરવા ઇચ્છું છું. રણજીત! પુત્ર રણજીત! તું મને દયા લાવી અહિંથી મુકત કર. હાય! મારાં નીચ કર્મો અપરંપાર છે. મેં સુકોમળ યુવાન બાળાઓનાં શીયળ ભંગ કરી કુળને કાળું કલંક લગાડયું છે. નિર-પરાધીઓને બંધીખાને પૂરી નીચ સરદારોની સલાહથી તેમનું સર્વસ્વ લુંટી લીધું છે. હાય એવાં અનેક કુકર્મો યાદ આવતાં આ હૃદય ચીરાઈ જાય છે. પશ્ચાત્તાપરૂપી કીડો મારૂં કલેજું કોલી ખાય છે. હા, શાણા સચિવ વિક્રમજીત! તારાં અમૃત સમાન વચનોનો જો મેં સ્વિકાર કર્યો હોત તો મારી આવી દુર્દશા ન થાત. ખરેખર! ત્હેં એક ગુણવાનને છાજતું પગલું ભરી હાલ તો પ્રજાને દુ:ખમાંથી મુક્ત કરી છે. મારી દુષ્ટ વૃત્તિનો લાભ લઇ શત્રુઓ અચળગઢ પર ચઢી ન આવે તે કારણથી ત્હેં રણજીતને રાજગાદી સોંપી છે ખરે-ખર! તું ધન્યવાદને પાત્ર છે. સદા સર્વદા તારી બુદ્ધિ નિર્મળ રહો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે; પણ...પણ...હા, અત્યારે એક

નવીન વિચાર આવતાં આ હૃદય કંપે છે. વિક્રમાજીતનું હૃદય ભવિષ્યમાં નિર્મળ રહેવું અસંભવિત સમજાય છે. તે જે સ્ત્રીની સાથે પરણ્યો છે તેને હું બરાબર ઓળખું છું—તેના અંતઃકરણને સારી રીતે જાણું છું. તારી પર વૈર વાળવાની ઈચ્છાથીજ દિવાન વિષયરાજે તે સ્ત્રી તને પરણાવી છે. તે દેખાવે સુંદર રમણી છે પણ તેનું અંતઃકરણ હળાહળ વિષથી ભરેલું છે. હલકા માબાપને પેટે અવતાર લઇ ગરીબી હાલતમાંથી પ્રધાન જેવાની પત્ની થઇ તે બુદ્ધિહીન બાળા ભવિષ્યમાં શું કરવાને તત્પર નહિ થાય એ હાલ કહી શકાતું નથી. મારી કમળાએ એક વખત તેના વિચાર સાંભળ્યા હતા. તેણીએ મને કહ્યું હતું કે તે રૂપવાન રમણીના વિચાર એક નીચ નારીના જેવા છે. તે ધોળા રૂપમા અવતરેલી એક પિશાચણી છે. હા, વિક્રમાજીત! તારે તેનાથી ઘણું સંભાળવાનું છે. તે ખુબસુરત બલા રખેને તને સમજાવી ફોસલાવી લોભમાં આંધળો બનાવે! બસ એટલીજ મને ચિંતા છે. બાકી તું તો ખરેખરો દેવ છે, એમ કહીએ તો પણ ચાલી શકે એમ છે."

આવી રીતના વિચાર અંગારસિંહ કરતો હતો એવામાંજ તેને રણજીતના આવવાનાં પગલાં સંભળાયાં. અંગારસિંહે ચમકીને ઉંચું જોયું તો તેણે રણજીતને દીઠો. પુત્રને જોતાં તેને અપાર આનંદ થયો. તે સજળ નયને ઉભો થઇ તેની સામે દોડ્યો. તેને સામે દોડી આવતો જોઇ રણજીતે ધાર્યું કે બુઢ્ઢો એકાન્તવાસથી કંટાળી જીવ ઉપર આવી મને મારવાને દોડી આવે છે. આમ ધારી તે આઘો ખસી ગયો અને તલવાર પર હાથ નાંખી કર્કશ સ્વરે બોલ્યોઃ—"પાપકર્મથી સંતુષ્ટ થયેલા પિતા! એટલેજ રહેજો. અવિચારી કૃત્ય કરતાં વિચારજો."

તેનું કહેવું સાંભળી અંગારસિંહ આગળ વધતે અટક્યો અને ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગ્યોઃ—"રણજીત! ભાઇ! બાપુ! તું શા માટે આ મરેલાને આવાં વાક્યબાણથી વિંધે છે? હું મારાં કર્મથી પૂર્ણ પસ્તાયો છું. બાપુ! તું ભલે આવ્યો. મારે તને કેટલીક અગત્યની શીખામણો આપવાની છે તે સાંભળ; પછી હું તારા રજા લઇ અઘોર

જંગલમાં ચાલ્યો જનાર છું. આવ, શાન્તિથી મારી પાસે બેસ અને હું કહું તે ધ્યાનપૂર્વક સાંભળ."

રણજીત વિચારમાં પડયો. પિતાની પર તેને સંશય આવ્યો કે રખેને બુઢ્ઢો વાતોની ગફલતમાં મારો પ્રાણ લે. વ્યસની અને વિષયાંધનો ભરોંસો કદાપિ રાખી શકાયજ નહિ. આમ વિચારી તેણે કહ્યું:— "તમારે શું કહેવું છે? જે કહેવું હોય તે ત્યાંજ ઉભા રહી જલ્દીથી કહી નાંખો. તમારી વાતમાં શું સાર હશે તે હું સારી રીતે સમજું છું. બોલો શું કહેવા માગો છો?"

"બાપુ! ધીરો થા અને સાંભળ. રાજ્યની લગામ ત્હેં હાથમાં લીધી છે તેને માટે હું ઘણોજ ખુશી થયો છું. હું તારી પર બિલકુલ ઇર્ષાભાવ રાખતો નથી. મારૂં મન હવે આ ક્ષણભંગુર સંસાર પરથી ઉઠી ગયું છે. રણજીત! આટલું મારૂં કહેવું ખાસ કરીને ધ્યાનમાં રાખજે કે, રાજ્ય ખટપટમાં રાજ્યના સરદારો અને અમલદારોની પ્રકૃતિ સદા સરખી રહેતી નથી માટે કોઇના પર સંપૂર્ણ વિશ્વાસ મૂકતાં વિચાર કરજે. તારાથી જે કામ થાય તે બીજાના ભરોંસે મૂકીશ નહિ. હૃદયની સત્ય વાતો કોઇની આગળ જાહેર કરીશ નહિ. તારા મોટાભાઇની સાથે સલાહ સંપથી ચાલજે. તેને રાજ્યાસનની બિલકુલ ઇચ્છા નથી. તે દેવનો અવતાર છે. સદા સર્વદા પ્રભુભક્તિમાં દિવસો ગુજારવા તે ચાહે છે. તેની સલાહ પ્રમાણે તું ચાલજે કે જેથી સર્વત્ર તારો વિજય થશે. પુત્ર! પ્રજાના સુખે સુખી રહેજે અને પ્રજાને નિરંતર સુખી કરી સોનાનાં શીખરે ચઢાવવાના પ્રયત્ન કરજે. મારી લાડકી પુત્રી કમળાનું રૂડી રીતે પાલન કરજે. તેને કોઈ વાતે દુભાવીશ નહિ. પ્રભુ તારૂં કલ્યાણ કરો." કહી અંગારસિંહ શાન્ત રહ્યો.

તેનું લંબાણ ભાષણ સાંભળી રણજીત સ્તબ્ધ બની ગયો અને પિતાના આ શબ્દો ખરા હશે કે મને ફસાવવા માટે હશે તેનો તર્ક-વિતર્ક કરવા લાગ્યો. અંતે તેણે કંઇક નિર્ણય કરી પૂછયું:—"હવે કાંઈ બીજું કહેવું છે?"

"હા, આજે તારી વર્ષગાંઠ છે તેથી હું તને સુખી થવાની

ખરા અંતઃકરણથી આશિષ આપું છું. રણજીત! હવે મારી એક ઇચ્છા એ છે કે તું અત્યારે કમળાને અહિં બોલાવી મગાવ કે જેથી હું તે નિર્દોષ કન્યાને મળી અહિંથી સદાને માટે ચાલ્યો જાઉં."

તેના "ચાલ્યો જાઉં" શબ્દ સાંભળી રણજીત ચમક્યો. શું બુઢ્ઢાએ નાસી જવાનો તો રસ્તો નહિ કરી મૂકયો હોય? એમ વ્હેમાઇ તેણે કડક અવાજે કહ્યું:–"તમારા બોલવામાં મને બરાબર સમજ પડતી નથી. સ્પષ્ટ જણાવો કે તમે શું કહેવા માગો છો? શું તમે અહિંથી જતા રહેવા ધારો છો?"

"હા, ભાઈ! મારી ઈચ્છા હવે આ બાકી રહેલા જીવનનું કંઇક સાર્થક કરવાની છે માટે તું હવે મને મલદીથી વિદાય કરી દે. તું આ રાજ્ય અને લક્ષ્મીને ભોગવી સદા સુખી થા. યુવરાજ કલ્યાણસિંહ યાત્રાએથી આવે તો તું તેને સારી રીતે સન્માન કરી રાખજે. લોકોના ચડાવ્યાથી ચઢી કુટુંબકલહ કરીશ નહિ. 'ઘર ફુટયે ઘર જાય, એ સ્મરણમાં રાખજે." કહી અંગારસિંહ તેના સામે જોઈ રહ્યો.

રણજીતે તેનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળ્યું. તે ખડખડાટ હસી પડી કહેવા લાગ્યો:–"તમે તો એમજ સમજી ગયા હશો કે હવે હું છૂટો થઇ ગયો! પણ ના, તમારી આશા નિરર્થક છે. વાઘ ભૂખ્યો હોય છે ત્યારે ઘણો શાણો થઇ જાય છે અને શીકાર પ્રાપ્ત થતાં વિક્રાળ બની જાય છે. વ્યસનનો નિશો ઉતરતાં સાધુવૃત્તિ થઇ આવે છે પણ પુનઃ નિશો કરતાં સર્વ ભૂલાઇ જવાય છે. પિતા! તમારા શબ્દો પર હાલ વિશ્વાસ રાખી શકાતો નથી. તમારે થોડાક દિવસ આ સ્થળેજ રહેવું પડશે. જ્યારે મારી ચોક્કસ ખાત્રી થશે કે આપ શુદ્ધ બન્યા છો ત્યારેજ તમને મુક્ત કરી તમારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરવામાં આવશે. માટે તે સમય ન આવે ત્યાં સુધી આ સ્થળે નિવાસ કરી ખાઇ પી પ્રભુ ભજન કરો. હાલમાં તમારાથી ક્યાંય પણ જઈ શકાશે નહિ."

રણજીતનાં વચનથી તેનું હૃદય ભેદાઇ ગયું. તે કપાળે કર પ્રહાર કરીને બોલ્યો:–"હા, ખબર નહોતી કે એક મહાન્ ભૂપતિને તેના

પુત્રનાં કઠોર વચન શ્રવણ કરી પરવશ રહેવું પડશે ! રણજીત ! વ્હાલા રણજીત ! હું તને વિનંતી કરીને કહું છું કે, મારી ઈચ્છા પૂર્ણ કર. મ્હેં સઘળી દુષ્ટ વૃત્તિઓને દૂર કરીછે. મારૂં પાપમય હૃદય પશ્ચાત્તાપથી શુદ્ધ બન્યું છે. હું અત્યારે બોલું છું એ સત્યજ સમજજે."

"મારાથી તે પ્રમાણે હાલ થઈ શકશે નહિ. તમારી ઇચ્છાઓ હાલ તો તમારા મનમાંજ સમાવશો તમારે છૂટા થઈ શું કરવુ છે તે હું બરાબર સમજું છું. આ રણજીત તમારાં વચનોથી ભોળવાઇ જાય એમ નથી." રણજીતે જણાવ્યું.

"ભાઈ ! હું પરમાત્માને સાક્ષી રાખીને કહું છું કે હું સત્ય બોલુંછું. હું અહિંથી સીધો અરણ્યમાં જવા ચાહુંછું, માટે દયા કરી મને બહાર લઇ જા." અંગારસિંહે કહ્યું.

"જેમ વાઘને જ્યાં સુધી તે નરમ ન થાય ત્યાં સુધી પિંજરામાં પૂરી રાખવો જોઇએ તેમ વ્યસની અને વિષયાંધને જ્યાં સુધી તે સુધરે નહિ ત્યાં સુધી અંધારી કોટડીમાં પૂરી રાખવા જોઇએ. તમે વ્યસની અને વિષયી છો. ટુંક મુદતમાં તમે શુદ્ધ બન્યા હો તે મારાથી માની શકાતું નથી. હાલ તે મુંગે મોંઢે આ સ્થળેજ પડ્યા રહો; અને ખાર્કી આનંદથી પ્રભુ ભજનમાં લક્ષ આપો."

"જેવી તારી ઇચ્છા. આ દેહ હવે દુઃખ ભોગવવાનેજ સૃજાએલો છે તે કોઇ મિથ્યા કરી શકે એમ નથી. હા, રણજીત ! તારાં વચનો અસહ્ય છે, છતાં આ નિર્ભાગી મમતા મને વિશેષ જકડે છે. તું ભલે મને તારો શત્રુ ગણતો હોય પણ હું તો તને મારો પ્રીય પુત્ર ગણું છું. રણજીત ! જા, મને હવે દુઃખની દરકાર નથી; પણ મારી આ વાત ધ્યાનમાં રાખજે કેઃ—"લોભ મહા અનર્થનું મૂળ છે. તેણે મહાન્ મહીપતિઓ અને ઋષિ મુનિઓને ચળાવી ન કરવાનાં કામ કરાવ્યાં છે." જે વિક્રમાજીતની સ્હાયથી તું અચળગઢની ગાદી ઉપર બેઠો છે તેનાથી સંભાળજે. તેના પર પૂર્ણ વિશ્વાસ રાખીશ નહિ તેમ તેની સાથે વેર પણ બાંધીશ નહિ. વિક્રમાજીત સ્વદેશ પ્રેમી પવિત્ર પુરૂષ છે; તેનામાં દેવનો વાસ છે; પણ માણસનું મન સદાય સરખું

રહેતું નથી. તેની પત્ની સ્વાર્થાંધ સાથે દુર્ગુણી પણ છે. તે વિક્રમાજીતને ભવિષ્યમાં લોભની લાલચે અંધ બનાવી તારી વિરૂદ્ધ ચડાવશે એવો મને વ્હેમ છે. વિક્રમાજીત તેનું કહેવું માન્ય કરી સત્તાનો ગેરઉપયોગ કરી અચળગઢની પાયમાલી કરે નહિ તેની સાવચેતી રાખજે. જા, બાપુ હવે જવું હોય તો સુખેથી જા." કહી અંગારસિંહે મુખ બીજી બાજુ ફેરવી દીધું.

રણજીત પિતાનાં વચનથી સ્હેજ ગુસ્સે થઇ બોલ્યોઃ—"સમજ્યો, સમજ્યો ! ઓ કારસ્થાની પિતા ! તમારી યુક્તિપ્રયુક્તિ હું બરાબર સમજ્યો. બિચારા વિક્રમાજીત જેવા પરમ પવિત્ર પુરૂષ પર અવિશ્વાસ રાખવાનું કારણ જે તમે સમજાવ્યું તેમાં કેવું ભયંકર તરકટ સમાએલું છે તે હું બરાબર સમજી ગયો છું."

"રણજીત ! તને ભલે મારા બોલવામાં તરકટ લાગતું હોય પણ મારૂં બોલવું સત્ય છે કે નહિ તેની તને ભવિષ્યમાં ખબર પડશે." અંગારસિંહે જણાવ્યું.

"ભવિષ્યનો જાણનાર નારાયણ સિવાય અન્ય કોઈ છેજ નહિ. જે પળે જે થશે તે જોઈ લેવાશે. પ્રભુકૃપાથી આ રણજીત તેની સમશેરના જોરે ભયંકર વાદળોને પણ વિદારી નાંખશે. હું તમારા શબ્દો પર લેશ વિશ્વાસ રાખી શકતો નથી. તમારૂં ચિત્ત સદા અસ્થિર રહે છે તે હું સારી રીતે સમજુ છું. તમારી સલાહની જે સમયે જરૂર પડશે ત્યારે હું તમારી પાસે આવીશ. હાલ તમારી સલાહની જરૂર નથી. લો હું જાઉંછું." કહી રણજીત ગુસ્સાની નજરે જોતો જોતો ત્યાંથી ચાલતો થયો. અંગારસિંહ અરે રામ કહી નીચે બેઠો. રણજીત બહાર નીકળી સિપાહીઓને સખ્ત જાપતો રાખવાનું સૂચવી ઘોડેસ્વાર થઈ મહેલ તરફ ચાલ્યો ગયો.

ધીમે ધીમે રાત્રિ વિતવા લાગી. પવન પ્રચંડ વેગથી વાવા લાગ્યો. વનનાં સૂકાં પાંદડાં આમ તેમ ઉડી ખડખડાટ કરવા લાગ્યાં. સર્વત્ર શાન્તિ જણાતી હતી. દૂર પ્હાડોમાં હિંસક પ્રાણીઓની ભયંકર ગર્જના સંભળાતી હતી. કલાક—કલાકના અંતરે પહેરેગીર સિપા-

હીઓ હાલમેલનો અશુદ્ધ શબ્દ પોકારી શાન્તિનો ભંગ કરતા હતા. હજી પણ અંગારસિંહ આંખ્યોમાંથી અશ્રુપ્રવાહ વહેવરાવતો બેશી રહ્યો છે. વાંચકો ! જુઓ તો ખરા કે હજી શું બને છે ?

## ૧૩

### અણધારી મદદ.

બડે બડેકું દુઃખ હે, છોટેસે દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે શશી ઔર સૂર

× × × ×

દુઃખ દેખી ડરવું નહિ, તજવી ન મનની આશ;
સત્યવાદી શ્રીરામજી, પળમાં ગયા વનવાસ.

રણજીતના ગયા પછી અંગારસિંહ ઘણીવાર સુધી શોકાતુર વદને નીચું નિહાળી બેસી રહ્યો. તે તેનાં કરેલાં કર્મને માટે ખરા હૃદયથી પસ્તાતો હતો. તેનું મન આ સંસાર પરથી તદ્દન ઉઠી ગયું હતું. રણજીતે મારૂં કહેવું માન્યું નહિ. હાય ! અચળગઢનું ભાવિ મને અંધકારમય ભાસે છે. હલકા કુળની નારીના ભમાવ્યાથી વિક્રમાજીત રાજદ્રોહી થશે અને તે ખટપટીઓ સરદાર સ્વાર્થને માટે લોહીની નદીઓ ચલાવશે. હા, રણજીત ! તું હજી યુવાન છે. યુવાનીના મદમાં સારા સારનું ભાન રહેતું નથી. જ્યારે ઠોકર વાગે છે ત્યારેજ ખબર પડે છે. હા, હવે ગમે એમ થાઓ; અચળગઢનો નાશ કાલે થના હોય તો આજે થાઓ. મને હવે તેની પરવાહ નથી. દરકાર મારે મારા પ્રભુની છે કે જેની ભક્તિથી મને મુક્તિ મળવાની છે. પ્રભુ ! પરમાત્મા ! આ હીનભાગીને ક્ષમા આપો. ભયંકર પાપમાંથી તારનાર આપના સિવાય અન્ય કોઈ નથી. મારાં દુષ્કર્મોથીજ મારે અપમાનને પાત્ર થઈ આ કારાગૃહનું સેવન કરવુ પડે છે. હાય ! અત્યારે તે સર્વ કર્મ મારી નજરે તરી આવે છે. શીયળ નષ્ટ થતાં મરણને મળી ચૂકેલી બાળાઓ ભયંકર સ્વરૂપે મારી સામે ઉભેલી જણાય છે. આ રંગરાગ માણવાનો મહેલ અત્યારે ભયાનક સ્મશાન સમાન જણાય

ખાવા ધાય છે. આ ઘોર અંધારી રાત તેના અંધકારમાં મને અદ્રશ્ય કરવાને મુખ વિકાશીને ઉભેલી દેખાય છે. હા ! ભાવીની વિટંબણાઓ હવેજ શરૂ થાય છે. હૃદયમાં ભયાનક આગ સળગી રહી છે. હા ! બળુંછું–બળુંછું કોઇ બચાવો. આમ બોલતો અંગારસિંહ ચિતભ્રમની માફક ચારે તરફ જોવા લાગ્યો. તેને સર્વત્ર ભયનો ભાસ થવા લાગ્યો. તેણે ઉભા થઇ ભયંકર ચીસ પાડી. ચીસના અવાજથી બહાર ઉભેલા સિપાહીઓ અંદર દોડી આવ્યા. તેમને જોઈ અંગારસિંહ ભૂત–ભૂતની બૂમો પડતે. પાછે પગલે નાસવા લાગ્યો. સિપાહીઓ ખડખડાટ હસી પડયા. જે સિપાહીઓ મહારાજા અંગારસિંહને જોઈ ભયથી થરથર કાંપતા હતા તેજ સિપાહીઓ અત્યારે તેની મશ્કરી કરી હસતા હતા. પાપ કર્મનાં ફળ વિપરીત હોય છે ને તે આ જન્મમાંજ મળે છે. અંગારસિંહના હૃદયમાં આ સમયે દારૂણ દુઃખ ઉત્પન્ન થતું હતું. અંતે સિપાહીઓ ચાલ્યા ગયા.

અંગારસિંહનું અસ્થિર મન પુનઃ શાન્ત થયું. તેણે ઉંચે જોઇ હાથ જોડયા. તેનું મુખ દીન બની ગયું. તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે વારંવાર મનમાં પ્રભુની સ્તુતી કરવા લાગ્યો. " મારાં પાપની મને શિક્ષા થવીજ જોઇએ. પ્રજાનો પ્રભુ રાજા છે. હું પ્રજાનો ન્યાયકર્તા હતો. મારો ન્યાય ગરીબને દુખ દેવાનો અને શ્રીમંતોના પૈસાનું હરણ કરવાનો હતો. મારી સ્વાર્થવૃત્તિની પૂર્ણાહુતિમાંજ મારા ન્યાયનો સમાપ્ત થતો. હાય ! ન્યાયનું નામ દઈ હું હજારો નિર્દોષ જનને દુઃખ દેતો. ઓ વિભુ ! ઓ અન્યાયીને દંડ દેનારા પ્રભુ ! ક્ષમા. હું મહાન્ પાપી છુ. મ્હેં રાજાની પદવી ધારણ કરી હજારો ગરીબને રડાવ્યાં છે. મેં પ્રજાનો રક્ષક થઇ ભક્ષકની ગરજ સારી છે. રાજાનો ન્યાય કરનાર ફકત પ્રભુ છે. એવા ન્યાયી કિરતારની આગળ આ પાપના પુતળાએ ક્ષમાને માટે શીર ઝુકાવ્યું છે. " આમ બોલતો અંગારસિંહ દીન વદને પ્રભુને પોકારવા લાગ્યોઃ–

પથારી પાપની ત્યાગી, પ્રભુજી ! આજ જાગું છું;
ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું.

પ્રવૃત્તિ માતના પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો;
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું.
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.
વિસારી કર્મના વારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા, પડીને પાય માગું છું.
હણ્યો બૂરા વિચારોએ, ગ્રહાયો ષટ્ વિકારોએ;
જગતના વજ્ર તારોએ, જડાયો આજ જાગું છું.
બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી! પાય લાગું છું.
ભરો કંઠે ગુઢ મંત્રોને, રચી કર્તવ્ય તંત્રોને;
હૃદયનાં પ્રેમ યંત્રોને, સજાવો એજ માગું છું.
ભલો બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગી છું.

બહારે વસંત.

"હે દીન દયાળ પ્રભુ! હવે આ સેવકને આપના ચરણકમળમાં સ્થાન આપો. સેવકના અપરાધ આપ ક્ષમા નહિ કરો તો કોણ કરશે?" કહી અંગારસિંહ ઘણીવાર સુધી આકાશ તરફ જોઇ રહ્યો. તેને અત્યારે અપાર દુઃખ થતું હતું પણ અહીં તેને શાન્તિ આપવા કોઇ હાજર નહોતું. રાત્રિ પોતાનું કામ કરે જતી હતી. મધ્યરાત્રિ ક્યારનીએ વીતી ગઇ હતી છતાં આજે અંગારસિંહ પર નિદ્રાદેવીએ કૃપા કરી નહોતી. અંગારસિંહ તેને કંઇ ચેન પડતું નહોતું તેથી અકળાએલા મને આમતેમ ફરવા લાગ્યો. હજારો માણસો રહી શકે એવા મોટા મહેલમાં અંગારસિંહ એકલો ભૂતની માફક રહેતો હતો. છેવટે અંતરના દુઃખથી કંટાળી તેણે મહેલની પછીતે આવેલી એક જાળી ઉઘાડી. જાળી ઉઘાડતાં પુષ્કળ પવન આવવા લાગ્યો. તે પવનના શીતળ સ્પર્શથી ઉશ્કેરાયેલું મગજ લગાર શાન્ત થયું. પછી તે જાળીની બહાર જોવા લાગ્યો તો તેને સર્વત્ર કાળો અંધકાર પથરા-

એલો માલમ પડયો. પર્વત પર ઉગેલાં વૃક્ષો પણ ભૂતના ઓળાની માફક ભાસતાં હતાં. પહાડોની ખીણોમાં પડતા પાણીના ધોધનો અવાજ મ્હોટેથી સંભળાતો હતો. અંગારસિંહ આવો રાત્રિનો ભયંકર દેખાવ જોતો હતો એ અરસામાંજ એક કૌતક થયું. જે જગાએ અંગારસિંહ ઉભો હતો તેની જમણી બાજુએ કંઇક અવાજ થયો એટલે તે વિચારમાં ઉભેલા રાજાનું લક્ષ એ તરફ ખેંચાયું. તેણે ત્યાં જઇ જોયું તો તેના પગ નીચેની જમીન હાલતી જણાઇ. આનું શું કારણ હશે? તેણે તે હાલતી જમીનપર કાન માંડયા તો અંદર કોઇનાં પગલાં સંભળાયાં. અંગારસિંહ ચમક્યો. શું આ સ્થળે ભોંયરૂં તો નહિ હોય? હા, હું કેમ ભૂલું છું? રાજમહેલમાંથી આ મહેલમાં આવવાની એક લાંબી સુરંગ આ સ્થળે આવેલી છે. આ સુરંગ વાટે પાછો આવી રણજીત તો મારા વિચાર નહિ સાંભળતો હોય? હશે જે હશે તે હમણાં જણાશે. અંદરના અવાજ પરથી જણાય છે કે સીડીનાં પગથીયાં ચઢી કોઇ ઉપર આવે છે. લાવ હું આ સામેના ખૂણામાં છુપાઇ રહી આવનારની હિલચાલ તપાસું. મારા ધારવા પ્રમાણે તો રણજીત અને વિક્રમાજીત મારા વિચાર સાંભળવાને અહિં પાછા આવ્યા હશે. આમ વિચારતો અંગારસિંહ ત્યાંથી ખસી એક ખૂણામાં છુપાઇ ઉભો. તે પછી થોડીવારે ત્યાં આવેલી સુરંગના ઢાંકણનો પત્થર ઉઘડી ગયો અને તેની અંદરથી એક વિરૂપ આકૃતિ હાથમાં ફાનસ પકડી ઉપર આવી. તે આકૃતિનું રૂપ વિચિત્ર હતું. ગળાથી કમ્મર સુધી તેણે કાળું લુગડું વીંટેલું હતું. માથાના લાંબા વાળ તેણે મુખ પર ઢાંકી દીધા હતા. તેની કમ્મરે ખંજર લટકતું હતું. આવા ભયાનક દેખાવવાળી આકૃતિએ ઉપર આવી આસપાસ નજર ફેરવી. તે કંઇક શોધતી હોય એમ જણાયું. તેણે તરત સુરંગના મુખ પાસે બેસી ઈસારત સૂચક અવાજ કર્યો; જે સાંભળી અંદરથી એક પ્રચંડ પુરૂષ ઉપર આવ્યો. તેણે પણ તેના શરીરને તેવીજ રીતે કાળા ઝબ્ભાથી છુપાવ્યું હતું. તેનું મુખ સ્પષ્ટ દેખાતું હતું. ફાનસના પ્રકાશથી જણાતું હતું કે તેણે તેના ગૌર મુખ પર સફેત

રંગ લગાવ્યો હતો. તેણે માથાના વાળને એવી તો સફાઇથી ઓળી ગોઠવ્યા હતા કે જોનારને એકદમ તેથી આનંદ થાય. તેની કમ્મરે લાંબી તલવાર લટકતી હતી. તે ઉપરાંત કમ્મરપટામાં તેણે બીજાં આયુધો પણ ગોઠવેલાં હતાં. તે પુરુષ ઉપર આવી પ્રથમની વ્યક્તિ સાથે ધીમેથી કંઇક વાત કરવા લાગ્યો. અંગારસિંહ તો આવો દેખાવ જોઇ સ્તબ્ધ બની ગયો. તે મનમાં વિચારવા લાગ્યો કે નક્કી મારાં પાપની મને શિક્ષા કરવાને યમરાજે તેના દૂતને મોકલ્યા છે. પેલી વિરૂપ આકૃતિ યમરાજનો મુખ્ય દૂત હોવો જોઇએ. પણ પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી તેના આવી પહોંચતા પહેલાં તેમના દેવદૂતને તે ભયંકર યમરાજના ત્રાસમાંથી મને છોડાવવા અહિં મોકલ્યો છે. જો એમ ન હોત તો પ્રથમ યમરાજનો દૂત અને પછી તે સુંદર ચ્હેરાવાળો દૂત ક્યાંથી નીકળી આવે. અરે તે પેલા વિરૂપ યમરાજને મારી પર દયા દર્શાવવાનું સમજાવતો હોય એમ જણાય છે. આમ તર્કવિતર્ક કરતો અંગારસિંહ ફાટી આંખે બન્નેની તરફ જોઇ રહ્યો.

પેલી તરફ બન્ને જણા કંઇક વાતો કરી આસપાસ જોતા હતા. એવામાં તેમાંના એકની નજર ખુણામાં છુપાઇ ઉભેલા અંગારસિંહ પર પડી. તે ચોંક્યો અને કમ્મરમાંથી પિસ્તોલ કાઢી બોલ્યો:— "ખૂણામાં છુપાઇ રહેનાર બોલ, તું કોણ છે? જો જુઠું બોલ્યો તો મુઓજ સમજજે." અંગારસિંહ આથી ગભરાયો અને છેવટનો નિશ્ચય કરી ત્યાં દોડી આવ્યો અને તેમના પગમાં પડયો. એક જણે ફાનસ ઉંચું કરી તેના સામે ધર્યું. તેને ઓળખી બન્નેજણા આનંદની ચીસ પાડી ઉઠયા. તેમણે દયાર્દ્રનેત્રે અંગારસિંહ સામે જોયું અને તેને હાથ ઝાલી ઉભો કર્યો. અંગારસિંહ પણ સજળ નયને તેમના સામે જોઇ ઉભો રહ્યો. "અરર! મહારાજાની આ સ્થિતિ." કહી બીજાએ પહેલા સામે જોયું. પ્રથમની વિરૂપ આકૃતિએ મહારાજાને કહ્યું:—"મહારાજા! ગભરાશો નહિ. અમે તમારા હિતચિંતક છીએ અને તમને આ સ્થળેથી છોડાવવા આવ્યા છીએ.

"આમ ઓચિંતી મદદ મળવાથી અંગારસિંહના આનંદનો

પાર રહ્યો નહિ. આખરે પ્રભુએ મારી સ્તુતિ સાંભળી ખરી! એવી મનમાં ગડભાંગ કરતો તે પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો." એટલામાં પાસે ઉભેલી વ્યક્તિએ કહ્યું:—"મહારાજા તમે હાલ ને હાલ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના અમારી પાછળ ચાલ્યા આવો. લ્યો પહેલાં આ કાળો જબ્બો તેમજ આ આયુધો ધારણ કરો." કહી તેણે ત્યાં ઉભેલા બીજા પુરૂષને જબ્બો તથા આયુધો આપવાને સૂચવ્યું. તરતજ તે ગૌરવર્ણના પુરૂષે જબ્બો તથા આયુધો મહારાજાની સમિપ મૂક્યાં. મુએલા માણસમાં જેમ ચૈતન્ય આવે તે પ્રમાણે અંગારસિંહને થયું. તેણે ઝપાટાબંધ જબ્બો પહેરી લીધો અને કમરપટામાં શસ્ત્રો ખોશી દીધાં. તૈયાર થઇ રહ્યા પછી તેણે પૂછ્યું:—"દુઃખીનો ઉદ્ધાર કરનાર! હવે મને જણાવો કે આપ કોણ છો? અને આ સ્થળે કયાંથી આવ્યા છો?"

"તે હાલ જણાવવાનો સમય નથી. અમે કેટલા જીવના જોખમે આ સાહસ ઉઠાવ્યું છે તે અમારૂં મનજ જાણે છે માટે અત્યારે કંઈ પણ સવાલ નહિ પૂછતાં જલદીથી અમારી સાથે ચાલો." એક જણે જણાવ્યું.

અંગારસિંહ તેમની સાથે જતાં ગભરાવા લાગ્યો. રખેને મને મારી નાંખવાને રચેલું કાવત્રુ ના હોય? એમ સંશયયુક્ત થઈ વિચારમાં પડયો. તેના મનનો વિચાર જાણી જઈ પાસે ઉભેલી વિરૂપ વ્યક્તિએ કહ્યું:—"મહારાજા! અમારાથી ગભરાશો નહિ. અમે તમારા મિત્ર છીએ અને તમને ઈજા કરનારના પરમ શત્રુ છીએ. અમારી વાત સત્ય માનજો. અમારી પૂરેપૂરી ઓળખાણ બહાર નીકળ્યા પછી પડશે." કહી તેણે મહારાજાનો હાથ પકડી આગળ વધવાની તૈયારી કરી, પણ એવામાં મહેલના દાદરમાં કોઇના આવવાનો અવાજ થયો. ત્રણે જણા ગભરાઇને શું કરવું તેના વિચારમાં પડયા. એટલામાં છુપાઈ રહેવાનું એક પણ સ્થળ નહોતું કે જ્યાં છુપાઇ રહેવાય તેથી હવે તો જે થાય તે ખરૂં કહી ત્રણે જણા આવનારને જોવા લાગ્યા. ગૌરં વર્ણનો પુરૂષ હાથમાં ભરેલી પિસ્તોલ લઈને સૌની આગળ

ઉભો. ઉપર આવનાર માણસ પહેરેગીર સિપાહીઓનો જમાદાર હતો. પાછલી રાત્રિ થવાથી કેદી ઉંઘે છે કે જાગે છે તેની તપાસને અર્થે તે હાથમાં ફાનસ પકડીને ઉપર આવતો હતો. તે ઉપર આવીને અંગારસિંહના ઓરડા તરફ આવવા લાગ્યો. અંદર આવતાંજ તેની નજર ત્યાં ઉભેલા ત્રણે જણા પર પડી એટલે તેના ગભરાટનો પાર રહ્યો નહિ. તે બૂમ પાડવાનો વિચાર કરે છે તે પહેલાં પિસ્તોલ પકડી ઉભેલા પુરૂષે વાઘની માફક છલંગ મારી તેને ગરદનમાંથી પકડયો અને ધીમેથી પણ કર્કશ સ્વરે કહ્યું:–“ જો જીવ બચાવવો હોય તો ચૂપ રહેજે નહિતો આ પિસ્તોલને સ્વાધિન થયો સમજજે.’ જમાદાર તેથી કાંઈ ગભરાયો નહિ. તે બળવાન અને મજબુત બાંધાનો હતો તેથી તે તેના હરીફથી જાય એવો નહોતો. તે તેના શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી અપૂર્વ બળથી તેના પંજામાંથી છુટવાનો પ્રયત્ન કરવા લાગ્યો. જમાદારે એક હાથે પોતાના હરીફનો પિસ્તોલવાળો હાથ પકડયો અને બીજા હાથથી તેને કમ્મરમાંથી ઝાલ્યો. બન્નેનું દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું જોઈ દૂર ઉભેલી પેલી વિરૂપ આકૃતિ ત્યાં ધસી આવી અને તેણે જમાદારની પીઠ ઉપર કટારનો ઘા કર્યો. જમાદારના શરીરમાંથી લોહી ધોધબંધ વહેવા લાગ્યું. તેનું આખું શરીર શિથીલ થઇ ગયું અને તે જમીન ઉપર પછડાઇ પડયો. નીચે પડતાંજ તેણે મોટેથી બૂમ મારી. તેની બૂમ સાથેજ ઝનુની બની ગએલા પુરૂષે તેના છાતીમાં પિસ્તોલ ચાંપી. જમાદાર હતો નહતો થઇ ગયો અને પિસ્તોલનો અવાજ ઠંડી રાત્રે ચારે તરફ ગાજી ઉઠયો. તે અવાજ સાંભળી બહાર ફરતા સિપાહીઓ અંદર ધસી આવ્યા. તેઓ ઉપર આવે તે પહેલાં તો તે ત્રણે જણાએ સુરંગના દ્વારમાં પ્રવેશ કરી બારણું બંધ કરી દીધું. અંદર ઉતરી તેઓ ઝડપથી આગળ વધવા લાગ્યા. સુરંગને અડધે રસ્તે આવતાં વિરૂપ આકૃતિ એકાએક અટકીને ઉભી રહી. તેણે મન સાથે કંઇક વિચાર કરી પાસેની ભીંતમાં પગનો પ્રહાર કર્યો એટલે તત્કાળ તે ઠેકાણે આવેલું એક ગુપ્ત દ્વાર ઉઘડી ગયું અને તેમાં થઇને તેઓ બહાર નીકળી ગયા. પુનઃ તે દ્વાર

બંધ કરી દેવામાં આવ્યું. બહાર નીકળી તેઓ એક પુષ્કળ ઝાડી વાળી ખ્હાડી ખીણમાં પ્રવેશ્યા. ત્યાં આગળ ઘણા સુંદર ચ્હેરાનો અને બળવાન બાંધાનો એક યુવક ત્રણ ઘોડા લેઇને ઉભો હતો. તેણે ત્રણે જણાને સહિસલામત આવી પહોંચેલા જોઈ આનંદ પ્રદર્શિત કર્યો. તેને જોઇ પેલી વિરૂપ વ્યક્તિએ હસ્તે વદને કહ્યું:–" ઓહો ! તમે પણ વેળાસર આવી પહોંચ્યા ખરા ! તમારી સલાહ પ્રમાણે કરવાથી અમે આ સાહસમાંથી નિર્વિઘ્ને ફતેહમંદ થયા છીએ. હું તમારો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે." કહી તે વિરૂપ આકૃતિએ ઉપકાર વશ થઇ માથું નીચું નમાવ્યું.

"તે યુવાને જવાબ આપવાને બદલે ફક્ત હાસ્ય કરી તૈયાર રાખેલા ઘોડાઓ પર બેસી પસાર થઇ જવાને જણાવ્યું. ત્રણે જણા ઘોડેસ્વાર થઇ જવાની તૈયારી કરવા લાગ્યા. મહારાજા અંગારસિંહ યંત્રના પુતળાની માફક ઉભા રહી આ ત્રિપુટીના સામે જોઇ રહ્યા. તેમના મનમાં થતું હતું કે:–" આ દેવ હશે કે માણસ ?! લાવ હવે પૂછું." આમ વિચાર કરી અંગારસિંહ પૂછવાને મુખ ઉઘાડે છે એ પહેલાં તો દૂર કોલાહલ થતો સંભળાયો. કોલાહલ સાંભળી ત્યાં ઉભેલો યુવાન ગભરાટથી બોલી ઉઠયો:–" જાઓ જલ્દી ન્હાશી જાઓ; દુષ્મનોને ખબર પડવાથી તમારી પૂંઠ પકડી હોય એમ સમજાય છે. આ ટુંકા રસ્તે થઇને પેલી બાજુએ જેમ બને તેમ ઉતાવળા નીકળી જાઓ."

"લ્યો રામ, રામ, અમે જઇએ છીએ; તમે સંભાળજો." કહી અંગારસિંહના અશ્વને આગળ કરી તેઓ જલ્દીથી ઘોડાઓ દોડાવતા નજરની બહાર નીકળી ગયા. તેઓના ગયા પછી તે યુવાન ત્યાં બાંધેલા પોતાના ઘોડાને છોડી તે પર સ્વાર થયો અને દૂર સંભળાતા કોલાહલ તરફ તેને દોડાવી મૂક્યો. રસ્તામાં તેને પચીસેક ઘોડેસ્વારનો ભેટો થયો. આ ઘોડેસ્વારોજ બૂમો પાડતા કંઇક શોધ ખોળ ચલાવતા હતા. તેમની સાથે સળગતી મશાલો હોવાથી તેના પ્રકાશમાં તેમણે નજીક આવેલા યુવાન ઘોડેસ્વારને ઓળખ્યો. તરતજ સઘળાએ નીચા

નમી તેને નમન કર્યું. તે યુવાને રૂવાબમાંજ પૂછ્યું:–"કાં શું સમાચાર છે ? તમે સઘળા અત્યારે શું શોધવાને નીકળ્યા છો ?"

તેને શું જવાબ આપવો તેની કોઇને સમજ પડી નહિ. તે યુવાને ટોળીના નાયકને પૂછ્યું:–"આ શું ગરબડ છે ? તમે ગભરાએલા કેમ જણાઓ છો ?"

નાયક ધ્રુજતો ધ્રુજતો હાથ જોડીને કહેવા લાગ્યો:–"નામદાર ! જુલ્મ થઇ ગયા છે. બે બળવાન્ પુરૂષો મહારાજા અંગારસિંહને લેઇ પસાર થઇ ગયા છે ?"

"હેં ! મહારાજા અંગારસિંહ જતા રહ્યા !" યુવાને કૃત્રિમ ઢોંગ કરી પૂછ્યું.

"હા નામદાર, તે બે બળવાન પુરૂષો આપણા જમાદારને ઠેર મારી મહારાજાને છોડાવી ચાલ્યા ગયા છે." પુનઃ નાયકે જણાવ્યું.

"તે વખતે તમે કયાં મુઆ હતા ? ઓહ ! અફસોસ ! જુલ્મ થઇ ગયો !" તે યુવાને દિલગીર થઇ કહ્યું.

"સરકાર ! અમે અમારા પહેરા ઉપરજ હતા. અમે જમાદારની બૂમ સાંભળી તરતજ અંદર દોડી ગયા હતા. અંદર જતાં અંગારસિંહ અને તેમને છોડાવનાર બે માણસો કોઇ ગુપ્ત રસ્તેથી પસાર થઇ ગએલા માલુમ પડયા હતા. ફક્ત જમાદારની લાશ એકલી ત્યાં પડેલી હતી. સરકાર ! આમાં અમારો બિલકુલ કસુર નથી. આ ભયંકર અપરાધમાંથી અમને ઉગારનાર આપના સિવાય બીજું કોઇ નથી." કહી નાયક તે યુવાનના પગમાં પડી રડવા લાગ્યો. તે યુવાને તેને ઉભો કરી કહ્યું:– "ઠીક છે હું તમને બચાવવાનો પ્રયત્ન કરીશ. તમે અત્યારે ને અત્યારે નગરમાં જાઓ અને સરદાર બહાદુર વિક્રમાજીતને આ સંબંધી ખબર આપો. હું પણ મહારાજા રણજીતસિંહને આ બાબતની ખબર આપું છું." કહી તે યુવાને તેના અશ્વને અચળગઢ તરફ દોડાવી મૂકયો. ગરીબ પહેરેગીરોએ પણ ઉદાસ ચ્હેરે ઘોડાઓને અચળગઢ તરફ મારી મૂકયા. પ્રીય પાઠકો ! તમે એ યુવાનને ઓળખ્યો તો હશે. તે યુવાન બીજો કોઇ નહિ પણ આપણો સેનાપતિ કિશોરસિંહ હતો.

## પતિ-પત્ની.

દંપતિમાં જ્યાં પ્રેમ છે, ત્યાં આનંદ હમ્મેશ;
સૌ સુખ ત્યાં વાસો વસે, દુઃખ નહિ લવલેશ.

મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. અત્યારે રાજમહેલમા એક રમ્ય દિવાનખાનામાં રાજરાણી રંભાસુંદરી પતિ દેવની આતુરતાથી રાહ જોઇ રહી હતી. આજે પોતાના પતિનો જન્મોત્સવ હોવાથી તેણે અપૂર્વ શણગાર ધારણ કર્યો હતો. જળહળી રહેલા દીવાના પ્રકાશમાં રંભાસુંદરી મેનકા અને તિલોત્તમાના રૂપને પણ શરમાવે એવી સ્વરૂપવતી જણાતી હતી. અત્તરોથી બળતા દિપકોમાંથી ઉત્તમ સુવાસ ચારે તરફ પ્રસરી રહી હતી. પતિને રીઝવવા અને જન્મોત્સવને દિવસે આનંદોત્સવ કરવાને રંભાસુંદરી તન્મય થઈ રહી હતી. તેની વ્હાલી સખી સુમન પણ આજે અલબેલી બની હતી. સુમન આ સમયે રાજમહેલની અંદરના ભાગમાં હતી. ઘડીયાળમાં બારના ટકોરા થયા. હજી પ્રાણનાથ કેમ પધાર્યા નહિ હોય ? આમ શોચતી રંભા ઝરૂખામાં જઇ ઉભી અને રાજમાર્ગ પર લાંબી નજર ફેંકી જોવા લાગી; પણ અંધકારમાં તે કંઇ જોઇ શકી નહિ તેથી છેવટે કંટાળીને અંદર ગઇ અને એક નરમ ગાદી પર પડી પ્રાણનાથની રાહ જોવા લાગી. રાત્રિના બે વાગતાં રણજીતના આગમનનાં પગલાં સંભળાયાં. રંભાસુંદરી આનંદિત બની સ્વામીને સ્નેહથી વધાવવા સજ્જ થઇ હરિણીની આફક દોડી સામે લેવા ગઈ અને દ્વારમાંજ હર્ષઘેલી બાળા તેના પ્રિયતમના કંઠે વળગી પડી. રણજીતે તેને પ્રેમાલિંગન આપ્યું; અને હજી જાગે છે ? એમ સસ્નેહે પૂછ્યું. રંભા હસી પડી અને કહ્યું:– “નાથ ! જાણો છો છતાં શા માટે પૂછો છો ? આજે જન્મોત્સવના માંગલિક સમયે પતિદેવના પૂજન સિવાય આ રંભાથી શી રીતે વિશ્રાન્તિ લેવાય ? પ્રભુ ! આવો આ સુખાસન પર બિરાજો.” કહી રંભા તેને અંદર તેડી ગઇ. સ્વામીના માથેથી મુકુટ ઉતારી તેણે એક ટેબલ પર મૂકયો અને કમ્મરેથી શમશેર છોડી કોચની નીચે બાજક

પર મૂકી. રણજીત વસ્ત્ર બદલી ગાદી પર પડયો. સ્નેહાળ પતિની સામે બેસી રંભાએ પૂછ્યું:—"પ્રભુ ! આજે અહિં આવતાં વિલંબ શાથી થયો ? જાણતા નહોતા કે મોડા જવાથી રાજરાણીના ગુન્હેગાર થવું પડશે ? આપને તો સમયનો કાંઇ હિસાબજ નથી; પણ મને તો આપના વિના એક ઘડી એક યુગ જેટલી જણાય છે. કહો વ્હાલા ! હવે આપને શું શિક્ષા કરૂં ?"

"રંભાસુંદરીની શિક્ષા સ્નેહમયજ હોય છે એ હું સારી રીતે જાણું છું. હૃદયવલ્લભે ! આવો આવો, આમ નજીક આવો; તમારી શિક્ષા સહન કરવાને હું તૈયાર છું. તમારી શિક્ષામાં સ્વર્ગસુખ સમાએલું છે." કહી રણજીતે તેને પોતાની નજીક ખેંચી તેના કપોલ પ્રદેશ પર મીઠું ચુંબન લીધું.

રંભા કૃત્રિમ ગુસ્સો કરી બોલી:—"અરે વાહરે ! ઠગારા તમે તો ચોર કોટવાળને દંડે એવી ચતુરાઇ વાપરી. મીઠા બોલોથી લોભાવી પાસે બોલાવી અને શિક્ષાનું બ્હાનું કરી ઉલટી બળજોરી વાપરી. વાહરે વાહ ! તમે તો ખરેખરા ઠગ જણાઓછો ! જો હવેથી આવું કરશો તો મારે તમારે માટે કાંઇક જુદોજ વિચાર કરવો પડશે. કહો, કહો ! તમે કયા આનંદ સ્થળમાં આટલો બધો સમય ગુમાવ્યો ?"

"રંભા ! પ્રાણાધિકે ! તું શા માટે આટલી સંશયયુક્ત થાય છે ? આજે મારે એક અંગત્યના રાજ્યદ્વારી પ્રસંગમાં અત્યાર સુધી રોકાવું પડયું હતું." રણજીતે જણાવ્યું.

"રાજદ્વારી કામમાં રાત્રિનો આટલો બધો સમય થાય એતો મને અસંભવિત જણાય છે. વ્હાલા ! સત્ય હકીકત ન જણાવો તો તમને મારા સમ છે." પુનઃ રંભાએ કહ્યું.

કોઇ દિવસ નહિ અને આજે રંભાની આવી હઠ જોઇ રણજીત વિચારમાં પડયો અને આને મારા પિતા પાસે ગયાની વાત જણાવવી કે નહિ એમ તર્કવિતર્ક કરવા લાગ્યો. તેણે હસતે વદને કહ્યું:—"દેવી ! વ્હેમને દૂર કરો હું સત્ય કારણ જણાવું છું. આજે વધુ વિલંબ થવાના કારણમાં એટલુંજ કે હું મારા પિતાજીની મુલાકાતે ગયો હતો.

તે સિવાય બીજું કાંઇ નથી."

"વ્હાલા! મેં કદી નહિ ને આજેજ વ્હેમે ભરાઇ આપને આવો પ્રશ્ન પૂછ્યો તેને માટે મને માફ કરજો. મારા આવા શબ્દોથી આજે મારા નાથનું હૃદય દુભાયું." કહી રંભા સજળ નયને રણજીતની સામે જોઈ રહી.

રણજીત પોતાના રૂમાલવતી રંભાનાં આંસુ સાફ કરી બોલ્યોઃ— "વ્હાલી! રાત્રિ ઘણી ગઇ છે માટે હવે સુખેથી નિદ્રાધીન થઇ જાઓ."

"પ્રાણપ્રભુ! તે પહેલાં આ દાસીની એક વિનંતી માન્ય કરો." રંભાએ જણાવ્યું.

"તારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરવાને હું તૈયાર છું. સુંદરી! જે હોય તે ખુશીથી જણાવો." રણજીતે કહ્યું.

"મારા પૂજ્ય સસરાજીનાં દર્શન કરવાની મને અભિલાષા છે. હું માજી મહારાજાને પ્રણામ કરવાને ઇચ્છું છું. નાથ! મારી ફક્ત એટલીજ ઇચ્છા છે તે આપ પૂર્ણ કરો." રંભાએ જણાવ્યું.

"પ્રિયતમે! તું એ પાપી પિતાનું નામ તારી પવિત્ર જીભે શા માટે લે છે? શું તું નથી જાણતી કે તે પશુવૃત્તિના પિશાચ છે? રંભા! તારે એવા દુષ્ટની પાસે જવાની શું જરૂર છે?" રણજીતે પૂછ્યું.

"ફક્ત તેમના દર્શનની ઇચ્છા, બીજું કાંઈજ નહિ. વ્હાલા! હાલ તેમની શું દશા છે?" પુનઃ તેણે પૂછ્યું.

"તે હાલમાં પસ્તાવાનો ઢોંગ કરી મુક્ત થવાને ઇચ્છે છે. હું ત્યાં ગયો કે તરત એ બુઢ્ઢો નીતિમય ભાષણ કરી પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને પોતાને વારંવાર ત્યાંથી મુક્ત કરવાની મને વિનંતી કરવા લાગ્યો; પણ તેના હૃદયનું પાપ હું સારી રીતે સમજું છું. મ્હેં તેમનું સઘળું ભાષણ સાંભળી તેમને મુક્ત કરવાની ચોખ્ખી ના પાડી છે." કહી રણજીતે ત્યાંની બીનાથી રંભાને જાણીતી કરી.

રંભા ઉંડા વિચારમાં પડી અને અંતે કંઈક નિર્ણય કરી કહેવા લાગીઃ—"નાથ! પિતા પ્રત્યે પુત્રનો શું ધર્મ છે તે આપ યથાર્થ જાણો છો છતાં પૂજ્ય પિતાને મુક્ત કરવામાં શા માટે આટલો બધો

વિલંબ કરો છો ? તમારા મનમાં કદાચ એમ થતું હશે કે પાપી પિતા મુક્ત થઇ કંઈક નવોજ રંગ જમાવશે; પણ ના, તેઓ એવી રીતે હવે નહિ વર્તે એમ મારી ખાત્રી છે. તેઓ તેમ ાં નીચ કૃત્યોથી હવે ખરેખરા વિમાસતા હશે. અત્યારે તેમનાં સઘળાં અધમ આચરણો તેમને વારંવાર યાદ આવતાં હશે માટે નાથ ! મારૂં કહેવું માની તેમને છૂટા કરો. તે હવે કાંઈ પણ ઉપદ્રવ કરી શકનાર નથી કારણ કે તેમના નીચ સલાહકારોને તો આપે દેશનિકાલ કર્યા છે. ”

“ પ્રિયે ! માણસના મનને ફરતાં વાર લાગતી નથી. પિતાને સ્વતંત્ર કરતાં ક્યાંક આપણે પરતંત્ર ના થઇ જઇએ એ વિચારવાનું છે. તે જ્યાં પડ્યા છે ત્યાંજ ઠીક છે. શું તું નથી જાણતી કે ‘ પડી ટેવ કદાપિ ટળતી નથી ? ’ શ્વાનની પુંછડી હજારો વર્ષ જમીનમાં દાટો પણ તે સીધી થતી નથી—તેમ પિંજરામાં પૂરાએલો સિંહ ભૂખ તરસથી કેવો નિર્બળ અને બળહિન જણાય છે: પણ પિંજરાનું દ્વાર ખુલ્લું કરતાંજ તે બહાર નીકળવાને કેવો ટટ્ટાર બની જાય છે ? રંભા ! મહારાજા અંગારસિંહ કપટકળામાં ઘણા નિપૂણ છે. તે આપણા જેવાં બાળકોની સાથે તેમના છૂટકારાનો દાવ ખેલે છે—તેમનો પશ્ચાત્તાપ ફક્ત છૂટવા પૂરતોજ છે; તે આપણને પ્રપંચ જાળમાં રમાડતા હોય એમ સમજાય છે, પણ આ રણજીત તેમનાથી પૂર્ણ સાવધ છે ” કહી રણજીત રંભાની સામે જોઇ રહ્યો.

તત્કાળ રંભા મૃદુ સ્વરે કહેવા લાગી:—“ નાથ ! પશ્ચાત્તાપથી પીડાએલાને સંસારની વાસના રહેતી નથી. પૂજ્ય પિતાનો પશ્ચાત્તાપ ખરા હૃદયનો છે એમ મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે માટે તેમને હવે મુક્ત કરી આપનો પિતૃધર્મ સંભાળો. પિતાની આશિષ સર્વદા મંગળમય હોય છે. તેમની અકૃપાથી દુઃખી થવાનો સંભવ છે. નાથ ! બીજું સાંભળો; આ આર્યાવર્ત્તની માઠી દશા કુસંપે કરીનેજ થઇ છે. એની લડાઇમાં ત્રીજાને મહાન્ લાભ થયો છે. એવું કંઈ પણ કારસ્થાન આ અચળગઢમાં થવા ન પામે તેને માટે અગમચેતી વાપરી પૂજ્ય પિતાને મુક્ત કરો. તેમને મુક્ત કરતાં કુટુંબકલેશ શાન્ત થશે.

પ્રભુ ! વિચારી તો જુઓ કે પિતાને પદભ્રષ્ટ કરવાથી કમળાબ્હેન અંતરમાં કેટલાં સોશાય છે ? તેમની કકળતી આંતરડી શું કહેતી હશે ? માટે આ કિંકરીનું કહેવું ધ્યાન પર લઈ તેમને મુક્ત કરો તો સારૂં.”

“રંભા ! જો કે તારૂં કહેવું ખરૂં છે; પણ તેમ બનવું અશક્ય છે. તે પાપીષ્ટ પિતાને આખી જીંદગી ત્યાંજ ગુજારવી પડશે અને કદાચ ત્યાંજ મરણને શરણ થવું પડશે. બસ એજ તેમના ભાગ્યનો લેખ છે.” રણજીતે ગર્વથી કહ્યું.

“જો એમ થશે તો અવશ્ય આ કુટુંબકલેશનું પરિણામ વિપરીત આવશે. અચળગઢમાં લોહીની સરિતાઓ ચાલશે. ભાઈ–ભાઈ પર સમશેરો ચલાવશે ને આ નંદનવન જેવા નગરમાં ખપ્પર યોગિનીઓ રૂધીરનું પાન કરવા ધોળે દિવસે ફરતી નજરે જણાશે. નાથ ! આ દાસીનું કહેવું માનો, હજી સમય છે; પાછળથી વિમાસવું પડશે.” આમ કહેતી રંભા ગુસ્સાથી કંપવા લાગી.

તેના શબ્દોથી રણજીત પણ ગુસ્સે થઈ ગયો. તેની આંખોમાં રહેલા પ્રેમનો નાશ થયો અને તેની જગાએ ક્રોધે સ્થાન લીધું. રણજીત ઉંચા સ્વરે બોલ્યો:–“રંભા ! રંભા ! આ વજ્રમય શબ્દો તું કોને સંભળાવે છે ? હું અચળગઢનો મહારાજા છું તેનો તો વિચાર કર ? રાજ્ય ખટપટથી સ્ત્રીઓ અજાણ હોય છે એ આ રણજીત સમજે છે.”

“મારી ફરજ હું બજાવુંછું. મારો પ્રિયતમ અચળગઢનો રાજરાજેન્દ્ર છે એ હું સારી રીતે સમજું છું અને તેટલા માટેજ તમને શબ્દબાણથી વિંધી અંધકારમાંથી સત્ય પ્રકાશમાં લાવવાને ઇચ્છું છું. પ્રભુ ! પત્નીની ફરજ છે કે તેના પ્રિયતમને અનર્થ કરતો અટકાવવો. નાથ ! તમારૂં અને મારૂં શ્રેય તેમજ સમાએલું છે.” રંભાએ વિશેષમાં જણાવ્યું.

‘રંભા હું આજ પર્યંત તને ઘણી સમજુ અને સદ્ગુણી સમજતો હતો, પણ તેમાં હું ઠગાયો છું. મારી પ્રેમમૂર્તિ મારા સામે

જવાબ આપે એ જોઇ હું આશ્ચર્ય પામ્યો છું." રણજીતે કહ્યું.

"હું આપના ચરણ કમળની દાસી મન, વચન અને કર્મથી આપની સેવા કરવાને બંધાએલી છું. મારા સ્વામિને યથાર્થ જ્ઞાન સમજાવવું અને પિશાચ તુલ્ય તામસ ગુણને દૂર કરાવવો એ મારી ફરજ સમજું છું. નાથ! પિતા ઉપર દયા કરો. વિજય સંપાદન કરી અક્ષય કીર્ત્તિ મેળવવી હોય તો તેમને આ ક્ષણેજ પૂર્ણ માન–પાનથી રાજ્યમહાલયમાં લઇ આવો." રંભાએ જણાવ્યું.

"સુંદરી! તારા કરતાં પિતા પ્રત્યે પુત્રની ફરજ શું છે તે હું વિશેષ જાણુંછું; પણ સમયાધિન થઇ આપણા ભલાને માટેજ સર્વ કાર્ય કરૂંછું. રાજ્યના સંરક્ષણમાં અને પ્રજાના કલ્યાણમાં વિશેષ લક્ષ આપવું એને હું મારો ઉત્તમ ધર્મ માનું છું; અને તેજ કારણથી એ બુઢ્ઢાને સદાકાળ કારાગૃહમાં રાખવાને ઇચ્છું છું."

"પ્રભુ! આપનું કહેવું યથાર્થ છે; પણ પિતાના એકાન્તવાસથી શું પરિણામ આવશે તેનો વિચાર કરો? યુવરાજ કલ્યાણસિંહ આ વાત જાણશે તો કાળો કેર વર્તાવશે." રંભાએ કહ્યું.

"કલ્યાણ ધાંધલ મચાવશે તો આ રણજીતની સમશેર તેના કર્મનું ફળ તેને ચખાડશે." રણજીતે ગર્વથી ફુલાઇ કહ્યું.

'બસ એજ પરિણામ હું ધારૂં છું. કુટુંબ કલેશથી ભાઇ–ભાઇનો ઘાત કરવા તત્પર થશે એ હું બરાબર જાણું છું. નાથ! સાહસનો ત્યાગ કરો. પરસ્પરના કલહથી શું ફળ પ્રાપ્ત થયું એ કૌરવ–પાંડવના દૃષ્ટાંતથી વિચારો. હા, એ કલેશથી કુરૂક્ષેત્રના મયદાનમાં કેવું ભયંકર યુદ્ધ ઉપસ્થિત થયું હતું? અરે! તેમાં અસંખ્ય વીર યોદ્ધાઓ આ ભારતભૂમિને સંતાન વિહીન કરી ચીરકાળની નિદ્રામાં સૂતા હતા. હાય! એ વીર નરોના અવશાનથી આ ભારત આજપર્યંત નિર્માલ્ય અને વીર વિહીન થઈ છે. હાય! તે વીર પુત્રોની વસુધા આજે કેવી દેખાય છે તે વિચારો. હા કુસંપથી આ આર્યાવર્ત્તની અધોગતી કેવી થઈ છે એ એક વિદ્વાન કવિનાં નીચેનાં વાક્યોથી સમજાશે.

## હરિગીત.



કરૂણારસે ભરપૂર આ કુરૂક્ષેત્ર ભૂમિ જોઇ લ્યો;
ને બાંધવોમાં વૈરનું પરિણામ જોઈ રોઈ લ્યો.
નિજ દેશના દુર્દૈવનું જોતાં ભયાનક ચિત્ર આ;
વજ્ર સમું હૈયું ગળી પાણી બને મિત્ર હા!

ભારત તણું ભારત અરે તેં નાશ કીધું સર્વ હા,
ને ભરતકુળનો ભાગ્ય રવિ તેં અસ્ત કીધો સર્વદા;
રણભૂમિ કુરૂક્ષેત્ર કૌરવ પાંડવોની જે હતી,
શોકાર્ત ગાંધારી તહિં શ્રીકૃષ્ણને બતલાવતી

દુઃશીલ દુર્યોધન કદી શઠ હઠ તજત જો આપની,
શ્રીકૃષ્ણ શિષ્ટાઇ તણાં હિત વાક્ય જો માનત કદી;
તો દેશ ના ડૂબત કદી રણરક્ત પારાવારમાં,
લેઈ ડૂબે છે એક પાપી નાવ પાપાચારમાં.

નિશ્ચિંત થઈ બેસી રહેવું એ મહા દુષ્કર્મ છે,
ન્યાયાર્થે નિજના બંધુને પણ દંડ દેવો ધર્મ છે;
એ તત્વ પર વીર પાંડવો કૌરવ તણા સાથે લડ્યા,
સૌ ભવ્ય ભારતવર્ષના રણવીર રણ માંહિં પડ્યા.

હા ભાઇના હાથે અરે ભાઈ કપાઇ કંઇ ગયા,
ને તાતથી સુત શિષ્યથી ગુરૂ કંઈક નિધન ગયા;
ઇચ્છા રહિત પણ વીર પાંડવ સજ્જ થયા રણમા અહો!
કર્તવ્ય વશ વિદ્વાન જન શું શું નથી કરતા કહો!

ઉપમા જગતમા જેમની માટે ન કવિઓને મળી,
નિર્દોષ નિર્મળ કીર્તિરૂપી કૌમુદી જેની ખીલી;
જેને હતું નહિ કાર્ય કોઈ વિશ્વ માંહિ અસાધ્ય હા,
કુરૂવૃદ્ધ ભીષ્મપિતા અહા ને આજ શરસેજે પડ્યા.

ભૃગુરામ સમ બલધામ શ્રીગુરૂવર્ય દ્રોણાચાર્ય આ!
વિખ્યાત જેનાં લોકમાં અદ્ભુત અલૌકિક કાર્ય હા!
ત્યાગ્યો તનુથી પ્રાણ પણ ત્યાગ્યો ન પુત્ર સ્નેહને,
અંતર બળે અંગારથી મૃત દેખી બ્રાહ્મણ દેહને!

જેના પ્રતાપે પાંડવો ઝાંખા જણાતા સર્વદા,
સંગ્રામમાં જેના સમો કો વીર ના જોયો કદા;
તે કર્ણ પણ નિજ પુત્ર સાથે આ અહિં રણમાં પડયો,
કેશવ જણાવું દુઃખ શું જ્યાં દુઃખ સિંધુ ઉલટયો.

હા ! સૌ અનર્થનું મૂળ આ શકુની અરિ કુરુકુળનો,
તે જોઈ આ હાલે પડયો નહિ પાર મારા શૂળનો;
ઘેરી રહ્યા કંઈ કાગ શબને ચુંથતા કંઈ ગીધ હા !
કળ બળ બધું એ કાળ સામે થાય જરીએ સિદ્ધ ના !

હા ! પુત્ર પૌત્ર વિહીન દીન હું શોક તે કોનો કરૂં ?
રે મર્ણ રાત્રે માગતાં (-) દુઃખ પામતી વેલી મરૂં;
જેની ચરણ રજમાં ઘસાતા મુકુટમણિ ભૂપતિ તણા,
તેનાં જડિત મણિ મુકુટ શીર ધટ ધૂળ રોળાતાં ઘણાં.

આ યુદ્ધથી કુરુવંશનો જ વિનાશ કહેવો ભૂલ છે,
નક્કી થયો આ સર્વ ભારતદેશ નાશ સમૂળ છે;
કંઈ પાંડવોના પક્ષના કંઈ કૌરવોના પક્ષના,
રે નાશ પામ્યા એ રીતે કંઈ ક્ષત્રીઓ રણમાં ! હા !
એ દીન કૌરવ પાંડવોનો શોકમય સંગ્રામ આ,
વિદ્વેશ એક બીજા તણાનું નાશ એ પરિણામ હા !
એ કુરુનાં કૃત્ય દેખ સ્મરણમાં તે આર્ય પણ સમજતાં નથી.
દુઃખ પામતાં પણ આર્યજન સન્માર્ગમાં વળતા નથી !
સૌ લોક સંપીને રહો ઈર્ષ્યા પરસ્પરની તજી,
ભારત ન આરત પામને સંતાન મહાભારત ન તે;
બળ બુદ્ધિ વિદ્યા શૌર્ય સાહસ સુખ સ્વપ્નાવત થયું.
ભારત તણા સંગ્રામમાં સર્વસ્વ સ્વાહા થઈ ગયું !

નાથ ! આવું ન થવા પામે તે માટેજ હું કહું છું. મારી અગમચેની ખરી છે. મારા સૌભાગ્યસૂર્ય ! જો કે મારા શબ્દો આપને અત્યારે નહિ રૂચતા હોય પણ આ અંતરાત્મા બળાત્કારે બોલાવે છે. પવિત્ર આત્મા અચળગઢનો સુખ સૂર્ય અંધકારમાં ન ડૂબે તેને માટે ભવિષ્ય વાણી પોકારે છે. પ્રભુ ! માનો, આ કિંકરીના શબ્દો માનો અને

મિથ્યા ગર્વનો ત્યાગ કરો. નાથ ! આપણો ધર્મ—આપણાં કર્મ વગેરે સંભાળો અને દુષ્ટ ગર્વને હૃદયમાં સ્થાન ન આપો. સાંભળોઃ—

ધરો કાંઈ હિત શિખામણ ધ્યાન, ગર્વથી નથી નાથ કલ્યાણ;
કુસંપે રચ્યું કોણ આરામ, મેળવ્યું કોણે મહીમાં માન.
અભિમાન પર્વત છે મોટા, હેઠળ ઉંડી ખાઈ;
ચઢ્યા પડ્યા નર પછડાયા, છરમાં ગયા ઘુંદાઈ-ધરો.
લંકપતિ પણ લંક ન લાધ્યો, રણમાં ગયો રોળાઇ,
હિરણ્યાક્ષ ને હિરણ્યકશ્યપ જબર જંગ બે ભાઇ;
નરસિંહ રૂપે નખે વધેર્યા, માને ગયા મરડાઇ-ધરો.

સતી દ્રૌપદી.

આમ બોલતી રંભાની આંખોમાંથી એકદમ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. બોલતાં બોલતાં તેનો કંઠ રૂંધાવા લાગ્યો. તે દીન વદને રણજીતના સામે જોઈ રહી.

રણજીત તેનાં વચનોથી ઉશ્કેરાયો. કહ્યું છે કે માણસનું ભાગ્ય જ્યારે અંધકારમાં ડૂબવાનું હોય છે ત્યારે તેને સારાસારનું ભાન રહેતું નથી. તેને સારી શીખામણ આપનાર તે સમયે શત્રુ જેવાં લાગે છે અને હાજી હા કરનાર મિત્ર સ્વરૂપે સમજાય છે; પણ જ્યારે ભાગ્યચક્રના ચમત્કાર નજરે પડે છે ત્યારે શીખામણ આપનાર યાદ આવે છે. ભાગ્યને આધિન થયેલા રણજીતને રંભાના શબ્દો કાંઇ અસર કરી શકયા નહિ. તે ગુસ્સાથી લાલચોળ બની બોલી ઉઠયોઃ— "રંભા ! મારે કંઇ કરવું ના ન કરવું એ મારી મરજીની વાત છે. શું તારાથી કંઇ થઈ શકે એમ છે ?"

અમે રંક અબળાઓ શું કરી શકીએ એમ છે ? અમારૂં જ્યારે ન ચાલે ત્યારે અશ્રુ વિસર્જન કરી બેસી રહીએ. પ્રભુ ! કરવું ન કરવું એ આપના હાથમાં છે. અમે તો આપને આધિન છીએ. અમારૂં ભાગ્ય સ્વામીના સ્નેહમાંજ સમાએલું હોય છે. એક વિદ્વાને કહ્યું છે કેઃ—

નર જાત સુખી હશે કંઇ, મહાલતા સ્વછંદથી;
પણ નારીને સેવા વિના, નહિ કર્મમાં બીજું કંઈ

આમ કહેતાંજ રંભા રડી પડી. રણજીતને તેની દયા આવી. તેનો ક્રોધ નરમ પડી ગયો. વીર રણજીત ઉભો થયો અને તેને છાતી સરસી ચાંપી કહેવા લાગ્યો:—“ વ્હાલી ! શા માટે ઓછું લાવી રડે છે. તું મારા તન મનની માલીક છે. તું પરતંત્ર નથી પણ સ્વતંત્ર છે. જે સ્થળે સ્ત્રીનું સન્માન છે, ત્યાંજ સ્વર્ગ સુખ છે અને જ્યાં તેને દુ:ખ છે તે સ્થળ શ્મશાન તુલ્ય છે. એ મહામંત્રનું રહસ્ય હું પૂરેપૂરૂં સમજું છું. શાણી શાન્ત થા; હાલ મારૂં મન અસ્થિર છે. પિતાજીને મુક્ત કરવા કે નહિ તેનો હું વિચાર કરી જોઇશ અને નિર્ણય થતાં તારૂં કહેવું માન્ય કરીશ. દેવી ! થોડા દિવસ ધીરજ ધરીને જોયા કર કે શું થાય છે. ”

“ નાથ ! મ્હેં વળી એમ પણ સાંભળ્યું છે કે, કોઇક બહારવટીઓ આપણી સરહદ પર તોફાન મચાવે છે; એ શું સત્ય વાત છે ? ” રંભાએ પૂછ્યું.

“ હા, એ વાત મ્હેં પણ સાંભળી છે. તેનો બંદોબસ્ત કરવાનું કિશોરને ફરમાન કર્યું છે. ” હું...રણજીત આગળ બોલતાં અટક્યો, એવામાં દ્વારરક્ષક અંદર આવ્યો અને માથું નમાવી કહેવા લાગ્યો:— “ મહારાજ ! દ્વાર સમિપે સેનાપતિ કિશોરસિંહ પધાર્યા છે અને તે આપ નામદારશ્રીની મુલાકાત લેવા ઇચ્છે છે. ”

“ શું અત્યારે ! વારૂ, જાઓ તેમને સન્માનથી અંદર લઇ આવો. ” રણજીતે આજ્ઞા આપી.

દ્વારપાળ ચાલ્યો ગયો અને થોડીવારમાં કિશોરસિંહ ત્યાં દાખલ થયો. રંભા અંદરના ભાગમાં ચાલી ગઈ અને ત્યાં ઉભી ઉભી બન્નેની વાતો સાંભળવા લાગી. કિશોરને ત્યાં પડેલા આસન પર બેસવાનું કહી રણજીતે પૂછ્યું:—“ કાં કિશોરસિંહ ! આ કાળી રાત્રે એકાએક આવવું શા કારણથી થયું છે ? ”

“ મહારાજ ! આ ભયંકર રાત્રે અને આ સમયે મારૂં આવવું અગત્યનું છે. મારે જે સમાચાર જણાવવાના છે તે પણ અગત્યનાજ છે. ” કિશોરે જણાવ્યું.

"એવા તે શું અગત્યના સમાચાર છે કે જે જણાવ્યા અગાઉ તમે દિલગીર બની જાઓ છો ?" પુનઃ રણજીતે પૂછ્યું.

"સમાચાર શોકના છે. પિતાશ્રી મહેલમાંથી પસાર થયા છે."

તે આગળ બોલે એ પહેલાંજ રણજીત ગર્જી ઉઠયોઃ—"શું બાપુ નાસી ગયા ? અરે શું ત્યાંના પહેરેગીરો ગફલતમાં રહ્યા ? કિશોરસિંહ ! આ સમાચાર તમે કયાંથી મેળવ્યા ?"

"મહારાજ શાન્ત થાઓ; હું સર્વ હકીકત જણાવું છું." કહી કિશોરે તમામ હકીકત તેને કહી સંભળાવી.

રણજીતના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે મોટેથી બૂમ મારી મહેલના પહેરેગીરોને બોલાવ્યા અને તેમને એકદમ અંગારસિંહની શોધમાં દોડાવ્યા. તે પછી પોતે પણ અસ્ત્ર શસ્ત્ર સજી તપાસને અર્થે એકાન્ત મહેલ તરફ પ્રયાણ કર્યું. ત્યાં ઉભી રહેલી રંભા આ સમાચાર સાંભળી મહેલની અંદર ચાલી ગઈ.

---

## ૧૫

## કલ્યાણસિંહની છાવણી.

લેખ કર્મના શું ટળે, સજ માનવ તું શુદ્ધ;
કર્મયોગથી તો થયું, પાંડવ કૌરવ યુદ્ધ.

નિશાદેવીનો ઘોર અંધકાર નષ્ટ થયો. પ્રભાતનો ઝાંખો પ્રકાશ જગત પર પથરાવા લાગ્યો. પક્ષીઓ કિલકિલાટ કરતાં ચારો ચરવા નીકળી પડયાં. સ્હવારનો શિતળ પવન વાવા લાગ્યો. તરૂવરોમાંથી સુવાસ ફેલાવા લાગી. આવા શાન્ત અને રમણિય સમયે અચળગઢથી દૂર આવેલા પ્હાડી પ્રદેશમાં થઈને ત્રણ ઘોડેસ્વારો પૂર ઝડપે ચાલ્યા જતા હતા. તે ઘોડેસ્વારોમાં એક તો મહારાજા અંગારસિંહ અને બીજા બે તેમને મૂક્ત કરનાર પુરૂષો હતા. તેમણે ઘણી લાંબી મજલ કરી હતી. રસ્તામાં ચાલતાં અંગારસિંહે તે બન્ને જણાને ઘણી વખત પૂછ્યું હતું કે હવે તમે તમારી ઓળખાણ આપો ત્યારે તેઓ એટલુંજ કહેતા કે સમય આવ્યે ઓળખાણ આપીશું; હાલ તો અમારી

સાથે મુંગેમુંગા ચાલ્યા કરે. એવી રીતે ચાલતા ચાલતા તેઓ એક પર્વતની ખીણમાં આવેલી ઘનઘોર ઘાડી ઝાડી આગળ આવી પહોંચ્યા. અહિં પગ રસ્તો પૂરો થતો હતો અને ઝાડીમાં જવાનો નાનો માર્ગ શરૂ થતો હતો. ત્રણે જણા ઝાડીમાં જવાનો વિચાર કરવા લાગ્યા. તેઓ તેમના ઘોડા આગળ ચલાવે એ પહેલાં તો ત્રણ શસ્ત્રધારી બળવાન સૈનિકો એ વિકટ ઝાડીમાંથી બહાર નીકળી આવ્યા અને ત્રણેના ઘોડાઓની લગામ પકડી પૂછવા લાગ્યા:—"તમે કોણ છો ને આવી રીતે ભરાતા છૂપાતા ક્યાં જાઓ છો ?"

અંગારસિંહની સાથેના વિરૂપ આકૃતિવાળા પુરૂષે એક સત્તાધિશની માફક જવાબ આપ્યો કે:—"આ સ્થળે અચળગઢના યુવરાજ છાવણી નાંખીને રહેલા છે તેમને અમે મળવા આવ્યા છીએ."

"તેમને મળતા પહેલાં તમારે તમારી ઓળખાણ આપવી પડશે. કારણ કે અજાણ્યા અને હથીઆરબંધ માણસોને આ ઝાડીમાં જવાની સખ્ત મનાઈ છે." એક સૈનિકે જણાવ્યું.

"યુવરાજની છાવણી અહિં છે કે બીજે તેતો જણાવ ?" અંગારસિંહે પૂછ્યું.

"હા, અહિંજ છે. તમારે તેમનું શું કામ છે ?" પુનઃ તે સૈનિકે પૂછ્યું.

"અમારે તેમની સાથે એક અગત્યનું કામ છે. અમે અહિં ઉભા છીએ. તમે અંદર જાઓ અને યુવરાજને જણાવો કે મહારાજા અંગારસિંહ આવી પહોંચ્યા છે." વિરૂપ આકૃતિએ કહ્યું.

"મહારાજા અંગારસિંહ ક્યાં છે ?" સૈનિકે પૂછ્યું.

"હું પોતેજ અંગારસિંહ છું." કહી મહારાજાએ ઝભ્ભો દૂર કરી તેને મુખ દેખાડ્યું. સૈનિકો મહારાજાને સારી રીતે ઓળખતા હતા. અંગારસિંહને મુક્ત થઇ આવેલા જોઈ તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમાંના બે ત્યાં ઉભા રહ્યા અને એક ખબર કહેવા અંદર દોડ્યો.

વાંચકો ! યુવરાજ કલ્યાણસિંહે આ સ્થળેજ પડાવ નાંખ્યો હતો.

તેના અંગરક્ષકો અને મિત્રો કયારનાએ તેને આવીને મળ્યા હતા. આ વિકટ ઝાડીમાં નાની નાની રાવડીઓ બાંધી તે સઘળાએ નિવાસ કર્યો હતો. તેમની વચમાં યુવરાજને માટે એક તંબુ ઉભો કરવામાં આવ્યો હતો. રાવડીઓની બીજી બાજુએ અશ્વોને બાંધ્યા હતા. અંગરક્ષકો અને મિત્રો મળી આશરે બસો માણસો યુવરાજના સુખ દુઃખમાં ભાગ લેનારા હતા. તે ઉપરાંત કલ્યાણના મિત્રોએ પ્હાડી પ્રદેશમાં ફરી જંગલી ભીલ લોકોને લાલચ અને રાજ્યનિષ્ઠા સમજાવી એકઠા કર્યા હતા. ભીલ લોકોની સંખ્યા પણ લગભગ ત્રણસો માણસોની હતી. આવી રીતે પાંચસો માણસનું નાનકડું લશ્કર ઘનઘોર ઝાડીમાં નિવાસ કરતું હતું. આ ઝાડી એટલી તો લાંબી અને પહોળી હતી કે તેમાં અસંખ્ય માણસો છુપાઈ રહે તો પણ કોઇને ખબર પડે નહિ. ભીલ સરદાર ગુલાબસિંહ યુવરાજની આજ્ઞા ઉઠાવવાને તત્પર રહેતો. યુવરાજે તેને અચળગઢની સરહદનું નાકું રોકવાનું ફરમાન કર્યું હતું. ગુલાબસિંહ તેની ટોળીની સાથે સરહદની ખીણોમાં છુપાઈ રહેતો અને નગરમાંથી જતા આવતા માલને લૂંટતો હતો. લૂંટી આણેલો માલ છાવણીમાં આવતો અને તે દ્રવ્યની મદદથી માણસોની ભરતી કરવામાં આવતી હતી. કેળવાએલા સરદારો નવિન માણસોને યુદ્ધનું શિક્ષણ આપતા હતા. આવી રીતે આ પહાડી પ્રદેશની વિકટ ઝાડીમાં કાર્ય ચાલી રહ્યું હતું.

"પ્રાતઃકર્મથી પરવારી યુવરાજ તંબુની બહાર આમ તેમ ફરતો હતો, એવામાં પેલો સૈનિક ત્યાં દોડી આવી મહારાજાના આગમનના સમાચાર જણાવ્યા. આ સમાચાર સાંભળી યુવરાજ પ્રથમ તો આશ્ચર્ય ચકિત થઈ ગયો. તેને સ્વપ્ને પણ આશા નહોતી કે મહારાજા એકાએક આવી તેને મળશે. મહારાજાને મુક્ત કરાવવાને ભવિષ્યમાં ભયંકર યુદ્ધ કરવું પડશે એવા નિર્ણય પર આવેલા કલ્યાણને મહારાજાની ખબર મળતાં અત્યંત આનંદ થયો અને ક્યાં છે મારા પૂજ્ય પિતાશ્રી એમ કહેતો યુવરાજ સિપાહીની સાથે સામો આવ્યો. જોત જોતામાં સરદારો અને ભીલ સૈનિકો એકઠા થઈ ગયા અને

યુવરાજની પાછળ ચાલ્યા.

કલ્યાણસિંહે સિપાઈઓની સાથે ઝાડી બહાર આવીને જોયું તો તેને ત્યાં ત્રણ ઘોડેસ્વારો ઉભેલા જણાયા. તેણે તત્કાળ મહારાજાને ઓળખ્યા અને સજળ નયને તેમની સમીપ દોડી જઈ "એ મારા પિતા !" કહી પ્રણામ કર્યા.

અંગારસિંહે અશ્વ પરથી ઉતરી પુત્રને ગાઢ આલિંગન આપ્યું. કલ્યાણની સાથે આવેલું મંડળ તેમને ઘેરો ઘાલી ઉભું રહ્યું. સઘળાએ મહારાજા અંગારસિંહની જય ગર્જના પોકારી. તે પછી યુવરાજ સર્વને સન્માનથી તંબુમાં લઈ આવ્યો તંબુમાં આવી અંગારસિંહ તથા તેમના સાથીદારો હાથ મુખ ધોઇ નિવૃત્ત થયા અને કલ્યાણની પાસે બેસી વાતો કરવા લાગ્યા. અંગારસિંહે પોતાના મુક્ત થવાની તમામ હકીકત કહી સંભળાવી. કલ્યાણે પિતાને છોડાવનાર માણસો સામે જોયું અને વિવેકથી તેમનો ઉપકાર માન્યો. પછી તેણે તેના પિતાને પૂછ્યું:–' બાપુ ! આ સ્વદેશભક્તો કોણ છે ?"

"કલ્યાણ ! ખરી ખૂબી તો એમાંજ સમાએલી છે. જો કે તેઓએ મને મુક્ત કર્યો છે; પણ હજી હું પોતે તેમને ઓળખતો નથી કે તેઓ કોણ છે. મ્હેં તેમને ઘણી વખત પૂછ્યું પણ તેમણે સમય આવ્યે કહીશું એમ જણાવ્યું હતું." અંગારસિંહે દૂર બેઠેલા કાળા ઝભ્ભાધારી મિત્રોને કહ્યું:–" આવો, મારા શુભેચ્છકો આવો ! દૂર શા માટે બેઠા છો ?" બન્ને જણા મહારાજાની નજદીક જઇ ઉભા રહ્યા.

તેમના મુખ સામે જોઇ યુવરાજે પૂછ્યું:–" બંધુઓ ! તમે ઘણું ઉત્તમ કામ કર્યું છે. સખ્ત બંદોબસ્તમાંથી પિતાને છોડાવવા તમે અપૂર્વ સાહસ ઉઠાવ્યું છે. હું અને મહારાજા તમારા ઉપકારી છીએ. બંધુઓ ! હવે કૃપા કરી જણાવો કે તમે કયા કુળને શોભાવો છો અને આ સંસારમાં શું નામથી ઓળખાવો છો ?"

કલ્યાણના વચનો સાંભળી વિરૂપ આકૃતિવાળાએ તેના સાથીદાર સામે જોયું એટલે તે યુવાન કહેવા લાગ્યો:–" અમારો ઉપકાર

માનવા જેવું કંઈજ નથી; ઉપકાર તો અમારે માનવાનો છે કે પુજ્ય મહારાજાના અન્નથી અમારૂં પોષણ થયું છે. અમે મહારાજાને માટે જે કાંઇ કરીએ તે ઓછુંજ છે. યુવરાજ! હું જાતે રજપૂત છું. મ્હેં મહારાજાની સેવામાં ઘણાં વર્ષો ગુજાર્યાં છે. મારૂં નામ રામપાળ છે. હાલમાં હું આ ઉભેલા વીર યુવકની સેવામાં છું."

"ધન્ય છે! વીર રજપૂત તને ધન્ય છે! તું ખરેખરો રાજભક્ત છે. વારૂ, વીર યુવક! હવે તમે તમારો પરિચય કરાવી કૃતાર્થ કરો." યુવરાજે કહ્યું.

"મારી ઓળખાણ હું પોતેજ આપું તે પહેલાં તમે જાતેજ ઓળખી લ્યો કે હું કોણ છું." કહી તેણે પાસે પડેલા પાત્રમાંથી જળ લેઈ પોતાનું મુખ ધોઇ નાંખ્યું.

તેણે મુખ પર રંગ લગાડયો હતો તે રંગ જતાં તેનું ગૌર મુખ સાફ જણાયું. માથેથી ફેંટો દૂર ફેંકતાં લાંબા વાળ કાળા નાગની માફક તેની પીઠ પર પથરાયા. કલ્યાણ અને મહારાજા તેને ઓળખી ગાંડા જેવા બની ગયા અને હર્ષથી તેની પાસે દોડી જઇ બોલી ઉઠયાઃ—"ઓહ્! કોણ પુત્રી કમળાકુમારી!?"

"હા બાપુ! આ તમારી કમળા પોતેજ છે." કહી કમળાએ પિતાના ચરણમાં પ્રણામ કર્યાં.

કલ્યાણે બહેનને હાથ ઝાલી ઉભી કરી. તે પછી કમળાએ અચળગઢની સ્થિતિની સઘળી હકીકત કહી સંભળાવી. છેવટમાં તેણે જણાવ્યું કે પિતાને છોડાવવામાં રજપૂત સરદાર રામપાળે મને ઘણી મદદ કરી છે. અમે બન્ને જણાં સેનાપતિ કિશોરસિંહનાં પણ અત્યંત ઉપકારી છીએ કારણ કે આખા અચળગઢમાં અમારો મદદગાર તેના સિવાય બીજો કોઇ નથી. અમે આ ભયંકર કાર્ય તેની મદદ વડેજ પૂર્ણ કર્યું છે. કિશોરસિંહ ખરેખરો રાજભક્ત છે. તે માણસના અવતારમાં દેવ છે.

"શું કિશોરસિંહ આપણો મદદગાર છે?" મંગારસિંહે વિચારમાંથી જાગૃત થઇ પૂછ્યું.

"હા, તે દૈવી પુરૂષ પરોપકારી અને સત્યને ચાહનારો છે." કમળાએ કહ્યું.

"ખરૂં છે. જેવો વિક્રમાજીત વફાદાર છે એવોજ તેનો પુત્ર કિશોર રાજભક્ત છે. દેવના દીકરા દેવ હોય એમાં શું નવાઇ?" અંગારસિંહે ઉદ્‌ગાર કાઢ્યા.

"બાપુ! આપની ભૂલ થાય છે. જેમ સમય જાય છે તેમ પવિત્ર વિક્રમાજીત ધર્મભ્રષ્ટ થતો જાય છે. તેની નવી સ્ત્રી અરે! કે જે રાક્ષસી છે તેના પ્રભાવે વિક્રમાજીતમાં ફેરફાર થતો જાય છે. ઝેરી નાગણનું વિષ તેના હૃદયમાં ઉંડું ઉતરતું જાય છે. તે રાક્ષસી સ્ત્રી મહારાણીના પદની ઇચ્છા રાખે છે અને તેથી વિક્રમાજીત રાજલોભ રાખે છે." કમળાએ સર્વ વાત જણાવી.

"શું વિક્રમાજીત રાજલોભી છે? કમળા! શું તું ખરૂં કહે છે? ના, ના, પવિત્ર વિક્રમાજીતમાં નીચ વૃત્તિનો પ્રભાવ કદાપિ થાયજ નહિ. કમળા આ સઘળી વાત તું કયાંથી જાણે છે?" અંગારસિંહે સંશયયુક્ત થઇને પૂછ્યું.

"બાપુ! હું સત્ય કહું છું. માણસનું મન સદાકાળ નિર્મળ રહેતું નથી. વિક્રમાજીતની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. સેનાપતિ કિશોર તેની નવી માતાનાં દરેક કારસ્થાન જાણે છે. તેણેજ મને આ વાત સમજાવી છે અને ભવિષ્યમાં કંઇ ભયંકર બનાવ ન બને તેને માટે અત્યારથીજ તે દેશભક્ત છુપી દેખરેખ રાખે છે."

"ત્યારે સમય આવ્યે કિશોરસિંહ આપણો મદદગાર થશે ખરો!" કલ્યાણે કહ્યું.

"હા, તે આપણો મદદગારજ છે. સમય આવ્યે પ્રાણ આપવા પણ પાછો હઠશે નહિ." કમળે જણાવ્યું.

આવી રીતે આડી અવળી અનેક વાતો કર્યાં બાદ ભવિષ્યમાં શું પગલાં ભરવાં તેનો વિચાર તેઓ કરવા લાગ્યાં. અંગારસિંહે પ્રભુ-ભક્તિ કરવાને માટે જંગલમાં ચાલ્યા જવાની ઇચ્છા બતાવી ત્યારે કલ્યાણસિંહે જણાવ્યું કેઃ–"જ્યાં સુધી દગાખોરોને દંડ દીધો નથી

તેમજ જ્યાં સુધી અચળગઢનું રાજતંત્ર સ્થિર થયું નથી ત્યાં સુધી આપનાથી ક્યાંઇ જવાશે નહિ. હું મારા સૈનિકો સાથે અચળગઢ પર ચઢી જઈશ અને તમને દુઃખ દેનાર દગાખોરોને પકડી તમારા ચરણમાં રજુ કરીશ. મારી ફક્ત આટલીજ ઈચ્છા છે. એ ઈચ્છા પૂરી થતાં આપ સુખેથી પ્રભુભક્તિમાં દિવસો નિર્ગમન કરવા ચાલ્યા જજો."

"ભાઇ! તું આટલા સો-બસો સરદારોની સ્હાયથી અચળગઢના અજય સૈન્ય સામે શી રીતે ટક્કર ઝીલી શકીશ?" અંગારસિંહે પૂછ્યું.

"મારી પાસે મહા બળવાન વીર યોદ્ધાઓ છે. તે સઘળાને હું આ ક્ષણેજ આપની રૂબરૂ બોલાવુંછું." કહી કલ્યાણસિંહે એક સરદારને બોલાવી રણશિંગુ ફુંકવાની આજ્ઞા કરી. રણશિંગાનો ઘોર નાદ પર્વત-પ્રદેશમાં ફેલાઇ ગયો. તે નાદ સાંભળી છુટાછવાયા ફરતા ભીલ લોકો શસ્ત્રયુક્ત થઇ ત્યાં દોડી આવતા જણાયા. જોતજોતામાં ત્યાં એક મોટું સૈન્ય એકઠું થઇ ગયું.

ભીલ સરદારે આગળ આવી પૂછ્યું:-"કાં મહારાજ! સેવકને શું ફરમાન છે? શું અચળગઢ પર આજેજ ચડાઇ કરવી છે? બોલો! બોલો! આ સઘળા વીરો રણઘેલા બની યુદ્ધમાં ઝઝવાને ક્યારનાએ આતુર થઇ રહ્યા છે."

કલ્યાણસિંહ આ સાંભળી હર્ષમાં આવી જઇ કહેવા લાગ્યો:-"મારા સુખ દુઃખના ભાગીદાર બંધુઓ! અચળગઢ પર ચઢી જવાનો સમય હવે નજદીક આવતો જણાય છે. આજે તમને અહિં એકત્ર કરવાનું મુખ્ય કારણ તો એ છે કે જેને માટે હું આજપર્યંત શોકાતુર રહેતો હતો તે મારા પિતાશ્રી પ્રભુકૃપાએ અને આ મારી વ્હાલી બહેનના પ્રયાસે એકાન્ત વાસમાંથી મુક્ત થઇ આપણી પાસે આવી પહોંચ્યા છે. તેઓ તમને જોવાને અત્યંત આતુર હતા તેથી તમને બોલાવવાની જરૂર પડી છે."

"વીરાઓ! આજે આ સ્થળે યુદ્ધકવાયત કરી મહારાજને દેખાડી આપો કે અમારામાંનો એકજણ અચળગઢના દસ-દસ સૈનિ-

કોને પૂરો પડે એવો છે કે નહિ?" આટલું કહી યુવરાજે ગુલાબ-સિંહ નામના સરદાર સામે જોયું.

પ્રચંડ વીર ગુલાબસિંહ ભીલ લોકોને વ્યવસ્થાપૂર્વક ગોઠવી યુદ્ધની કવાયત કરાવવા લાગ્યો. યુદ્ધ કૌશલ્યમાં તૈયાર થએલા ભિલ સૈનિકોએ તલવાર કટાર બંદુક ભાલા તીરકામઠાં વગેરેના પ્રયોગો કરી બતાવ્યા; જે જોઈને મહારાજા ખુશ ખુશ થઇ ગયા અને મુક્તકંઠે સરદાર ગુલાબસિંહની પ્રસંશા કરવા લાગ્યા. તે પછી દરેક સૈનિક મહારાજાને નમન કરી ચાલવા લાગ્યો. જોત જોતામાં સઘળા વીરો તે ઘનઘોર ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયા.

મહારાજાની આગળ ગુલાબસિંહ અને ફક્ત દસ સૈનીકો ઉભા હતા તેઓ જવાની તૈયારી કરતા હતા એવામાં એક ભીલે ત્યાં દોડી આવી ગુલાબસિંહના કાનમાં કંઈક વાત કહી. વાત સાંભળતાંજ વીર ગુલાબસિંહ પોતાના દસ સૈનિકોને લેઇ ત્યાંથી દોડી ગયો. સઘળાં આશ્ચર્ય પામી તેની પાછળ જોઇ રહ્યાં. કમળાએ તેના એકાએક દોડી જવાનું કારણ ભાઇને પૂછ્યું. યુવરાજે જવાબમાં જણાવ્યું કે "તે વીર સરદાર કંઇક અગત્યના કામને અર્થેજ દોડી ગયો હશે. થોડા વખતમાં જે હશે તે જણાશે," કહી યુવરાજ સર્વને લઇ ભોજન કરવા બીજા તંબુમાં ગયો.

ગુલાબસિંહ પોતાના દસ સૈનિકો સાથે ઝાડીની બહાર નીકળ્યો અને કહેવા આવનાર માણસને આગળ દોડાવી તેની પાછળ ઝડપથી જવા લાગ્યો. થોડી વારમાં તે એક પહાડની ખીણના મુખ આગળ આવી પહોંચ્યો. ત્યાં તેના સૈનિકોની એક નાની ટોળી ઉભેલી હતી અને તેમાંના માણસો હાથ લાંબા કરી કંઈક જોતા હોય એમ જણાતું હતું. ગુલાબસિંહે ત્યાં આવી પોતાને બોલાવવાનું કારણ પૂછ્યું. જવાબમાં એક સૈનિકે લાંબો હાથ કરી એક ગાડું ચાલી આવતું બતાવ્યું. ગુલાબસિંહે લાંબી નજરે જોયું તો જણાયું કે કંઈક માલથી ભરેલું ગાડું આ તરફ આવે છે અને તેની આસપાસ વીસેક સિપાહીઓ ચાલ્યા આવે છે. ગુલાબસિંહે સઘળાને ખીણમાં છૂપાઈ જવાની આજ્ઞા

આપી. બીજા વીરો છૂપાઈ ગયા. ગુલાબસિંહ પણ ત્યાંજ એક ઝાડને ઓથે છૂપાઇ રહ્યો ને આવતા ગાડા તરફ નજર રાખવા લાગ્યો.

ગાડું થોડા વખત પછી ત્યાં આવી પહોંચ્યું. તેની અંદર કંઇક સામાનની પેટી પેક કરેલી હતી. ગાડાની આસપાસ વીસેક શસ્ત્રધારી સિપાહીઓ ચાલતા હતા. ગાડું આગળ ચાલવા લાગ્યું કે તરતજ ગુલાબસિંહે બહાર નીકળી ખોંખારો કર્યો. નિર્જન સ્થાનમાં માણસનો અવાજ સાંભળી સિપાહીઓએ ચમકીને પાછળ જોયું તો તેમની નજરે પ્રચંડ વીર ગુલાબસિંહ ચાલ્યો આવતો જણાયો. "અલ્યા ! આતો બહારવટીયો !" કહી સઘળા સિપાહીઓ ભય પામી તેની તરફ જોવા લાગ્યા.

એવામાંજ ગુલાબસિંહે તેમની પાસે આવીને દમબેર પૂછ્યું:– "ઉભા રહો અને જણાવો કે આ ગાડામાં શું છે ?"

તેને નિઃશસ્ત્ર જોઇ સિપાહીઓનો જમાદાર આગળ આવી કહેવા લાગ્યો:–"ગાડામાં ગમે એ છે તેનું તારે શં કામ છે ? તું અમને પૂછનાર કોણ છે ? તારૂં નામ શું છે ?"

"અલ્યા મૂર્ખાઓ સાંભળો ! મારૂં નામ ગુલાબસિંહ ફક્કડ છે. હું આ પર્વતપ્રદેશનો રાજા છું. જો જીવવું હોય તો જણાવો કે આ ગાડામાં શું ભર્યું છે ?" ગુલાબસિંહે રોફમાં કહ્યું.

"અલ્યા અમે કંઇ તારાથી ડરી જઇએ એવા નથી. આ તલવારો જોઇ છે ?" જમાદારે જણાવ્યું.

"આ વીરની આંખ ફાટતાં તમારી તલવારો નીચે જમીન પર પડી જશે; અને તમે યમપુરી તરફ સીધાવશો." કહી ગુલાબસિંહ હસવા લાગ્યો.

જમાદાર જો કે મનમાં ભય પામ્યો હતો પરંતુ ઉપરથી હિંમત રાખી પુનઃ તેને કહેવા લાગ્યો–"ભાઇ ! અમારે જલદીથી અમારે મુકામે જવું છે. અમે તારી સાથે ઝઘડો કરવા નથી ઇચ્છતા. તું પૂછે છે કે આ ગાડામાં શું છે તો સાંભળ હું તને કહું. આ ગાડામાં સરકારી તીજોરી છે. અમે વીરપુરથી અચળગઢ જઇએ છીએ. અમે

મહારાજા રણજીતસિંહના સેવકો છીએ. બોલ ભાઈ હવે તારે કાંઇ પૂછવું છે ?"

"બસ મારે એજ જાણવું હતું. હવે તમે આ ગાડામાંની તીજોરીને નીચે ઉતારી ચાલ્યા જાઓ; તેમાંના માલની મારે ઘણીજ જરૂર છે." ગુલાબસિંહે હસ્તે વદને કહ્યું.

"અરે ભાઇ! તું હવે હાથે કરીને શા માટે મ્હોત માગી લે છે? મહારાજાનો માલ લઇ તું સુખે રહી શકીશ કે? આ માલ કોઈ આયલાનો નથી કે તું તેની ઇચ્છા રાખે છે." જમાદારે સ્હેજ ગુસ્સે થઇ કહ્યું.

"આ ગુલાબસિંહ ફક્કડ મહારાજાનો પણ મહારાજા છે. રણજીતસિંહને હું ઓળખું છું. તમારા રાજામાં કંઈ માલ નથી એ પણ હું જાણું છું. જો તેનામાં રાજ્ય કરવાના ગુણ હોત તો તે કદાપિ તેના પિતાને પદભ્રષ્ટ કરી પેલા બળ વિનાના વિક્રમાજીતની સલાહ પ્રમાણે વર્તત ખરો કે? તમારો રાજા એજ કે કોઇ બીજો? એવા પારકી સલાહથી ચાલનારા નામમોણુ રાજાથી આ ગુલાબસિંહ ફક્કડ લગાર પણ ડરતો નથી. તમારે જો જીવવું હોય તો આ તીજોરી મારે સ્વાધીન કરી ચૂપચુપ પોબારા ગણી જાઓ. સમજ્યા જમાદાર સાહેબ?" આમ કહેતો ગુલાબસિંહ ગાડાની પાસે આવ્યો અને બળદની નાથ પકડી ઉભો રહ્યો.

ગાડીવાન તેનું કદાવર રૂપ જોઇ નીચે ઉતરી ગયો. ગુલાબસિંહ તેની જગાએ બેસી ગાડાને પાછું વાળવા લાગ્યો. આવું જોઈ જમાદારે સિપાહીઓને કહ્યું:—"હવે શું જોઈ રહ્યા છો? એ હરામખોરને પકડી લ્યો અને તેને બેડીઓ પહેરાવી નગરમાં લઇ ચાલો!"

સિપાહીઓ આગળ વધે એ પહેલાં ગુલાબસિંહ બોલી ઉઠ્યો:— "અલ્યા તીસમારખાં! આ ગુલાબસિંહની પાસે આવતાં વિચારજો નહિ તો તમારે દરેક જણને ભોંયભેગા થઈ આ ઉંડી ખીણમાં કાગડા અને ગીધડાંના ભોગ થવું પડશે. સિપાહીઓ તેનું કહેવું નહિ સાંભળતાં તેની તરફ આવવા લાગ્યા એટલે ગુલાબસિંહે એક 'સીસોટી

વગાડી. જોતજોતામાં છૂપાઈ રહેલા ભીલલોકો ત્યાં દોડી આવતા જણાયા. તેમણે દૂરથી તીરનો મારો શરૂ કર્યો. બે સિપાહીઓ તીરથી વિંધાઇ જમીન ઉપર પડયા અને બાકીના જીવ બચાવવા નાસી છૂટયા. તેમનો જમાદાર સૌની પહેલાં નાસી ગયો હતો. ભીલ વીરો નાસી જનારાની પાછળ દોડવા લાગ્યા. ગુલાબસિંહે હાથ ઉંચો કરી તેમને અટકાવી પાસે બોલાવ્યા. તે પછી સઘળાને સાથે લેઈ ગુલાબસિંહ ગાડાને હાંકી છાવણી તરફ વળ્યો. યુવરાજ તેમનાં આમજન સાથે જમી પરવારીને બાગાનમાં ફરતા હતા. એવામાં ગુલાબસિંહે ત્યાં આવી નમન કર્યું. વીસ ભીલ વીરો તીજોરી ત્યાં ઉચકી લાવ્યા. કલ્યાણસિંહ તે જોઈ આશ્ચર્ય પામ્યો. ગુલાબસિંહે સર્વ વાત તેને જણાવી. તીજોરીને તેજ વખતે ખોલવામાં આવી. તેની અંદરથી પુષ્કળ દ્રવ્ય નીકળ્યું. તેમાંનું અડધું નાણું સર્વને વ્હેંચી આપ્યું અને બાકીનું ખજાનામાં ભર્યું. પછી કલ્યાણસિંહ પિતાને લઇ તંબુમાં ગયો. તેમની પાછળ કમળા અને રામપાળ પણ ગયાં. ગુલાબસિંહે ભીલ વીરોને જવાની આજ્ઞા આપી. આજે તેમના હર્ષનો પાર નહોતો. નાચતા કૂદતા ભીલ વીરો તેમના રહેઠાણે જવા લાગ્યા. તેમના ગયા પછી ગુલાબસિંહે* પણ પોતાની રાવટી તરફ ગમન કર્યું. મધ્યાહ્ન સમય થવાથી સઘળા પોતપોતાના સ્થાનકે વિશ્રામ લેવા ગયા.



## ૧૬.

### કપિંજલા.

રાજા ચંચળ હોઈ, મુલક કર નગર બસાવે;
પંડિત ચંચળ હોઈ, બેઠ કર સભા રીઝાવે.
ઘોડા ચંચળ હોઈ, ચટક જોગાણ ચડાવે;
હસ્તી ચંચળ હોઈ, દલાં શણગાર દિપાવે.
ઈતના તો ચંચળ ભલા, રાજા પંડિત ગજ તુરી;
કવિ ગઘ કહેરે, ગુણીજનો સ્રી ચંચળ બહુ બૂરી.

*મહારાજા અંગારસિંહ મુક્ત થઇ ગયા સાંભળીને વિક્રમાજીતના

ક્રોધનો પાર રહ્યો નહિ. તે તરત ઘોડેસ્વાર થઇ રાજમહેલમાં ગયો. ત્યાં રણજીત તેની રાહ જોતો બેઠો હતો. અંબારસિંહના જતા રહેવાથી આપણને ભવિષ્યમાં ભય રહ્યો કહીને બંને જણા હવે શું કરવું તેના વિચારમાં પડયા. મહારાજાની શોધમાં ઘણા સૈનિકો ગયા હતા; પણ હજી કાંઇ સમાચાર મળ્યા નહોતા. વિચારમાં ને વિચારમાં મધ્યાહ્ન થયા એવામાં તીજોરી લુંટાયાના સમાચાર મળ્યા. આ નવીન સમાચારથી બન્ને જણા ચમકયા અને આ બહારવટીઆની વળી કયાં નવી પીડા ઉત્પન્ન થઇ કહીને દલગીર થયા. રણજીતે ગુમાનસિંહ નામના સરદારને સૈનિકો સાથે બહારવટીઆનો બંદોબસ્ત કરવાને મોકલ્યો. તે પછી વિક્રમાજીતે ઘણીવાર વિચાર કરી પોતાના ખાસ સરદારોમાંના વીસ જણાને પાસે બોલાવ્યા અને તેમને મહારાજાની શોધમાં રવાના કર્યા. બાદ આડી અવળી વાતો કરી વિક્રમાજીત પોતાના મહેલે જવા નીકળ્યો અને રણજીત રાજગૃહમાં ગયો.

વાંચકો ! વિક્રમાજીત મહેલમાં આવે તે પહેલાં આપણે ચાલો તેના મહેલમાં પ્રવેશી શું થાય છે તે જોઇએ.

વિક્રમાજીતના ભવ્ય મહાલયના એક સુશોભિત દિવાનખાનામાં તેની પત્ની કપિંજલા કંઇક વિચારમાં એક સોફા પર બેઠેલી હતી. રૂપમાં તે સુંદરતાનો નમુનો હતી. તેની ઉમ્મર બાવીસ વર્ષની હતી. વિક્રમાજીત તેને પ્રાણથી પણ વિશેષ વ્હાલો હતો અને તેને કંઇ ગાંડો ઘેલો બની જતો હતો. કપિંજલાની તમામ ઇચ્છાઓ પૂર્ણ કરવાને તે હમ્મેશાં તત્પર રહેતો. કપિંજલા પણ નટખટનો નમુનો હતી. વિક્રમાજીતના સ્વભાવની તે પૂરેપૂરી જાણ હતી તેથી તે સમય આવ્યે વિક્રમાજીતને દાબી દેવા ચૂકતી નહિ. જ્યારે વિક્રમાજીત બહારથી આવતો ત્યારે તે હસતે વદને સામે જઈ તેને સન્માનપૂર્વક અંદર લઈ આવતી અને અનેક કુતુહલથી સ્વામીને પ્રસન્ન કરતી. તે ઉપરથી જેવી સુંદરતાની દેવી હતી તેવીજ અંદરથી કાળી નાગણ હતી. તેણે બાહ્ય ડોળથી વિક્રમાજીતને વશ કર્યો હતો. વીર વિક્રમાજીત કે જેની હાકથી આખું રાજ્ય કંપી ઉઠતું અને જેના પગમાં મહા પ્રચંડ વીરો

પણ માથું નમાવતા તે અત્યારે પોતાની સ્ત્રી કપિંજલાના ભેદભરેલા આડંબરથી ભોળવાઈ તેની કપટ જાળમાં પૂરેપુરો જકડાયો હતો. કપિંજલા પદભ્રષ્ટ થએલા દિવાન વિષયરાજની પુત્રી હતી. અંગારસિંહને પદભ્રષ્ટ કર્યા પછી રણજીતે ખુશામતીઆ સરદારો સાથે વિષયરાજને પણ દેશપાર કર્યો હતો. અચળગઢ છોડતા પહેલાં વિષયરાજ પોતાની પુત્રી કપિંજલાને મળ્યો અને પોતાના દુઃખની વાત તેને જણાવી વિક્રમાજીત પર વૈર લેવાનો ઠરાવ કર્યો. તે પછી દિવાન વિષયરાજ નગર છોડી ચાલ્યો ગયો અને પોતાના મળતીઆઓ સાથે ગુપ્ત વેષ ધારણ કરી કંઇ ને કંઇ કારસ્થાનો કરવા લાગ્યો. પોતાના સરદારોને વેષ બદલાવી તે વારંવાર અચળગઢમાં મોકલતો હતો. વેષ બદલી આવેલા સરદારો વિક્રમાજીતની ગેરહાજરીમાં કપિંજલાને મળતા અને ત્યાંના સમાચાર લેઇ જતા હતા. આવી રીતે અચળગઢમાં કાવત્રાં ચાલી રહ્યાં હતાં. ચાલીસ વર્ષના વીર યોદ્ધા વિક્રમાજીતને એક બાવીસ વર્ષની નાદાન રમણીએ પોતાના રૂપ સૌન્દર્યથી આધીન બનાવ્યો હતો. આજે કપિંજલા ઉદાસ ચ્હેરે ઘણી વારથી બેઠી હતી એવામાં તેને કંઈક યાદ આવતાં તે ઉભી થઈ અને કબાટ ઉઘાડી તેમાંથી એક કાગળનું પોટકું તેણે કાઢ્યું. તેને છોડી તેની અંદરના કાગળ તેણે વાંચ્યા અને પછી તેમાંથી એક મુદ્દાનો પત્ર જુદો મૂકી તેને પાછું હતું તેમ બાંધી દીધું. પત્રને હાથમાં લીધો અને પોટકાને સોફાના છેડા પર મૂક્યું. આજે તેને કંઇ ચેન પડતું નહોતું. તે કંઈક નિર્ણય કરવાના વિચારમાં હોય એમ જણાતી હતી. તેનું ઉદાસ રહેવાનું મુખ્ય કારણ તો એ હતું કે તેને વિક્રમાજીતની ગેરહાજરીમાં અનંગ સતાવતો હતો—યુવાની તેને દિવાની બનાવતી હતી. રોજના સહવાસીને બદલે તે આજે કોઇ બીજાનીજ ઇચ્છા કરતી હતી. તેના હૃદયમાં રમી રહેલો અન્ય પુરૂષ બીજો કોઈજ નહિ પણ કિશોરસિંહ હતો. માતાની ઓરમાન પુત્ર પ્રત્યેજ કુદૃષ્ટિ થયેલી હતી. તે કિશોરના રૂપથી અંજાઇ ગઈ હતી અને સમય આવ્યે તેનાથી મનકામના પૂર્ણ કરવાને ઈચ્છતી હતી; પણ તે રાક્ષસી નારીને ખબર નહોતી કે

સદાચરણી કિશોર સત્યનો ત્યાગ કરી તેની નીચ વૃત્તિને તાબે કદી થશે નહિ. તેતો એમજ સમજતી હતી કે કિશોર મારા કટાક્ષ બાણુથી વિંધાઇ તરત મારે આધીન થશે. કિશોરને પ્રાપી બનાવી તેની સ્હાયથી તે વળી એક નવીજ ઇચ્છા પૂર્ણ કરવાના હવાઇ વિચાર કરતી હતી. તેની નવીન ઇચ્છા શું છે તે અત્યારે જાણવા કરતાં અગાઉ ઉપર સારી રીતે જણાશે. અચળગઢના સ્થંભ રૂપ પવિત્ર વીર વિક્રમાજીતની સાથે ઉપરથી સદ્વર્તન ચલાવનારી સફેદ કાગડી આજે મદનના બાણથી વિંધાઇ નીચ કર્મ કરવાને તત્પર થયેલી જણાતી હતી. આ સંસારની ઘટમાળ અવનવીજ છે. સારા ઘરની સુંદર સ્ત્રી આવી નીચ વૃત્તિની હોય એ આશ્ચર્ય પામવા જેવું છે. રૂપ કરતાં ગુણની કીંમત વધારે છે. સોમલ સફેદ હોય છે પણ તેનાથી પ્રાણ નીકળી જાયછે. કસ્તુરી કાળી હોય છે પણ તે મરતા મનુષ્યને ચૈતન્યવાન્ બનાવે છે. રૂપ સૌન્દર્ય કરતાં ગુણવાળી શ્યામ સ્વરૂપ સ્ત્રી શ્રેષ્ઠ છે વિક્રમાજીત જે કપિંજલાને પ્રાણાધિક માનતો હતો તેજ પિશાચણી નારી આજે કામાંધ થઈ તેના પ્રાણુપતિના પ્રેમને હૃદયમાંથી દૂર કરી કિશોરને પ્રેમ અર્પવા તૈયાર થઇ છે. તે કુટિલ નારી છતી આંખે અંધ થઇ તેના ઓરમાન પુત્ર પર પ્રસન્ન થઇ છે અને તેની સાથે મનકામના કેવી રીતે પૂર્ણ કરવી તેના વિચારમાં પડી છે. તેનું શરીર લાલચોળ બની ગયું છે, આંખો અનંગે ઘેરાઇ ગઇ છે, હૃદય ધડક ધડક થઇ રહ્યું છે અને જડવા કિશોરના નામનો જાપ જપી રહી છે... વિચારને અંતે નિર્ણય કર્યો કે આજે કિશોરને અહિં બોલાવવો અને ગમે એ પ્રકારે તેને મારા પંજામાં સપડાવવો. આમ નિશ્ચય કરી તેણે તરતજ એક દાસીને કિશોરસિંહને બોલાવી લાવવાનું ફરમાન કર્યું. દાસી કિશોરસિંહને બોલાવવા ચાલી ગઇ. કપિંજલા કિશોરના આવવાની આતુરતાથી રાહ જોવા લાગી. બાદ થોડીવારે કોઇકના આવવાનાં પગલાં સંભળાયાં. મારો કિશોર આવ્યો કહી કપિંજલા તેને લેવાને સામે જવા લાગી. તે હંસ ગતિએ ચાલતી દ્વાર પાસે આવી; પણ કિશોરને બદલે તેણે વિક્રમાજીતને જોયો. તેનો તેણે હૃદયથી તિરસ્કાર કર્યો

બને આ બુદ્ધો અત્યારે કયાંથી આવ્યો કહી નિઃશ્વાસ નાંખ્યો.

વિક્રમાજીતે કપિંજલાને જોઇ તેના કંઠમાં કર નાંખ્યો. કપિંજલાએ પણ સમય વર્તી સ્વામીનું સન્માન કર્યું. બન્ને દિવાનખાનામાં આવ્યાં અને સોફા પર બેસી વાર્તાવિનોદ કરવા લાગ્યાં. સોફા પર પડેલા કાગળને અને બીજા પોટકાને તેણે યુક્તિથી સોફા નીચે નાંખી દીધાં. વિક્રમાજીત કપડાં બદલી કપિંજલા સાથે ત્યાંથી બીજા ઓરડામાં ગયો. ત્યાં બન્ને જણાંએ નાસ્તો કરી વાર્તાલાપ શરૂ કર્યો. કપટકળામાં નિપુણ કપિંજલાએ વાક્ચાતુરીથી સ્વામીને પ્રસન્ન કર્યો. આજે તેણે તેને હદ ઉપરાંત પ્યાર બતાવ્યો. વિક્રમાજીત ખુશ ખુશ થઇ ગયો અને સ્વર્ગની રંભા સાથે જાણે આનંદ કરતો હોયની એમ માનવા લાગ્યો. તે કપિંજલાને પોતાનું સર્વસ્વ સમજવા લાગ્યો. આજે વિક્રમાજીતને રાજ્યકાર્યમાં અત્યંત શ્રમ પડેલો હતો તેથી તે કૉચ ઉપર આડો થયો. ચતુર ચપળા સ્વામીના ચર્ણની સેવા કરતી અનેક પ્રકારે તેને રીઝવવા લાગી.

પેલી તરફ કિશોરસિંહને બોલાવવા ગયેલી દાસી પણ તેને બોલાવી આવી પહોંચી. કિશોર દાસી સાથે દિવાનખાનામાં આવ્યો ત્યારે કપિંજલા ત્યાં હાજર નહોતી. તેતો અંદરના ભાગમાં વિક્રમાજીતની પાસે હતી. દાસી કિશોરને ત્યાં બેસવાનું કહી તેણીને સમાચાર આપવા ચાલી ગઈ. કિશોરે એક વિરામાસન પર સ્થાન લીધું. તેના મનમાં અનેક પ્રકારના તર્કવિતર્ક થવા લાગ્યા. કોઇ દિવસ નહિ ને આજે અપર માતાએ સન્માન પૂર્વક બોલાવ્યો છે તેનું શું કારણ હશે ? મને તો કંઇ ભેદ જેવું જણાય છે. સાંજ પડવા આવી છે, મારા બાપુ અત્યારે ઘેર નહિ હોય એવા સમયે આ એકાન્ત સ્થળમાં મને બોલાવવાનું કારણ કંઇક ભયંકરજ હોવું જોઇએ. હે પ્રભુ ! શું ખબર કે વળી નવું કૌતક જાગશે ? હા, કહ્યું છે કે " ડાહ્યા પુરૂષે એકાન્તમાં સ્ત્રીની સાથે કદાપિ વાત કરવી નહિ." મને વ્હેમ છે કે વખતે મારે પણ એવોજ સમય આવશે. હે પરમાત્મા ! મારા ધર્મથી મને ડગાવીશ નહિ. આમ બોલતો કિશોર આસપાસ જોવા લાગ્યો.

એવામાં એકાએક તેની નજર સામેના સોફા નીચે પડેલા પોટકાં અને કાગળ ઉપર પડી. તેણે તરત ઉભા થઈ પ્રથમ પોટકું ઉપાડી લીધું અને પછી જુદા પડેલા કાગળને ઉકેલી વાંચવા લાગ્યો. કાગળ વાંચતાંજ તેનાં રોમાંચ ઉભાં થઈ ગયાં. તેની આંખો લાલચોળ બની ગઈ. તેનું આખું શરીર ક્રોધને વશ થઇ ગયું. તેણે કાગળને ફરીથી વાંચી જોયો અને ગુસ્સામાં પાસે પડેલા ટેબલ પર હાથ પછાડયો. વળી તેને કાંઈક વિચાર આવ્યો તેથી તેણે કાગળને બાજુએ મૂકી પોટકાને તપાસ્યું. પૂરેપૂરૂં તપાસવા જોઈએ તેટલો વખત આ નથી જાણીને તે પોટકાને ઉપર ઉપરથી તપાસી તેણે જાણી લીધું કે, આ કાગળ જેના તરફથી આવેલો છે તેના તરફથીજ આ પોટકું પણ મળેલું છે.

પ્રિય પાઠકો ! કાગળમાં એવી તે શી બીના લખેલી હતી કે જેનાથી કિશોરસિંહ આટલો બધો ઉશ્કેરાઇ ગયો. ચાલો આપણે પણ વાંચીએ કે કાગળમાં શું લખ્યું છે. કાગળ વિષયરાજે તેની પુત્રી કપિંજલા ઉપર લખેલો હતો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

વનવાસ તા.

"અ સૌ. ચી. પુત્રી કપિંજલા !

તને મારા બીજા પત્રો પણ મળ્યા હશે ને તે ત્હેં વાંચ્યા હશે. મ્હારા તેમાં દર્શાવ્યા પ્રમાણેજ તું નિરંતર કાર્ય કર્યા કરજે કે જેથી થોડા સમયમાંજ મારા વૈરની વસુલાત થઈ જશે. સઘળા કાગળોને વાંચીને ફાડી નાંખજે અને તેના ટુકડા પણ કોઈના હાથમાં જાય નહિ એની સંભાળ રાખજે. રણજીત અને કિશોર ચતુર છે. આપણો ભેદ તેમનાથી કળાય નહિ તેની પૂરેપૂરી સંભાળ રાખજે. આપણે પ્રથમ જે કામ કરવાનું છે તે ધીમે ધીમે અને યુક્તિસર કરવાનું છે. ઉતાવળ કરવાથી હાથમાંનો કુહાડો આપણાજ પગ ઉપર પડે છે તે ખૂબ ધ્યાનમાં રાખજે. બીજું તું લખે છે કે, મહારાજા અંગારસિંહ છૂટા થઈ નાસી છૂટયા છે અને તેમનો પત્તો નથી, તે સમાચાર મ્હેં જાણ્યા છે; પણ તે નિર્માલ્ય બુઢ્ઢાથી હવે કાંઇ પણ થઇ શકવાનું નથી. તેતો બિચારો કયાંક રઝળી રખડીને મરી જશે. તેમજ યુવરાજ

કલ્યાણસિંહથી પણ કાંઈ થવાનું નથી. તે ભગતડો તો કોણ જાણે કે ક્યાંય રખડતો હશે. મ્હેં વિક્રમાજીતને તારી માયાની જાળમાં જકડયા છે તે બહુ સારૂં કર્યું છે. તેજ મારો કટ્ટો શત્રુ છે, માટે તેને જાળમાં જકડી તેના હાથેજ આપણું કામ પૂરૂં કરાવી તેનું કાસળ કાઢજે કે જેથી ભવિષ્યમાં આપણને કોઈથી ભય પામવાનું રહે નહિ. હાલમાં તો તારે ફક્ત વિક્રમાજીતને ધીમે ધીમે રાજ્યલોભ લગાડવો. રાજ્યલોભની મ્હેં જણાવેલી નવીન યુક્તિ અજમાવાજે એટલે આપણું કામ સ્હેલાઇથી પાર પડશે. વિક્રમાજીત રાજ્યલોભથી લલચાશે અને તેથી નવા રાજા રણજીતનો નાશ થશે. રણજીતનો નાશ થયા પછી કીયો રસ્તો લેવો તે હું બરાબર જાણું છું. વિશેષમાં તારા ઓરમાન પુત્ર કિશોરની પણ દેખરેખ રાખજે. એજ. વધુ હવે પછી.

લી०

તારો શુભેચ્છક પિતા

**વિષયરાજ.''**

પત્ર પૂરો વંચાઈ રહેતાં કિશોરના ક્રોધનો પાર રહ્યો નહિ. અપર માતાનાં કારસ્થાન તેને પૂરેપૂરાં સમજાયાં. જે કપિંજલાને તે પવિત્ર બુદ્ધિથી માતા સમાન માન આપતો હતો તે કપિંજલા તેને હવે રાક્ષસી સમાન જણાવા લાગી. ક્રોધને વશ થયેલો કિશોર ઉભો થઇ દિવાનખાનામાં આમતેમ ફરવા લાગ્યો. તેની આંખોમાંથી અગ્નિના તનખા ઝરતા હોય એમ જણાવા લાગ્યું. આખરે મનનો વેગ રોકી નહિ શકવાથી તે બોલી ઉઠ્યો:—" માતા ! તારી કપટજાળ આજે બરાબર સમજાઈ ગઇ છે. મ્હને આ એકાન્ત સ્થળે બોલાવવાનું કારણ પણ હું પૂરેપૂરૂં સમજી ગયો છું. ઓ સુંદર સ્વરૂપની શયતાન રાક્ષસી ! તારી કપટજાળ હું કાપી નાંખીશ અને અચળગઢના અંધકારમય ભવિષ્યમાં ઉજવળતાનો પ્રકાશ કરીશ. મારૂં શરીર અચળગઢનાજ અન્નોદકે બંધાયું છે. હું મારી માતૃભૂમિના સંરક્ષણ માટે પ્રાણ આપીશ. કારસ્થાનીઓની અદ્ભૂત કપટજાળ કેવી રચાઇ છે. એકનું રક્ષણ કરવાના વિચારમાં અનેકનું રક્ષણ કરવાનું ઉભુ થાય છે. કપિંજલા !

અરે એ ઝેરી નાગણુ ! ત્હેં મહાન્ રાક્ષસી કામ કરવાનું માથે લીધું છે. ત્હેં જેનું લુણ ખાધું છે તેનુંજ સર્વસ્વ નાશ કરવાનું આરંભ્યું છે. અહા ! તને શું કરૂં ? તું જો કે મારી અપર માતા છે પણુ હું તો તને મારી જનેતા સમાનજ સમજું છું. તારી હત્યા કરવામાં મહાન્ પાપ સમજું છું નહિતો તને આ ક્ષણેજ હું જમીનદોસ્ત કરી નાંખત. હા, પ્રભો ! આ પવિત્ર ભૂમિમાં કેવો ઉત્પાત થાય છે. પાપીઓની પ્રપંચજાળ કેવી પ્રસરાય છે ? હાય ! પવિત્ર પિતા પણુ ઝેરી નાગણુના મોહમાં અંધ થઇ ધીમે ધીમે બુદ્ધિભ્રષ્ટ થતા જાય છે. તેમને કહેવા જાઉં છું તો હું જાતેજ ગુન્હેગાર થાઉં છું. ભાવિના ભમાવ્યાથીજ ડાહ્યા મનુષ્યો બુદ્ધિભ્રષ્ટ થઈ ન કરવાનાં કાર્ય કરે છે. મારી વાત સમજાવતાં તે ખોટી માને છે; પણુ જ્યારે સખ્ત ઠોકર લાગે છે અને પાપનું સત્ય સ્વરૂપ સમજાય છે ત્યારેજ તે બુદ્ધિભ્રષ્ટ થયેલો મનુષ્ય પૂરેપૂરો પસ્તાય છે અને ચોધાર અશ્રુએ રડે છે. દયાળુ પ્રભુ ! મારા પિતાની એવી બુદ્ધિ થતા પહેલાં તેમને તેમાંથી બચાવજો. વિષયકન્યાનું ઝેર હ્રદયમાં ઉતરતું અટકાવજો. આજે જોઉં છું કે તે ચુડેલ મને અહિં બોલાવી મારી પર શું પ્રયોગ અજમાવે છે. તે અહિં આવશે એટલે આપોઆપ જે હશે તે સમજાશે; આમ વિચાર કરી કિશોરે કાગળ અને પોટકાને ખીસ્સામાં મૂકયાં. તે પછી હ્રદયને સ્વસ્થ કરી દિવાનખાનામાં ટાંગેલી છબીઓ જોવા લાગ્યો. ફરતાં ફરતાં તે દિવાનખાનાની જોડેના ઓરડામાં તેણે કોઇને વાતો કરતાં સાંભળ્યાં. તેને વ્હેમ પડતાં તે તે તરફ ગયો. આ ઓરડાની અને દિવાનખાનાની વચ્ચમાં એક બારણું હતું. તેની ફાટમાંથી કિશોર અંદર જોવા લાગ્યો."

અંદરના ઓરડામાં વિક્રમાજીત અને કપિંજલા એક કૉચ પર બેસી વાતો કરતાં હતાં. તેમની વાતોમાં ભયંકર ભેદ સમાએલો હતો. કપિંજલાનું મુખ લાલચોળ થયેલું જણાતું હતું અને વિક્રમાજીત કંઇક ઉંડા વિચારમાં શોકાતુર થઇને બેઠેલો હતો. કપિંજલા વારંવાર તેના મુખ સામે જોઈ તિરસ્કારયુકત હાસ્ય કરતી હતી. થોડીવાર શાન્ત



વિચારવશ વિક્રમાજીત તેને બોલતી અટકાવી એકદમ ઉભો થઈ
કહેવા લાગ્યો:—" કપિંજલા ! બસ કરો, બસ કરો."

રહી કપિંજલાએ વિક્રમાજીત સામે જોયું અને તેને પૂછયું:–"પ્રાણનાથ! શું વિચાર કરો છો? વીર પુરૂષને વિચાર શા કરવા? વ્હાલા મારૂં કહેલું માનો! મારા સૌભાગ્યચંદ્ર! આપણા સુખ સૂર્યના ઉદયનો સમય મને નજીદીક આવતો જણાય છે. થોડા વખતમાં તમે આ અચળગઢનાં રાજરાજેન્દ્ર ગણાશો અને તમારી કપિંજલા મહારાણી કહેવાશે, મારે..."

વિચારવશ વિક્રમાજીત તેને બોલતી અટકાવી એકદમ ઉભો થઇ કહેવા લાગ્યો:–"કપિંજલા! બસ કરો, બસ કરો, તમારા ઝેરી શબ્દો બીજીવાર ન સંભળાવો. તમારી વાત જો કે સત્ય હશે, પણ તે આ પવિત્ર હૃદયમાં કદાપિ પ્રવેશ નહિ કરી શકશે. હું રાજા થવાને સુજાયેલો નથી. હું તો મારી માતૃભૂમિનો અને મારા મહારાજાનો સેવક છું. આ અચળગઢની ખોટી આશા રાખનારનો હું વૈરી છું. કપિંજલા આ હૃદયમાં આજે અપાર શોક ઉત્પન્ન થાય છે: માટે તમારી વાત બંધ રાખો. પ્રિય! તું આ વિક્રમાજીતના પવિત્ર હૃદયને શા માટે કલંકિત કરે છે? શું તું નથી જાણતી કે હું રાજ્યલાલસાને તુચ્છ સમજું છું. આ રાજ્યનો માલીક તો છે. હું તેનો ગુલામ છું."

કપિંજલા:–'સમય સાનુકૂળ હોય ત્યારે માણસ માત્રે આવેલો સમય ગુમાવવો જોઇએ નહિ' એમ મોટા શાસ્ત્રવેત્તાઓ પણ કહી ગયેલા છે. હાલ આ રાજ્યનું રક્ષણ કરનાર તમારા સિવાય બીજો કોઇ નથી. પ્રભુ કૃપાથી રક્ષણકર્ત્તા રાજા બની જાય છે તે કેમ ભૂલો છો? શું તમે સેવક રહેવાનેજ સૃજાએલા છો? ના ના આ કપિંજલાનો સ્વામી સેવક થવાને માટે નહિ પણ મહારાજા થવાને સુજાએલો છે. સમય આવ્યે તે આ અચળગઢની ગાદીએ વિરાજશે અને દુઃખથી પીડાતી પ્રજાનું પુત્ર પ્રમાણે પાલન કરશે. નાથ! આ અમૂલ્ય સમય વહી જાય છે, સુખ સૂર્યનો પ્રકાશ ચારે તરફ ફેલાતો જાય છે છતાં આવા અમૂલ્ય સમયે જે મનુષ્ય મળતા લાભને ગૂમાવે છે તે ખરેખર શોચનીયક છે. પ્રાણનાથ! તમેજ વિચાર કરી જુઓ કે આ અચળગઢ કોના બળથી ટકી રહ્યું છે? તમારી વીર હાકથીજ શત્રુઓ આ તરફ

ઉંચી આંખ પણ કરી શકતા નથી. આટલી બધી મહેનતનો બદલો તમને શું મળ્યો છે તેતો વિચારો ? નાથ ! આ સંસારમાં સૌ સ્વાર્થી છે. સ્વાર્થને માટેજ સૌ આપને માન આપી બોલાવે છે, માટે થોડાક વખતને માટે પવિત્ર વિચારોને એક બાજુએ મૂકી તમારે વશ વર્તનાર નવીન મહારાજા રણજીતસિંહને પદભ્રષ્ટ કરો યાતો તેને પૂરો કરો.

"હુક્ ! ઓ ઝેરી સાપણી ! તારી જીભાન બંધ કર." કપિંજલાના શબ્દોથી વીર યોદ્ધો ઉશ્કેરાયો: પણ પુનઃ શાન્ત થઈ કહેવા લાગ્યો:–"કપિંજલા ! તું બોલતી બંધ થા. તું શું બોલે છે તેનું તને ભાન નથી. તારા શબ્દોથી આ પ્રકાશમય દિવસ અંધકારમય થતો જાય છે. સૂર્યભગવાનની પ્રચંડ રેખાઓ તને અને મને ભસ્મ કરવાને આ તરફ ધસી આવતી જણાય છે. મ્હેં તને પ્રથમજ જણાવી દીધું છે કે મારે રાજ્યની ઇચ્છા નથી. જો રાજ્યની ઇચ્છા હોત તો અંગારસિંહને પદભ્રષ્ટ કરી શા માટે રણજીતને સિંહાસન પર બેસાડત ? હું મારો ધર્મ યથાર્થ જાણું છું અને તેથીજ માતૃભૂમિની સેવામાં જીવનની સાફલ્યતા સમજું છું."

"હું આજ સુધી નહોતી જાણતી કે મારા સ્વામીમાં આવો ફેરફાર થઈ ગયો હશે ! આજ તમારૂં શૌર્ય સમજાઇ ગયું છે. વીર વિક્રમાજીત રણજીત જેવા એક નાના છોકરાથી પણ ડરી ગયા છે. જાઓ ! સ્વામી ! જાઓ ! બહાર જનસમાજમાં જઇ આપના બળનાં બણગાં ફુંકો એટલે હું પણ તમારી વિરૂદ્ધમાં લોકોને જણાવું કે જે વિક્રમાજીતને તમે બળવાન્ માનો છો તે તો ફક્ત બોલીમાંજ બળવાન છે. જાઓ કૃપા કરી હવેથી તમે મને બોલાવશો નહિ અને મારી પાસે પણ આવશો નહિ." કહી કપિંજલાએ પોતાનું મુખ બીજી બાજુએ ફેરવી દીધું.

ગૃહક્લેશ સારો નહિ એમ સમજીને પુનઃ વિક્રમાજીતે કહેવા માંડ્યું:–"વ્હાલી ! તું આજે આ શું કરવા બેઠી છે ? તારા શબ્દો સાંભળી મને ચારે દિશાએ અંધકાર ભાસે છે ને તેથી મારૂં શરીર શિથીલ થઇ જાય છે. શું આ વીર વિક્રમાજીત રાજ્યલોભી થઇ તેના

પવિત્ર કુળને લાંચ્છન લગાડશે ? ના ના, તેમ થતા પહેલાંજ આ ખોળીયામાંથી પ્રાણ પરલોક ગમન કરી જશે. કપિંજલા ! કપિંજલા ! તું હવે એક પણ શબ્દ વધારે મને સંભળાવીશ નહિ."

"કેમ ન સંભળાવું ? પ્રજાનું દુઃખ મારાથી જોઈ શકાતું નથી. પ્રજાનું દુઃખ દૂર કરવું એ આપણી ફરજ છે, એમ સમજીનેજ હું આપને આ કાર્ય કરવાની વિનંતી કરૂં છું. સ્વામીન્ ! આપ રાજનીતિજ્ઞ છો ને હું તો એક અબળા છું; છતા પારસમણી જેવા સ્વામીના સહવાસથી કુંદનમય બની જ્ઞાનવાન થઇ છું. નાથ ! આપ સારી રીતે જાણો છો કે રાજાએ પ્રજાને પુત્રવત્ ગણી તેની સંભાળ રાખવાની છે. આપણે તેમને આવતી અડચણો દૂર કરી સુખનાં સાધનોના માર્ગની સગવડ કરી આપવી જોઇએ. જે રાજા પ્રજાનું કલ્યાણ કરે છે એજ ખરેખરો પુન્યવાન ગણાય છે અને જે પ્રજાને દુઃખ દઈ તેની પ્રત્યે સ્વાર્થપરાયણતા ધરાવે છે તે રાજા નહિ પણ રાક્ષસ કહેવાય છે. રાજાને માટે પ્રજા છે અને પ્રજાને માટે રાજા છે. ખરૂં પૂછો તો રાજા પ્રજાનો રક્ષક છે—રક્ષકે યોગ્ય તસ્દી લેઈ પ્રજાનું શુભ કરવાનું છે. નાથ ! નવા મહારાજા રણજીતસિંહ આવી રીતે વર્તતા નથી. લોકો પર અનહદ જુલ્મ થાય છે તેજ કારણથી મારે આપને વારંવાર તે બાબત કહેવું પડે છે. પ્રભુ ! જે દેશનું રાજ્યતંત્ર સ્વચ્છંદી છે ત્યાં કદી પ્રજાને પૂરતો ન્યાય મળતો નથી. ગરીબ અને શ્રીમંતો વચ્ચેના ઝઘડામાં ગરીબ જો કે નિર્દોષ હોય છે છતાં શ્રીમંતો તેમને અપરાધી ઠરાવે છે. બસ, એજ પ્રકારનો ન્યાય આજકાલ આપણા અચળગઢમાં પણ નજરે પડે છે. નાથ ! સર્વત્ર અતિશય ત્રાસ વર્તાય છે. પ્રભુ ! આવો જુલ્મ બંધ કરવો યા કરાવવો એ આપનાજ હાથમાં છે. ગરીબ પ્રજા હાલ આપના તરફના ન્યાયની આતુરતાથી રાહ જોઈ રહી છે. નાથ ! માનો અને પ્રજાનો દુઃખમાંથી ઉદ્ધાર કરી મહાન્ આશિર્વાદ મેળવો." કહી કપટકળા નિપૂણ કપિંજલા પોતાના ભાષણની વિક્રમાજીત ઉપર શું અસર થાય છે તે નિહાળવાને માટે તેના સામે જોઈ રહી.

કપિંજલાનું લંબાણ વિવેચન સાંભળી વિક્રમાજીત સ્તબ્ધ બની ગયો. તેણે આજ સુધીમાં કપિંજલાને કોઈ દિવસ આટલું બધું બોલતી સાંભળી નહોતી. તે વિચારવા લાગ્યો કે, શું પ્રજા દુઃખી થાય છે એ વાત ખરી હશે? હા, એમ પણ હોય! રણજીત યુવાન છે. ત્યારે શું મારે કપિંજલાના કહેવા પ્રમાણે વર્તવું? ઘણા વખત સુધી વિચાર કરી તેણે માથું હલાવ્યું. કાર્યદક્ષ પ્રધાન આજે ગુંચવાડામાં પડયો. તેના હૃદયમાં હજારો તર્કવિતર્ક થવા લાગ્યા. અંતે અકળાઈને ઉભો થયો અને વસ્ત્ર બદલી બહાર જવા તૈયાર થયો.

કપિંજલાએ તેને બહાર જવાને તૈયાર થયેલો જોઇ પુનઃ પૂછયું:—"નાથ! શું નિર્ણય કર્યો? પ્રજાને ઉદ્ધારવી છે કે દુઃખ દરિયામાં ડુબાવવી છે?"

"તે હાલ હું તને જણાવી શકતો નથી. કપિંજલા! મને થોડાક સમય વિચાર કરી લેવા દે. મને યોગ્ય લાગશે તો હું તારા કહેવા પ્રમાણે વર્તીશ." કહી વિક્રમાજીત તરત બહાર નીકળ્યો અને મહાન્ વિચાર વમળમાં ગોથાં ખાતો ગંભીર મુખમુદ્રાએ રાજમહેલના રસ્તા પર ચાલ્યો.

કપિંજલા વિકરાળ ચહેરે તેની પીઠ પાછળ તે અદૃશ્ય થયો ત્યાં સુધી જોઇ રહી. ઝેરી નાગણ તેની તરફ તિરસ્કાર યુક્ત નજર ફેંકી મનમાં હસવા લાગી. એ અરસામાં તેને કિશોરની પુનઃ સ્મૃતિ થઇ આવી એટલે તરતજ તે ખુશી થતી દિવાનખાના તરફ જવા નીકળી.



## ૧૭

### કપિંજલાનો કોપ.

કપિંજલા આનંદના આવેશમાં દિવાનખાના તરફ આવતી હતી એવામાં રાહ જોઈ ઉભેલી દાસીએ તેને કિશોરસિંહના રાહ જોઇ બેસી રહ્યાના સમાચાર જણાવ્યા. ધારેલા પાસા પોબાર પડેલા જોઇ કપિંજલા હરખાઇ ગઇ અને કિશોરને તેના કુટિલ જાળમાં ફસાવવા ઉતાવળે પગલે ચાલી આવી. કિશોરે વિક્રમાજીત સાથે ખાનગીમાં થતી

તેની દરેક વાત સાંભળી હતી તેથી તે રાતો પીળો થઇ ગયો હતો; પણ તેને વેગળથી આવતી જોઇ તે શાન્ત બન્યો અને મુખમુદ્રા ગંભીર રાખી સોફા પર તેની રાહ જોતો બેઠો. થોડીવારમાં કપિંજલાએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેને જોઇ કિશોરે પોતાનું મુખ બીજી બાજુ ફેરવી દીધું. કિશોરને આવેલો નિહાળી કપિંજલાના આનંદની સીમા રહી નહિ. કિશોર મારા આવવાથી હજુ અજાણ છે એમ ધારીને તે ધીમે પગલે તેની પાસે ગઇ અને કિશોર જાણે નહિ તેમ તેને ખભે હાથ મૂકી બોલી:—" કિશોર !"

કિશોર આથી ચમકયો અને સફાળો ઉઠી ઉભો થઇ બોલ્યો:—" કોણ માતા ! પધારો અને આ આસન ઉપર બિરાજો." કહી તે મર્યાદાથી તેના સામે ઉભો રહ્યો.

કપિંજલા હસતે વદને તેની પાસે આવી બોલી:—" કિશોર ! આટલો બધો ગભરાય છે શાને ? આવ તું પણ મારી જોડમાં સોફા ઉપર બેસ " કહી તેણે તેનો હાથ પકડયો.

અપર માતાની આવી રીતભાત જોઇ કિશોરનું હૃદય કંપી ઉઠયું ને શરીર ધ્રુજવા લાગ્યું. પછી સ્વસ્થ થઈ તે બોલ્યો:—" માતા ! મારાથી ધર્મ વિરૂદ્ધ વર્તી શકાશે નહિ. સુજ્ઞાન પુત્રે એકાંતમાં પોતાની માતાની સાથે પણ કદાપિ બેસવું નહિ."

" પણ હું કયાં તારી સગી માતા છું. તું ને હું સમાન વયના છીએ. તુંજ વિચારી જોને કે હું ને તું સાથે ઉભાં રહીએ તો કેવી સુંદર જોડી શોભે ? તેમજ લોકો આપણને શું ધારશે ? માટે એવા ધર્મના ધતીંગને એક બાજુએ મૂકી મારી જોડમાં બેસ. મારી મરજી પ્રમાણે ચાલવાથી તું સ્વર્ગ—સુખ ભોગવીશ."

" માતા ! મારે આજે એક અગત્યનું કામ કરવાનું છે અને તે કામ જલ્દીથી પૂરૂં કરવાની મહારાજા તરફથી મને આજ્ઞા થઇ છે માટે મારાથી હાલમાં અહિં રોકાઈ શકાય એમ નથી. આપને મારૂં જે કામ હોય તે જલદી ફરમાવી દ્યો; હું ઉભો ઉભો તે સાંભળું છું." કિશોરે જણાવ્યું.

તારે જેટલી અગત્યનું રાજનું કામ છે તેટલીજ અગત્યનું મારે પણ તારૂં કામ છે; માટે શાન્ત થઇ મારૂં કહેવું સાંભળ. સરકારી કામ કરતાં તને મારા કામમાં ઘણોજ લાભ મળનાર છે. અરે ! તું જો તે કામ કરીશ તો તું સ્વર્ગસુખનો ભોક્તા આ પળેજ બની જઇશ. “બોલ કિશોર ! તું હવે મારા કામને શ્રેષ્ઠ સમજે છે કે મહારાજાના કામને ?” કપિંજલાએ સવાલ કર્યો.

“તમારૂં બોલવું આજે કંઇક દ્વીઅર્થી હોય એમ સમજાય છે. માતા ! તમે સારી રીતે જાણો છો કે હું મહારાજાનો નોકર છું. હજારોનો લાભ મળતો હોય તો તે છોડી દેઇ માલિકનું કામ પ્રથમ બજાવવું એ વફાદાર સેવકનો ધર્મ છે. આ કિશોર પણ પવિત્ર વિક્રમાજીતનો પુત્ર છે. તમારા સ્વર્ગસુખ કરતાં માલિકના કાર્યને પ્રથમ પૂર્ણ કરવામાંજ તે પોતાની ફરજ સમજે છે. માતા ! તમે તમારૂં કામ સુખેથી મને ફરમાવો. હું રાજ્યનું કામ પહેલું પૂરૂં કરીને પછીથી આપનું કામ જરૂર કરીશ.” કિશોરે જણાવ્યું.

“કિશોર ! વાહ...કિશોર ! શું તું મારૂં કામ પૂર્ણ કરવાનું ખરા હૃદયથી કહે છે ?” પુનઃ કપિંજલાએ પૂછ્યું.

“હાજી, મારા ખરા અંતઃકરણથી હું આપની સેવા બજાવવાને તૈયાર છું. માતા ! ફરમાવો.” કિશોરે તિક્ષણ નજરે જોઇને કહ્યું.

“મારા હૃદયની ખાત્રી થતી નથી માટે મને વચન આપ કે તું અવશ્ય મારૂં કહેવું માન્ય કરીશ ?” કપિંજલાએ યુક્તિ અજમાવી.

“માતા ! તમારી પવિત્ર આજ્ઞા ઉઠાવવી એ મારો ધર્મ છે. જે આજ્ઞા હોય તે સુખેથી ફરમાવો.” કિશોરે કહ્યું.

“કિશોર ! સાંભળ. મારા શબ્દો શાન્તિથી સાંભળજે, એકદમ અકળાઇ જઇશ નહિ. કિશોર ! હું સારી રીતે જાણું છું કે તું આજકાલ કરતાં કેટલાક દિવસથી મનમાં ને મનમાં મુંઝાયા કરે છે. તારી મુંઝવણનું કારણ હું જાણું છું. તું યુવાન છે. તારી યુવાની તને અકળાવતી હશે, કાં ખરૂંને કિશોર ?” કપિંજલાએ કટાક્ષ મારી કહ્યું.

“માતા ! આપના પવિત્ર મુખમાંથી આજ આવા તુચ્છ શબ્દો

કેમ નીકળે છે ? આપ મને તે સ્પષ્ટ સમજાવો. હું તમારા ભેદ ભરમમાં કંઈ પણ સમજતો નથી તેમ મનમાં પણ હું મુંઝાતો નથી. માથે શિરછત્ર પિતાજી અને તમારા જેવાં પવિત્ર માતુશ્રી બિરાજે છે તો પછી મારે મનમાં શા માટે મુંઝાવું પડે ? માતા ! મને લાગે છે કે આજે તમે ચિત્તભ્રમ થયા છો. જો એમ ના હોય તો આવાં વચનો આપના મુખમાંથી કદાપિ ન નીકળે. હવે ઝટ જણાવો કે મને અહિં શા માટે બોલાવવામાં આવ્યો છે ?" કિશોરે પૂછ્યું.

"કિશોર ! શું કહું ? કહેતાં જીભ ઉપડતી નથી છતાં ન છુટકે કહેવું પડે છે કે, યુવાનીથી દિવાની બનેલી, અનંગે અકળાયેલી અને મદનના મારથી વિંધાએલી આ કપિંજલાની ઉપર દયા કર. હું તારા પ્રેમની ભિખારણ છું અને તારા સંગથીજ મદનજ્વાળ શાન્ત કરવાને ઇચ્છું છું. કિશોર ! હા..."

તે બીજું કંઇ આગળ બોલે એ પહેલાંજ રાતો પીળો થઈ ગએલો કિશોર ગર્જી ઉઠયોઃ—"બસ, હવે એક પણ શબ્દ આગળ બોલશો નહિ. માતા ! માતા ! તમે આ પવિત્ર પૃથ્વીને કલંકિત કરી છે અને આ આકાશને લજાવ્યું છે. અરે ! આ પવિત્ર મહેલમાં પિશાચણીનો પ્રવેશ થયો છે. હાય ! પવિત્ર વિક્રમાદિત્યને એક નીચ રાક્ષસીનો સંગ થયો છે. ઓ માતા ! ઓ પવિત્ર માતા ! આ ઝેરી શબ્દો આજે આપના મુખમાંથી કેમ નીકળે છે ? હાય ! પુત્ર પ્રતિ માતાની કુદૃષ્ટિ થતાંજ આ પૃથ્વી રસાતાળ જશે. માતા ! શાન્ત થાઓ અને દુષ્ટ વિચારોને હૃદયમાંથી પરહરો. હાય ! મ્હેં આજે શું સાંભળ્યું ?" કહી કિશોર વક્ર નેત્રે કપિંજલા સામે જોઇ રહ્યો.

"કિશોર શા માટે મારો તિરસ્કાર કરે છે ? આવતા લાભને કેમ પાછો હડસેલે છે. કિશોર ! આ અનંગને શાન્ત કર. તું મારો છે અને હું તારી છું. આવ ! વ્હાલા આવ !" કહી કપિંજલા તેને ભેટવા દોડી.

કિશોર આઘો ખસી જઇ રૌદ્ર સ્વરે બોલ્યોઃ—"ઓ નીચ માતા ! એટલેજ રહેજે; આગળ વધતાં વિચાર કરજે. આ કિશોર પોતાનો

ધર્મ સારી રીતે જાણે છે; તે તારી ઇચ્છાને આધીન થનાર નથીજ."

"કિશોર ! હું ભવિષ્યમાં તને મહારાજા બનાવીશ અને તને સ્વર્ગ સુખ ચખાડીશ." કપિંજલાએ કહ્યું.

"અનીતિના અખાડામાં રચીપચી રહી મારે મહારાજા થવું નથી. હું જે સ્થિતિમાં છું તેમાંજ મઝા માનુંછું. જે વીર તેના ધર્મને યથાર્થ વળગી રહી અનીતિને દૂર હાંકી મૂકે છે તેને ઇશ્વર મોટા મહારાજાનો પણ મહારાજા બનાવે છે. ઓ અનંગને વશ થયેલી અબળા ! વિચાર તો ખરી કે તું કોની સ્ત્રી છે અને કોની આગળ પ્રેમ યાચના કરે છે ? ઓ ઝેરી સાપણી ! શા માટે અનીતિનું કર્મ આદરી ભ્રષ્ટ થવા ઇચ્છે છે ? અરે ! શા માટે તારા પિતૃઓને નર્કમાં મોકલવા તૈયાર થઇ છે ?" કિશોરે ક્રોધથી કહ્યું.

"કિશોર ! માન. મારૂં કહેવું માનવાથી ભવિષ્યમાં સુખ મળશે અને મારો તિરસ્કાર કરવાથી મોટા સંકટમાં સપડાવું પડશે ?" કપિંજલાએ રોફમાં કહ્યું.

"હું તારા સુખને હળાહળ ઝેર જેવું માનું છું. ઓ અભાગણી અબળા ! તારાથી થાય તે કરી લે. હું તારી ભયાનક શિક્ષા સહન કરીશ; પણ પ્રાણ જતાંએ તારી નીચ વૃત્તિને તાબે નહિ થઇશ તે નહિજ થઈશ. આહ વિભુ ! આ કેવો ભયાનક પ્રસંગ ? વીર વિક્રમાજીતના પવિત્ર રંગમહેલમાં આ કેવો વિચિત્ર બનાવ ? ! માતા ! ઓ નીચ માતા ! સાંભળઃ—

માતા તું ઝનુની બની, શીદ લગાડે કલંક;
ડર દિલે દુષ્ટા કંઈ, થશે મૃત્યુ નિશંક.
માતા ! આ તારા અરે ! શબ્દો કે પાષાણ ?
કે તું વાંકી વિધાતરા, કરતી રાજ્ય મશાણ ?

સમજ ! હજુ સમજ ! નહિ તો તારા માથા ઉપર કુદરતનો કારમો કોપ ઉતરશે. જો, જો ! તને ભડભડાટ અગ્નિકુંડને સ્વાધીન કરી બાળવાને યમદૂતો તારી પાસે દોડી આવતા પ્રત્યક્ષ દેખાય છે ! ડર, ઓ કુકર્મ કરતી કુટિલ માતા ! દુનિયાંથી તો ડર !" કિશોરે

ભયાનક ક્રોધને આધીન થઈ કહ્યું.

કિશોરનાં રોષ ભરેલાં વચનોથી કપિંજલાનો અનંગ શાન્ત થઈ ગયો અને કામને બદલે તત્કાળ તેને ક્રોધ ઉત્પન્ન થયો. તે ગર્જી બોલી ઉઠી:—" બસ, બહુ થયું. ઓ મૂર્ખના શિરોમણી! તું પણ સમજજે કે તારૂં હવે આવી બન્યું. આ ઝેરી નાગણને નિરાશ કરતાં શું પરિણામ આવે છે તે તું જોજે અને જોતો જોતો સદાકાળ દુઃખમાં ડૂબજે. હું તને જોતજોતામાં રસ્તાનો રખડતો ભીખારી બનાવી દઉં છું કે નહિ ? "

" ભીખારીને ભગવાન પળમાં રાજા બનાવે છે તેનું તને કાંઈ ભાન છે ? દુષ્ટ માતા! જા, જા, તારાથી હું લેશમાત્ર પણ ડરતો નથી. આ વીર તારી સામે હિમ્મતથી ઉભો રહેશે અને શું થાય છે તે જોયા કરશે ? હા ! શું કરૂં ? ફક્ત એકજ વિચાર આવે છે તેથીજ તને જીવતી જવા દઉંછું. " કિશોરે અકળાઇને કહ્યું.

" શું તું મને મારવાને ઇચ્છે છે ? " કપિંજલાએ પૂછ્યું.

" હા, હા, હું તારૂં ખૂન કરી તારા શબને આ પવિત્ર મહેલમાંથી દૂર ફેંકવા ચાહું છું: પણ...પણ ફક્ત એકજ વિચારથી તેમ કરતો અટકું છું. " કિશોરે ગર્જી કહ્યું.

" ઓહ ! શું તું નથી જાણતો કે આ કપિંજલા તારા જેવા અસંખ્ય બહાદુરોને ભુ પીતા કરવાને સમર્થ છે ? મૂર્ખ છોકરા મને લાગે છે કે તારો કાળજ તને બોલાવે છે ? "

" અને મને પણ લાગે છે કે કોપેલી કુદરતજ તને અનીતિના પંથે ચડાવે છે. ઓ રાક્ષસી ! તું અધમમાં અધમ છે. "

" આ પવિત્ર કપિંજલાને અધમ કહેનાર દુષ્ટ ! જોયા કર ? હું તને આ પળેજ મારી આજ્ઞા ભંગનું અને મારા જેવી નિર્દોષ અબળા પર ગુજારેલા અત્યાચારનું ફળ ચખાડું છું. " કહી તેણે આવેશમાં આવી બાજી બદલી અને પાસે પડેલા ટેબલ પરથી કટાર ઉઠાવી કિશોર સામે દોડી.

તેને કટાર લઇ દોડી આવતી જોઇ કિશોર સાવધ થઈ ગયો.

તેને પાસે આવવા દઇ યુક્તિથી તેણે તેનો કટારવાળો હાથ પકડી લીધો એટલે કપિંજલાએ તરતજ એક ભયાનક ચીસ પાડી. બહાર ફરતા નોકર ચાકરો તેની ચીસ સાંભળી એકદમ અંદર દોડી આવ્યા. કપિંજલા તેમને જોઇ ઢોંગ કરી જમીન પર પડી. કિશોરે અંદર આવેલા નોકરોને તેની તરફ આંગળી બતાવી કહ્યું:—"આ બેશુદ્ધિનો ઢોંગ કરી પડેલી કપિંજલાને મહેલની અંદર લઇ જાઓ અને એકાદ માણસ જઇ મારા પિતાને આ પળેજ અહિં બોલાવી લાવો." એ સેવકો તેને ઉપાડી મહેલમાં લઇ ગયા અને બાકીના બહાર જતા રહ્યા. કિશોરે આજ્ઞા કરેલો માણસ થોડીવારમાંજ વિક્રમાજીતને બોલાવી ત્યાં હાજર થયો. કિશોરે તેને બહાર જવાનું કહી પિતાના સામે જોયું અને બનેલી વાત તેમને જણાવવી કે નહિ તેના વિચારમાં પડ્યો.

એટલામાં વિક્રમાજીતેજ પૂછ્યું:—"કિશોર! શું તું હજી અહિંયાંજ છે કે? જાણતો નથી કે સરહદ ઉપર પડાવ નાંખી રહેલા બહારવટીઆએ મોટું રમખાણ મચાવી મૂક્યું છે? હું અને મહારાજા તો એમજ સમજતા હતા કે તું બહારવટીઆઓને પકડવા ગયો છે. આવા ભયાનક કામમાં ઢીલ કરે તે સારૂં ન કહેવાય?"

"પિતાજી! હું બહારવટીઆના બંદોબસ્તને માટે જવાની તૈયારી કરતો હતો એવામાંજ મારાં માતુશ્રીએ કોઇ અગત્યના કામ માટે મને અહિં બોલાવ્યો હતો." કિશોરે જણાવ્યું.

"વારૂં, હવે તું જલદી જા. આપણો ગુમાનસિંહ પણ તેની ટુકડી સાથે સરહદ ઉપર ગયો છે. તેને મળી એ જુલમી લૂંટારાને પકડી લાવ. જા, હવે વાર કરીશ નહિ." વિક્રમાજીતે આજ્ઞા કરી.

"પિતાજી! જાઉં છું; પણ આપને જણાવું છું કે આપણા પાસા હાલમાં સીધા પડનાર નથી—જુલમગાર બહારવટીઆઓ કદાપિ વશ થનાર નથી." કિશોરે કહ્યું.

"તેનું કારણ?" વિક્રમાજીતે વ્હેમાઇને પૂછ્યું.

"તે બહારવટીઆઓનો સરદાર યુવરાજ કલ્યાણસિંહ હોય એમ સમજાય છે. તેનો મદદગાર મહાન્ બાહાદુર ગુલાબસિંહ નામક

બીજા સરદાર છે. તેઓ મહારાજા અંગારસિંહને પદભ્રષ્ટ કર્યાનો બદલો લેવા માગે છે. બાપુ ! જ્યાં સુધી ધર્મ સચવાય છે ત્યાં સુધી અવળા દાવ સવળા પડે છે પણ હાલ અચળગઢમાં પાપનો ફેલાવો થઈ રહ્યો છે તેથી મને આ પવિત્ર નગરનું ભવિષ્ય વિપરીતજ ભાસે છે."

"કિશોર ! તારા બોલવામાં મને સમજ પડતી નથી. સ્પષ્ટ જણાવ કે તારા બોલવાનો હેતુ શું છે ?" વિક્રમાજીતે પૂછ્યું.

"પવિત્ર પિતાના પુત્રનું હૃદય હમેશાં પવિત્રજ રહે છે; પણ દૈવવશાત્ પિતાની બુદ્ધિમાં જો કે ફેરફાર થાય છે પરંતુ પુત્ર તો પુણ્યવાનજ રહે છે. પારકી બુદ્ધિએ ચાલનાર પિતા જો કે ધર્મને તિલાંજલી આપી ક્ષણિક સુખને માટે લલચાય છે, પણ તેનો પુત્ર ધર્મ સંભાળી હલકી જીંદગી ગુજારવાનું પાપ પસંદ કરતોજ નથી. પિતાજી ! આજકાલ આ અચળગઢમાં પાપીઓની પ્રપંચજાળ ફેલાઈ રહી છે. જેમ જેમ સમય જાય છે તેમ તેમ તે નગરમાં પુણ્યવાન નર પણ ઓછા થાય છે. બસ તેથીજ આ પવિત્ર નગરનો સુખ–સૂર્ય સદાને માટે અંધકારમાં ડૂબતો જણાય છે." કિશોરે મર્મ પ્રકટ કર્યો.

"કિશોર ! તું આજે આ શું બોલે છે ? અચળગઢનું અનિષ્ટ કરનાર કોણ છે ? જ્યાં સુધી આ વિક્રમાજીત હાથમાં સમશેર પકડવાને શક્તિવાન છે ત્યાં સુધી આ પવિત્ર ભૂમિ સામે કોણ ઉંચી આંખથી જોનાર છે ? આ રાજ હું મારૂં પોતાનુંજ સમજું છું." વિક્રમાજીતે ગર્વથી જણાવ્યું.

પ્રભુ કરેને તમને રાજ્ય લોભ ન લાગે. આમ આત્મગત્ બોલી પુનઃ કિશોર કહેવા લાગ્યો:–"બાપુ ! મને કોઈની ચિન્તા નથી, પણ ફક્ત આપના હૃદયના વિચારોજ મારૂં હૃદય ડગમગાવી નાંખે છે. આપની પવિત્ર કીર્તિને કાળું કલંક ન લાગે તેનીજ હરદમ મને ચિંતા થયા કરે છે."

"કોણ કહે છે કે આપણી કીર્તિને કલંક લાગશે ? કિશોર ! એવી ચિન્તા કરવાની કાંઈજ જરૂર નથી." વિક્રમે જણાવ્યું.

"સમયનું પરીવર્તન હમેશાં થયા કરે છે. આજના વિચાર

કાલે અને અત્યારના વિચાર ઘડી પછી બદલાઇ જાય છે. પિતાજી ! સત્ય પૂછો તો આપનેજ સાવચેત રહેવાની ખાસ જરૂર છે."

"કિશોર ! સ્પષ્ટ જણાવી ખુલાસો કર ? તારી વાતમાં ભેદ છે."

"પિતાજી ! તે વાતને સ્પષ્ટ જણાવતાં મારે તમારા ક્રોધને આધિન થવું પડશે. પિતા-પુત્રમાં વૈરની આગ સળગશે અને કદાચ તેમાંથી વિપરીત પરીણામ નીપજશે."

"જે સત્યને ચાહનાર છે તેનું કોણ નામ લેનાર છે ? કિશોર ! જણાવ કે તે શું છે ?"

"પિતાજી ! સાંભળો. ઘણા દિવસથી રમાતી પ્રપંચ જાળનો આ પ્રથમ પ્રવેશ ધ્યાનપૂર્વક સાંભળો. બાપુ ! આપ જે કપિંજલાના પ્રેમમાં અંધ બની તેને સર્વસ્વ માની બેઠા છો તે કપિંજલા એક ભયંકર રાક્ષસી છે."

"ચ...ચ...ચૂપ થા. છોકરા ! બોલતો એકદમ બંધ થા." વિક્રમાજીતે ક્રોધથી કહ્યું.

"નહિ, હવે આ જીભ સઘળું જણાવ્યા વિના બંધ થશેજ નહિ. પિતાજી ! હજી પણ કહું છું કે તેનામાં વિશ્વાસ મૂકતાં વિચાર કરજો. તે ઝેરી સર્પીણી અચળગઢના અનિષ્ટમાં મુખ્ય પાઠ ભજવે છે તે લક્ષમાં રાખજો અને હાથે કરી આ મોટા રાજ્યનો નાશ કરાવવો હોય તોજ તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકજો. બસ, મારી આટલીજ વિનંતી છે." કહી કિશોરે હાથ જોડયા.

વિક્રમાજીત હસી પડયો અને કિશોરની વાત જુદી સમજવા લાગ્યો. તે મનમાં કપિંજલા અને કિશોરને સરખાવવા લાગ્યો. સમાન વયની નારી અને પુત્રમાં કપિંજલા ગુણવાન અને કરેલ સ્વભાવની તેની નજરે જણાવા લાગી તેમ કિશોર પવિત્ર પણ યુવાનીથી ઉછ્રંખલ સમજાવા લાગ્યો. તેણે કિશોર સામે વક્ર દષ્ટિએ જોઇ કહ્યું:—"કિશોર ! આજના તારા શબ્દો અસહ્ય છે. તું પવિત્ર કપિંજલા ઉપર ખોટું તોહમત મૂકે છે. તારા કરતાં મને તેના સ્વભાવની વિશેષ માહિતી છે. નિર્દોષ કપિંજલા પર આળ ચઢાવતાં શરમાતો નથી ? શું તેણી અચળ

ગઢના નાશનો પ્રયત્ન કરે છે ? છટ્—છટ્. એવું કોણ કહેનાર છે ?"

"આ કિશોર કહે છે. સૂર્યને સાક્ષી રાખી આ કિશોર સત્ય વદે છે." કિશોરે ઉશ્કેરાઇ કહ્યું.

"હું માની શકતો નથી. શું તે સંબંધી તારી પાસે કંઈ પૂરાવો છે ?" વિક્રમાજીતે પૂછ્યું.

"હા, આ પૂરાવા મોજુદ છે. લ્યો વાંચો અને સત્યાસત્યનો નિર્ણય કરી જુઓ." કહી કિશોરે ગજવામાં મૂકેલો કાગળ અને પોટકું બહાર કાઢી પિતાના હાથમાં મૂક્યાં.

વિક્રમાજીત તેના બોલવાથી ઉશ્કેરાયલો તો હનોજ અને વળી આ કાગળ અને બંડલ જોવામાં આવ્યાં એટલે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે ગુસ્સામાં એકદમ બોલી ઉઠ્યો: "કિશોર ! મારે તારા પુરાવાના કાગળો વાંચવાની જરૂર નથી. નિર્દોષ અને પવિત્ર માણસોને દોષિત ઠરાવવાને જુદા માણસો અગાઉથીજ પુરાવા મેળવી તૈયાર રાખે છે એ હું સારી રીતે જાણું છું. કપિંજલા તારી ઓરમાન માતા છે તેથીજ તું તેનો દ્વેશ કરે છે. જા દ્વેશી જા, અહિંથી એકદમ ચાલ્યો જા. મને ફરીથી તારૂં મુખ બતાવતો ના."

"બાપુ ! હું આપની આજ્ઞા માથે ચડાવી આ પળેજ ચાલ્યો જાઉં છું; પણ જતા પહેલાં એક વખત ફરીથી જણાવું છું કે જે નારીના મોહમાં આપ અંધ થયા છો તેજ નારી કાળી નાગણ થઇ ભવિષ્યમાં આપને દંશ ન દે તેની પુરેપૂરી સંભાળ રાખજો. બાપુ ! 'જ્યારે ખરાબ થવાનું હોય છે ત્યારેજ માણસની બુદ્ધિ ફરે છે' તે કહેવત અનુસાર આ અચળગઢ પર તેમજ આપના મહેલ પર કાળ-ચક્ર ફરતું જણાય છે. શિરછત્ર પિતા ! આખરે પસ્તાવુંજ પડશે; માટે કાંઇક વિચાર કરો." કહી કિશોર તત્કાળ મહેલની બહાર નીકળી ગયો.

કિશોરે જતાં જતાં પણ પુનઃ એકવાર પિતાના સામે જોયું. કિશોરના શબ્દોથી વિક્રમાજીતના ક્રોધનો પાર રહ્યો નહિ. જો તે ત્યાં વધારે વાર ઉભો રહ્યો હોત તો પરીણામ વિપરીત આવત. કિશોરના ચાલ્યા ગયા પછી વિક્રમાજીતે કપિંજલાના ઓરડામાં પ્રવેશ કર્યો.

કપિંજલાએ સ્વામીને સન્માન આપી સ્ત્રીચરિત્રનો આરંભ કર્યો. તેણે સમય સાધી રડતે રડતે કિશોર સંબંધી આડું અવળું તેને સમજાવવા માંડયું નારીનાં વચનો સત્ય માની વિક્રમાજીતે ક્રોધમાં કિશોરને શિક્ષા કરવાની પ્રતિજ્ઞા લીધી. પોતાની ધારણામાં સફળ થએલી કપિંજલા વિક્રમાજીતનો હાથ પકડી તેને જમવા તેડી ગઇ અને જમી રહ્યા બાદ બંને જણાં હસતાં હસતાં પોતાના શયનાલયમાં ગયાં.

૧૮

## કિશોર પલટાયો.

આજે સવારના પહોરમાંજ અચળગઢના રાજમાર્ગ પર ઘોડેસ્વારોની દોડાદોડી થઇ રહી છે. જન સમાજના કોઇ પણ માણસને ખબર નહોતી કે આ દોડાદોડી શાની થઇ રહી છે. લોકો માર્ગની બન્ને બાજુ પર એકઠા થઇને ઉભા છે અને દોડાદોડીનું કારણ જાણવાને પ્રયત્ન કરે છે પણ તેમને કોઇ ખરૂં કારણ જણાવતું નથી. દરબારી ચોગાનમાં પણ શૂરા સૈનિકો શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઇને ઉભેલા છે અને વારંવાર મહારાજા રણજીતસિંહનો જય પોકારી રહ્યા છે. સૈનિક સિપાહીઓમાંના બે બળવાન સરદારો ચારે તરફ નજર રાખતા ઘોડાઓ પર સ્વાર થઇ આમ તેમ ફર્યા કરે છે.

એ અરસામાં મહારાજા રણજીતસિંહ અને સેનાપતિ કિશોરસિંહ એક બીજાનો હાથ પકડી માંહોમાંહે વાતો કરતા ત્યાં ચાલી આવતા જણાયા. સૈનિકોએ તેમને જોઇ જ્ઞાનને ફાડી નાંખે એવી જયગર્જના પોકારી બન્નેને વધાવી લીધા. મહારાજા રણજીતસિંહ કિશોરને બહારવટીઆ સાથે કેવી રીતે કામ લેવું તેની સમજ પાડતા હતા અને જેમ ગુમાનસિંહે ગફલતમાં રહી હાર ખાધી તેમ ન થાય તેની સંભાળ રાખવાની ભલામણ કરતા હતા. કિશોર એક પણ શબ્દ બોલ્યા વિના ગંભીર મુદ્રાએ મહારાજાનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળતો હતો. આજે તેના હૃદયની સ્થિતિ કંઇક જુદીજ હતી. કપિંજલાની કપટ જાળથી તે વારંવાર મનમાં મુંઝાઇ નિઃશ્વાસ નાંખતો હતો. તેના

મુખ પર અવનવા ફેરફાર થતા હતા. પરંતુ તે કોઇંના કળ્યામાં ન આવે તેની બહુજ સંભાળ રાખતો હતો. તેને વારેઘડીએ અચળગઢની ભાવી દુર્દશાના પડઘા કાન પર સંભળાતા હતા. ગઢના બુરજો પર ધોળે દિવસે કાળા કાગડા કકળાટ કરી મૂકતા તેને જણાતા હતા. તેણે આખી રાત ચીબડીઓના અને ઘુવડના કર્કશ અવાજો સાંભળ્યા હતા. આથી અચળગઢની અવદશા અવશ્ય થવાની એમ તેના મનની ખાત્રી થઇ ગઈ હતી. કપિંજલાનાં કારસ્થાન અને પિતાના ભોળપણુથી તેના હૃદયમાં અનેક પ્રકારના વિચારો દોડાદોડી કરી રહ્યા હતા. તેણે મહામુશિબતે પોતાના મનના ભાવાર્થ મનમાં છુપાવી મહારાજા રણજીતના સામે જોયું. તેમણે હસ્તે મુખે કહ્યું:—" મારા બહાદુર સરદાર! મારૂં કહેવું તમે ધ્યાનપૂર્વક સાંભળવું તો હશે? તમારા બળનો મને સંપૂર્ણ વિશ્વાસ છે. વીર સરદાર! જાઓ, એકદમ દુશ્મનો પર ચઢી જાઓ અને તે હરામખોરોને જંજીરોથી જકડી નગરમાં લેઈ આવો. તેઓના ત્રાસથી આપણી પ્રજા ઘણીજ હેરાન થઈ ગઈ છે.

કિશોરે માથું નમાવી જવાની તૈયારી કરી. કુચની તૈયારી થતાં લશ્કરી વાજાં વાગવા લાગ્યાં. કિશોરે પોતાની સાથે એક હજાર માણસોનું સૈન્ય લીધું. કિશોર ઘોડેસ્વાર થતાંજ સૈનિકોએ પુનઃ મહારાજાની જય ગર્જનાથી ગગન ગજાવી મૂક્યું. સૈનિકો ઘોડેસ્વાર થઈ લાઇનમાં ગોઠવાઇ ગયા. સૌને મોખરે કિશોરસિંહ બે સરદારોની વચમાં ઘોડો રાખી ચાલવા લાગ્યો. સઘળા સૈનિકો કિલ્લાની બહાર નીકળ્યા એવામાં કિશોરને કંઇક યાદ આવ્યું એટલે સઘળાને આગળ વધતા તેણે અટકાવ્યા. સૈનિકો તેની આજ્ઞા સાંભળવાને ઉભા રહ્યા પણ તેમને કઇજ નહિ કહેતાં કિશોરે પોતાની પાંસેના સરદારોને કહ્યું:— "તમે બન્ને આપણા સૈનિકોની સાથે આગળ કુચ કરો. હું એક અગત્યનું કામ કરવાનું ભૂલી ગયો છું તેથી નગરમાં પાછો જાઉં છું. તમે બે માઇલ પર આવેલા ખીણુવાળા સ્થળે પડાવ નાંખજો. હું જલ્દીથી તમને આવી મળું છું." કહી કિશોરે ઘોડાની લગામ ખેંચી તેને પાછો ફેરવ્યો અને પૂર વેગે નગર તરફ દોડાવી મૂક્યો.

લશ્કર તેની આજ્ઞા મુજબ બંન્ને સરદારોની દેખરેખ નીચે કુચ કરવા લાગ્યું અને કિશોરે કહેલી બીજી પાસે આવી પડાવ નાંખીને પડયું.

સેનાપતિ કિશોર થોડીવારમાં નગરમાં આવી પહોંચ્યો. તેણે મનમાં કંઈ વિચાર આવતાં રાણી રંભાસુંદરીના મહેલ તરફ પોતાના ઘોડાને ચલાવ્યો. કિશોરે જો કે અચળગઢને છેલ્લી સલામ કરવાનો મનમાં નિશ્ચય કર્યો હતો પણ તેમ કરતા પહેલાં રાણી રંભાસુંદરીને કપિંજલાની કપટજાળથી માહિતગાર કરવાનો વિચાર આવતાં તેણે રાણીને મળવા તેના મહેલ તરફ ઘોડાને ચલાવ્યો હતો. કિશોર રાણીના મહેલ આગળ આવી ઘોડા પરથી ઉતર્યો એટલે ત્યાં ફરતા સિપાહીએ તેને સલામ કરી તેના ઘોડાની રેન પકડી. કિશોર રૂવાબબંધ મહેલમાં ગયો. રાણીના ઓરડા તરફ જતાં મહેલની મુખ્ય દાસી તેને સામી મળી. કિશોરે તેને રાણીશ્રી કયાં છે એમ પૂછ્યું.

જવાબમાં દાસી કહેવા લાગી:—"રાણીસાહેબ પ્રાતઃપૂજનમાં બેઠેલાં છે. આપનાથી તેમને હાલ મળી શકાશે નહિ. પૂજન સમયે ત્યાં જવાની સખ્ત મનાઇ છે."

કિશોરે નિઃશ્વાસ નાંખ્યો. રાણીને મળવામાં અંતરાય નડયો તેનું કારણ પણ ભાવિની દુર્દશાજ છે તેમ તે વિચારવા લાગ્યો. તેણે દાસીની પાસે એક કાગળ અને ખડીઓ કલમ મંગાવ્યાં. દાસી સઘળું સાહિત્ય લેઈ આવી. કિશોરે કાગળમાં સઘળી બીના લખી કપિંજલાની કપટજાળ રાણીને સમજાવી. તે ઉપરાંત કોઇનો પણ વિશ્વાસ નહિ રાખવાનું સૂચન કરી કાગળને તેણે પૂરો કરી નીચે સહી કરી. હવે આ કાગળ મોકલવો કોની સાથે તેનો વિચાર થયો. તેણે દાસી સામે જોયું. ચતુર દાસી તેના મનની વાત સમજી ગઈ અને બોલી ઉઠી:— "સેનાપતિ સાહેબ! આપને કંઇ હરકત ન હોય તો આ કાગળ મને આપો; હું રાણીશ્રીને પૂજન સમાપ્ત થતાંજ આપીશ. મનમાં વ્હેમ રાખશો નહિ. જનાનાની દાસીઓ હમેશાં વફાદાર રહી માલિકનું શ્રેય કરવામાંજ પોતાની જીંદગીનું સાર્થક સમજે છે." કહી તે દાસી કિશોર સામે જોઈ રહી. કિશોરે તત્કાળ કાગળ તેના હાથમાં મૂકયો અને તેની

પાસે જઇ તેને ધીમેથી કંઇક ખાનગી વાત સમજાવી. કાંઇ ચિન્તા કરશો નહિ કહી દાસી તેને નમન કરી ચાલતી થઇ. કિશોર પણ વધારે વાર ત્યાં નહિ રોકાતાં બહાર નીકળ્યો અને ઘોડા પર સ્વાર થઈ પોતાના સૈન્ય પાસે જવા વિદાય થયો. તેનો ઘોડો પૂરપાટ દોડતો હતો. તે થોડીવારમાં પડાવ નાંખી પડેલા સૈન્ય સમિપ આવ્યો. સૈનિકોએ તેને જોઇ હર્ષના પોકાર કર્યા. કિશોર ઘોડેથી ઉતરી પોતાની સાથેના બે સરદારો સાથે એક પત્થર પર બેસી શું કરવું તેની મસલત ચલાવવા લાગ્યો. તેઓ જે સ્થાને પડાવ નાંખી રહેલા હતા તેની સામેના બાજુએ આવેલી એક ઘીચ ઝાડીવાળી ઉંડી ખીણમાં ભીલ લોકોનું ટોળું છૂપાઇ રહીને સઘળી હિલચાલ તપાસતું હતું.

જે સ્થળે કિશોરનાં માણસો પડાવ નાંખીને પડેલાં હતાં તેની ચારે તરફ ઉંચા પહાડો અને ઉંડી ખીણો નજરે પડતી હતી. આ ઉંડી ખીણોમાંજ ભીલ લોકો છૂપાઇ રહીને અચળગઢમાં ઉપદ્રવ મચાવતા હતા. આજે પણ તેઓ આમાંની એક ખીણમાં છૂપાઈ રહીને કિશોરના સૈન્યની હિલચાલ તપાસતા હતા. એવામાં તેમનો સરદાર ગુલાબસિંહ બીજી ખીણમાંથી તેમની પાસે આવ્યો. ભીલ લોકોએ તેને સઘળી વાત જણાવી. ગુલાબસિંહે તરત સામેના ડુંગર તરફ ચાર ભીલ સાથે કુચ કરી અને ઉપર જઈ સાથે આવેલા ચાર ભીલમાંથી એક જણને ત્યાં પડેલા એક મોટા ઢોલને વગાડવાની આજ્ઞા આપી. છૂટા છવાયા ભીલ લોકોને એકઠા કરવા હોય ત્યારેજ આ ઢોલને વગાડવામાં આવતું.

આજે તેજ કારણથી ઢોલ વગાડવા માંડયું. ઢોલનો ગંભીર અવાજ ચારે તરફ ફેલાઇ ગયો. જોતજોતામાં અસંખ્ય ભીલો હાથમાં તીરકામઠાં લઈ ત્યાં દોડી આવતા જણાયા. કીડીઓ દરમાંથી ઉભરાય એ પ્રમાણે ભીલલોકો ખીણોમાંથી ઉભરાવા લાગ્યા. યુવરાજ કલ્યાણસિંહ પણ ઘોડેસ્વાર થઇ ત્યાં આવી પહોંચ્યો. કલ્યાણસિંહને જોતાંજ ભીલ મંડળે મહારાજા કલ્યાણસિંહની જયગર્જના પોકારી અને પહાડી પ્રદેશ ગજાવી મૂકયો. કલ્યાણે ગુલાબસિંહ સામે જોયું. ગુલાબસિંહે

હસ્તે વદને હાથ લાંબો કરી પડાવ નાંખી પડેલા સૈન્યને દેખાડ્યું. કલ્યાણે તે તરફ નજર કરી. યુવરાજ કંઇ આજ્ઞા કરે એ પહેલાંજ ગુલાબસિંહે ભીલમંડળને આજ્ઞા કરી કે પડાવ નાંખી પડેલા સૈન્યને ઘેરી લ્યો અને જે સામે થાય તો તીરથી વિંધી ખીણમાં નાંખી દ્યો.

સરદારની આજ્ઞા સાંભળી ભીલ લોકો ડુંગર પરથી હેઠે ઉતરવા લાગ્યા અને એક ઉંડી ખીણમાં થઇને બહાર નીકળ્યા. કિશોરના સૈન્યને આવી રીતે ઘેરાઇ જવાની સ્વપ્ને પણ આશા નહોતી. કિશોર અને તેના સરદારો તો હજી મસલતમાં ગુંથાયેલા હતા; એ અરસામાંજ પહાડી ભીલો એકાએક ત્યાં નીકળી આવી આસપાસ ઘેરો ઘાલી ઉભા રહ્યા. રણઘેલા રજપૂતો ગભરાઇને ઉભા થયા અને શસ્ત્ર પર હાથ નાંખવા લાગ્યા. ભીલ વીરોની કામઠીઓ ચઢાવેલી તૈયારજ હતી. કિશોર અને તેના સરદારો પણ આશ્ચર્યચકિત થઇ તેમના સામે જોઇ રહ્યા.

તેમણે અસંખ્ય ભીલોને ઘેરો ઘાલીને ઉભેલા જોયા એવામાંજ કિશોરને કાને દૂરથી કોઇનો અવાજ સંભળાયો કિશોરે ચમકીને દૂર નજર કરી તો તેની નજરે સામેના પહાડ પર ગુલાબસિંહ અને કલ્યાણસિંહ ઉભેલા જણાયા. કિશોરને દિઙ્મુઢ બની ગયેલો જોઇ ગુલાબસિંહે પોતાનું કામઠું ચઢાવ્યું અને કલ્યાણની પાસેથી એક નાની ચીઠ્ઠી લઇ તીર પર બાંધી તેની તરફ ફેંક્યું. પવનમાં સડસડાટ કરતું તીર કિશોરના પગ આગળ આવી પડ્યું. કિશોરે તેને છેડેથી ચીઠ્ઠી છોડી વાંચવા માંડી. ચીઠ્ઠીમાં લખ્યું હતું કેઃ—

"અચળગઢના સેનાપતિ !

તું તારા સૈન્ય સાથે અમને પકડવાને આવ્યો છે તે સાંભળી અમે ઘણાજ ખુશી થયા છીએ; પણ તેની સાથે આટલું ખાસ કરીને યાદ રાખજે કે તું અને તારા તમામ સૈનિકો અમારામાંથી એકને પણ પકડી શકવાને શક્તિમાન નથી. અમારી સામે લડવાથી તમારે પ્રાણ ખોવા પડશે અને તમારામાંના દરેકને આ ઉંડી ખીણોના ભોગ થવું પડશે. બીજું તમારા રાજા રણજીતે વિક્રમાજીતની સલાહથી તેના

પિતાને પદભ્રષ્ટ કરી હરામની રાજ્ય ગાદી મેળવી છે. અમે રણજીતને બહાદુર પણ ભોળા મનનો સમજીએ છીએ. તે ભોળા રાજાની આંખ ઉઘાડવા અને વિક્રમાજીતને તેનાં કૃત્યોનો બદલો આપવા અમે એકઠા થયેલા છીએ. અમે યુવરાજ કલ્યાણસિંહને અમારા મહારાજા માની તેમના તરફથી અમારૂં લોહી રેડવાને તૈયાર છીએ. આ ચીઠ્ઠી ખુદ કલ્યાણસિંહેજ લખેલી છે માટે જો તમે સત્યને ચાહનારા હો તો આ ચીઠ્ઠી વાંચી તરત અમારી સાથે મળી જશો અને દેશના ઉદ્ધારને અર્થે અમારા મિત્ર બનશો. તેમ છતાં જો અમારી વાત તમારા ધ્યાનમાં ના ઉતરે તો અમારા વીર યોદ્ધાઓ તમારો સત્કાર કરવાને તૈયાર ઉભા છે. એજ.

લી૦

ગુલાબસિંહ ફક્કડ."

કિશોરે થોડીકવાર કંઇક વિચાર કરી સરદારો સાથે શું કરવું તેની મસલત ચલાવી સરદારોએ પણ મળી જવાની સમતી દર્શાવી. તરત કિશોરે પીળો વાવટો ઉભો કર્યો. તેના રણશૂર યોદ્ધાઓ કિશોરના વર્તનથી તર્કવિતર્ક કરવા લાગ્યા. થોડીવારમાં તો ગુલાબસિંહ અને કલ્યાણસિંહ પહાડ પરથી નીચે ઉતરી કિશોરની પાસે આવ્યા. કિશોર યુવરાજને જોતાંજ ગળગળો થયો અને ત્યાંથી દોડી તેને કંઠે વળગી પડયો. યુવરાજે તેને ગાઢ આલીંગન આપ્યું. તે પછી કિશોરે ગુલાબસિંહ સાથે હાથ મેળવ્યો. ગુલાબસિંહનું પ્રચંડ શરીર અને તેની તિક્ષણ આંખ્યો જોઇ રજપૂત યોદ્ધાઓ તેને કળીયુગનો રાક્ષસ માનવા લાગ્યા. કિશોરે સર્વ સૈનિકો સમક્ષ લંબાણ ભાષણ કરી અચળગઢમાં ચાલતા પ્રપંચોનું દિગ્દર્શન કરાવ્યું. રજપૂત સૈનિકો આ સઘળા પ્રપંચોથી અજાણ હતા. પ્રપંચનો ભેદ ખુલ્લો થતાંજ વીર રજપૂતોની આંખ્યો ક્રોધથી લાલચોળ જણાવા લાગી. કિશોરે વિજયરાજ વગેરે કારસ્થાનીઓના પત્ર એક પછી એક સર્વની સમક્ષ વાંચી સંભળાવ્યા. આથી રજપૂત યોદ્ધાઓનું લોહી ઉકળી આવ્યું. સઘળાએ કલ્યાણસિંહને વફાદાર રહી મદદ કરવાની પ્રતિજ્ઞા કરી. ગુલાબસિંહે પણ

અસરકારક ભાષણથી વીર યોદ્ધાઓનું સન્માન કર્યું. ગુલાબસિંહના ભાષણથી રજપૂત વીરો છક થઇ ગયા. સઘળાએ તેને નમન કર્યું અને પછીથી તેઓ યુવરાજની છાવણીમાં આવ્યા.

મહારાજા અંગારસિંહને જોઇ સઘળા રજપૂતો જમીન સુધી નીચા નમી તેમને પ્રણામ કરવા લાગ્યા. અંગારસિંહે સજળ નયને સઘળાનો ઉપકાર માન્યો. કિશોર અને સરદારો મહારાજાને મળ્યા. મહારાજાએ તેમને ભેટી સર્વનું કુશળ પૂછ્યું અને તેમને માટે રહેવાની વ્યવસ્થા કરી આપવાને ગુલાબસિંહને આજ્ઞા કરી. ગુલાબસિંહે મહારાજાની આજ્ઞા પ્રમાણે વ્યવસ્થા કરાવી બીજા વીરોને જતા રહેવાની આજ્ઞા આપી જોતજોતામાં તેઓ ડુંગરી પ્રદેશમાં અદ્રશ્ય થઇ ગયા. રજપૂત સૈનિકો પણ પોતાના માટે ઉભી કરેલી રાવટીઓમાં ભોજન બનાવવા લાગ્યા અને મહારાજા અંગારસિંહ કલ્યાણસિંહ સાથે ભાવિ યુદ્ધની ગોઠવણ કરવાના વિચારમાં ગુંથાયા.

કિશોરસિંહ આમતેમ ફરવા લાગ્યો અને તેની આંખો ફરતાં ફરતાં કોઇને શોધવા લાગી. વાંચકો! કિશોર કોઇને નહિ પણ કમળ-કુમારીને શોધતો હતો. એવામાં સામેના પહાડ પરથી ઘોડેસ્વાર બનેલી કમળ તેના સાથી સાથે આવતી તેને જણાઇ. પ્રેમમૂર્ત્તિની ભવ્ય મુખમુદ્રા નિહાળી કિશોરનું હૃદય આનંદથી ઉભરાવા લાગ્યું. તે તેની સામે દોડ્યો અને મારી કમળ! હું આવ્યો છું કહેતો તેણીના ઘોડા પાસે આવી ઉભો.

પોતાના મનના માનેલાને નિરખતાંજ કમળના આનંદનો પાર રહ્યો નહિ. તે ઘોડેથી નીચે ઉતરી અને તેને મળી. બન્નેની આંખો-માંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. તે પછી કમળે કિશોરને અચળગઢના સમાચાર પૂછ્યા. કિશોરે તેને તમામ હકીકત કહી સંભળાવી. કિશોર કલ્યાણને મળી ગયો છે જાણી કમળ ખુશ થઇ ગઇ અને તેણે હર્ષાવે-શમાં કિશોરના હાથે ચુંબન કર્યું. બાદ બન્ને જણાં વાતો કરતાં કરતાં મહારાજા અંગારસિંહની પાસે આવ્યાં અને કમળની સાથેના માણસે કમળના ઘોડાને લેઇ જઇ તેને ઠેકાણે બાંધી દીધો.

મહારાજાએ કિશોરને નજીક બોલાવી કલ્યાણની જોડે બેસાડ્યો અને ઘણા સમય સુધી વાતો કરી. જોતજોતાંમાં દિવસ પૂરો થયો. સાંજની ઠંડી હવા આવવા લાગી. પશુ-પક્ષીઓ ચારો ચરી પોતાના માળાઓ તરફ ઉડી જતાં જણાયાં અને તંબુમાં એકઠું મળેલું રાજવંશી મંડળ પણ સમય થવાથી ભોજનગૃહમાં ગયું.

---

## ૧૯

## ભયંકર પ્રપંચ.

સદા ન સુખ સંસારમાં, સુખ પાછળ દુઃખ હોય;
સુખ સદા તે આપે, દીસે ન દુઃખીયા કોય.

અચળગઢમાં હવે રોજ રોજ નવા નવા બનાવો બનવા લાગ્યા, તેથી રણજીત અને વિક્રમાજીતની દીલગીરીનો પાર રહ્યો નહિ. વળી કિશોર બહારવટીઆને મળી ગયાના સમાચાર મળ્યા એટલે બળતામાં ઘી હોમાયા જેવું થયું. મહારાજા અંગારસિંહે એકાંત મહેલમાંથી નાસી છુટ્યા પછી બહારવટીઆનો આશ્રય શોધ્યો છે ને તે બહારવટીઆઓતો તેના પાટવી કુમાર કલ્યાણસિંહજ છે તેની તેઓને હજી ચોક્કસ ખબર મળી નહોતી. જ્યારે એક તરફ બહારવટીઆનો ઉપદ્રવ ચાલુ હતો, ત્યારે બીજી તરફ દેશપાર થએલો દિવાન વિષયરાજ તેના સાગ્રિતો સાથે અચળગઢમાં છુપા વેશથી રહી તોફાન મચાવતો હતો અને તેની કપટ જાળ ચારે તરફ ફેલાવતો હતો.

તેણે પોતાના છુપાં જાસુસોને છુટા છુટા શહેરમાં દરેક ઠેકાણે મૂકી દીધા હતા. તેઓ જુદા જુદા વેશમાં રાજમહેલની આગળ આંટા મારતા હતા. આજે સવારના પહેરથીજ તેના બાર જાસુસો પહેરેદાર સિપાહીઓનો સ્વાંગ પહેરી રાજમહેલના ચોગાનમાં પહેરો ભરી રહ્યા હતા અને વારંવાર મહેલની તરફ તિક્ષણ નજરે જોતા હતા. તેઓ એવી તો સફાઈથી કામ કરતા હતા કે કોઈ પણ માણસનો તેમના ઉપર શક જતો નહિ. બરાબર મધ્યાહ્નકાળ થતાં તે છુપી ટોળીના સરદારે પોતાના માણસોને નજીક બોલાવી કંઈક ખાનગી

સૂચના આપી. "હું કપિંજલા બ્હેનના મ્હેલે જઈ સાંજ પડતા અગાઉ પાછો આવું છું" કહી તે ત્યાંથી ચાલતો થયો ને એક ટુંકા રસ્તે થઇને કપિંજલાના મહેલની પાછલી બાજુએ આવ્યો.

મહેલની પાછળ એક નાનકડો બગીચો આવેલો હતો. કારસ્થાનીઓ જ્યારે જ્યારે કપિંજલાને મળવા આવતા ત્યારે ત્યારે આ બગીચામાં થઇનેજ મહેલની અંદર આવતા. કપિંજલા હમેશાં તે તરફનું દ્વાર ખુલ્લુંજ રાખતી હતી.

વળી આજે કપિંજલા કારસ્થાનીઓની સૂચનાથી તૈયાર થઇ તેમની રાહ જોતી બગીચાના ઝરૂખામાં બેઠી હતી. એ અરસામાંજ કારસ્થાનીઓના સરદારે બગીચામાં પ્રવેશ કર્યો, અને પાછળના ખુલ્લા રાખેલા દ્વારમાં થઇને તેની પાસે આવી ઉભો. વિક્રમાજીતને પણ આજે દરબારમાં કાંઇક અગત્યનું કામ હોવાથી તે ત્યાં મોડા સુધી રોકાવાનો હતો એટલે કપિંજલા નિર્ભયતાથી ત્યાં બેઠી હતી. તેણે આવનાર સરદારને હસ્તે વદને પૂછયું:—"કાં સરદાર! શું સમાચાર છે? મારા બાપુ આનંદમાં તો છે ને? તેમને મારી તરફના સમાચાર બરાબર મળે છે ને?"

આવેલો સરદાર નમ્રતાથી કહેવા લાગ્યો:—"બ્હેન! આપની તરફના સમાચાર દરરોજ મળ્યે જાય છે. તે સમાચારથીજ અમે લગભગ બે અડવાડીઆં થયાં અચળગઢમાં છુપા વેશમાં આવી રહ્યા છીએ. આપની કાર્યદક્ષતા જોઇ અમે આપનો ઉપકાર માનીયે છીએ. જો આપની મદદ અમને ન હોત તો આજે અમારી શું દશા હોત તે કહી શકતો નથી."

"મારા બાપુને મારે મદદ કરવી એ હું મારી પોતાની ફરજ સમજું છું. સરદાર! મ્હેં વિશેષ કાંઇ પણ કર્યું નથી. વારૂ હવે જણાવો કે આજે આવવું શા કારણથી થયું છે? તમારી હકીકત ટુંકમાંજ જણાવજો કારણ કે મારા સ્વામીને આવવાનો સમય થવા આવ્યો છે." કપિંજલાએ કહ્યું.

સરદાર બોલ્યો:—"મારે અહિં આવવાનું મુખ્ય કારણ તો એ

છે કે હાલમાં અમને નાણાંની ઘણી તંગી છે અને ખાવા પીવામાં પણ વખતે મુંઝાવું પડે છે. આ કારણથી આપના પિતાશ્રીએ મને આપની પાસે મોકલ્યો છે. જો કંઈ નાણાંની મદદ મળે તો સારૂં! બીજું કિશોરને આપે કાઢી મૂકાવ્યો તે સમાચાર પણ બાપુએ જાણ્યા છે. હવે ફક્ત એકજ કંટકને દૂર કરવાનું બાકી રહ્યું છે. તે કંટક બીજો કોઇ નહિ પણ મહારાજા રણજીતસિંહ છે. તેની સ્ત્રી રંભાને તો અમે આજરોજ ઉપાડી લેઈ જઈશું. તેણીના ગુમ થવાથી રણજીતને સખ્ત આઘાત થશે; અને તે બહારવટીઆ ઉપર ચઢાઇ લઇ જવાનું વિક્રમાજીતને ફરમાવશે. એ અરસામાં તમારે વિક્રમાજીતને યુક્તિથી વશ કરી ભોળવવા અને તબીયત નાદુરસ્તનું બહાનું કાઢી લડાઈમાં જતા અટકાવવા. આથી રણજીત ખુદ યુદ્ધે ચઢશે અને બહારવટીઆઓના હાથેજ તેનો જીવનદિપક બુઝાશે. કહો બહેન! રણજીત મરશે એટલે આપોઆપ વિક્રમાજીતને સરદારો અને પ્રજાજનો ગાદીએ બેસાડશે. બસ, આ યુક્તિથીજ વિક્રમાજીત થોડી મહેનતે મહારાજા થશે અને તમે મહારાણી થશો."

"પણ કદાચ રણજીતે યુદ્ધમાં વિજય મેળવ્યો તો?" કપિંજલાએ સવાલ કર્યો.

"જો એમ થશે તો પછીથી જોઈ લેવાશે. અમે તો જે પળે જે થાય તે ખરૂં એમ માનનારા છીએ. અમારા વિચાર પણ કંઇક જુદાજ છે. અમારી સઘળી મહેનત ફક્ત આપના કલ્યાણને અર્થેજ છે. તમારા બાપુ તમને ચૈત્યગઢનાં મહારાણી બનાવવાને બહુજ ઇન્તેજાર છે." કહી સરદાર કપિંજલા સામે જોઇ રહ્યો.

"ત્યારે શું તમે રંભાને આજેજ ઉપાડી જવી ધારી છે?" પુનઃ કપિંજલાએ પૂછ્યું.

"હા, આજેજ તે કામ પૂરૂં કરવાનો અમે દૃઢ સંકલ્પ કર્યો છે." તે સરદારે જણાવ્યું.

"એમ! તો ભલે જાઓ અને સાવચેતીથી કામ પૂરૂં કરો. હાં...પણ ઉભા રહો. હું તમને થોડીક સોના મહોરો લાવી આપું."

કહી કાંપિંજલા એક પેટી ઉઘાડી તેમાંથી સોના મ્હોરોની એક થેલી બહાર કાઢી લાવી અને તે તે સરદારને આપી. સરદારે નમન કરી થેલી લીધી અને તે આવ્યો હતો તેજ રસ્તે, થઇને મહેલમાંથી બહાર નીકળી ગયો.

બગીચાની બહાર તેના બીજા બે માણસો ઉભા હતા તેમને સોના મ્હોરોની થેલી આપી ત્યાંથી તેણે વિદાય કરી દીધા. પછી તેણે રાજમહેલ આગળ આવી પોતાના માણસોને ચાલવાની ઇશારત કરી. સઘળા સાથે તે એક મકાનમાં આવ્યો. સમીસાંજ થતાં ચારે જણને સોદાગરના વેશ ધારણ કરાવી પોતે પણ તે સ્વાંગમાં સજ્જ થયો. સોદાગરનો વેશ ધારણ કરેલા ચારે જણાને ઝવેરાત વેચવાને બહાને તેણે મહારાજાની પાસે જવાનું જણાવ્યું અને સાથે સાથે ત્યાં કેમ વર્તવું એ પણ સમજાવ્યું.

ચારે માણસો ઝવેરાતની નાનકડી પેટીઓ લઇ વિદાય થયા. પછી તે કારસ્થાની સરદારે બાકી રહેલા માણસોને પહેરેગીરોનો પોશાક પહેરાવી રાજમહેલની આજુબાજુ પહેરો ભરવાનું સમજાવ્યું. બે માણસો સિવાય બાકીના ચાલ્યા ગયા અને સરદારની આજ્ઞા મુજબ મહેલ આગળ આવી પહેરો ભરવા લાગ્યા; પણ મહેલ આગળ ફરના પહેરેગીરો તેમને જોઇ વહેમાયા નહિ: કારણ કે આ નવા સિપાહીઓ લગભગ એક અઠવાડીઆથી ત્યાં પહેરો ભરતા હતા. જુના સિપાહીઓ આ નવા સિપાહીઓને વિક્રમાજીતના સિપાહીઓ તરીકે ઓળખતા હતા. ટુંક વખતના સહવાસમાં કપટકળાવાળા સિપાહીઓએ પોતાના પહેરો ભરનાર ભાઇબંધ સિપાહીઓનાં મન સારી રીતે જીતી લીધાં હતાં. સઘળા માણસોને રવાને કરી બરાબર સંધ્યાકાળે તે સરદાર કે જેનું નામ દુર્જનસિંહ હતું તેણે પણ ભભકાદાર પોશાક પહેરી લીધો અને ત્યાં રહેલા બે માણસોને શસ્ત્ર-અસ્ત્રથી સજ્જ કરી સાથે લેઇ બહાર નીકળ્યો. તે ચાલતો ચાલતો એક એકાન્ત ભાગમાં થઇને રાજમહેલની અંદર પેઠો.

આ સમય ભોજનનો હોવાથી ત્યાં કોઇ પણ માણસ હાજર

નહોતું. આથી આનંદ પામી દુર્જનસિંહ તેના બે સોબતીઓ સાથે મહેલના એક નાનકડા ઓરડામાં છુપાઈ ગયો. જે સમયે આ પ્રપંચ-જાળ ફેલાતી હતી તે સમયે મહારાજા રણજીતસિંહ મહારાણી રંભાસુંદરી સાથે ભોજનકાર્યથી પરવારી વાર્તાવિનોદ કરતા હિંચોળાખાટ ઉપર હિંચતા હતા. તેમની પાછળના ઓરડામાં પેલો કારસ્થાની દુર્જનસિંહ તેના સાગ્રિતો સાથે છુપાયો હતો. તેના હાથમાં આ સમયે એક પ્યાલો હતો. રાજા તથા રાણીની વચ્ચે થતી વાત તેનાથી બરાબર સંભળાતી હતી. દુર્જનસિંહ હાથમાં રાખેલા પ્યાલામાં કંઇક સફેત રંગનો પદાર્થ તૈયાર કરતો હતો અને સાથે સાથે આગળના ઓરડામાં થતી વાતચીત પણ ધ્યાનપૂર્વક સાંભળતો હતો. રંભાસુંદરી સ્વામીને રાજકીય પ્રશ્નો પૂછતી હતી. તેણે આજે સ્વામીને સઘળું ખુલ્લું જણાવી દેવાનો નિશ્ચય કર્યો હતો. વાત ઉપર વાત નીકળતાં તેણે રણજીતને પૂછ્યુઃ—"સ્વામીન્! આપના અમલમાં રાજમાં બિલકુલ શાન્તિ જણાતી નથી તેનું કારણ શું? આપ જેવા ઉદાર પૃથ્વીપતીની હકુમત તળે પ્રજા શા કારણથી પોકાર પાડી રહી છે તેનું કારણ મારાથી પણ સમજાતું નથી. પ્રભુ! ગુસ્સો કરશો નહિ: ન છુટકે જણાવવું પડે છે કે પરાયા માણસ ઉપર વિશ્વાસ રાખવાનુંજ આ પરિણામ છે. વ્હાલા! કહો મારૂં ધારવું સત્ય છે કે નહિ? જો મારૂં બોલવું સત્ય હોય તો પારકા ઉપર ભરોંસો રાખવા મૂકી દ્યો; અને પ્રજાના પોકાર તરફ જાતે લક્ષ આપો. રાજ્યના સઘળા અમલદારો સ્વાર્થી છે તેથીજ પ્રજા દુઃખી થાય છે. નાથ! મારૂં માનો અને પ્રજાનું કલ્યાણ કરવા જાતેજ તત્પર થાઓ."

તેનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળી રણજીત આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યોઃ—"રંભા! પ્રિય રંભા! તારૂં કહેવું હું બરાબર સમજી શકતો નથી. તારા શબ્દોમાં મને કાંઈક ભેદ ભાસે છે. વીર વિક્રમાજીત જેવા રાજભક્ત સરદાર મારા સલાહકાર છે તો પછી મારે પ્રજાની ચિન્તા રાખવાની શું જરૂર છે? આજકાલ બહારવટીઆઓ ત્રાસ વર્તાવે છે તેજ કારણથી પ્રજા દુઃખી છે. તે દુષ્ટ લોકોનો હવે ટુંકમાંજ

નાશ થશે અને પ્રજા સુખી થશે. પ્રજાનાં દુઃખ દૂર કરવામાંજ વિક્રમાજીત હાલમાં વિશેષ ધ્યાન આપે છે."

"નાથ! મારૂં કહેવું હજી પણ આપને પૂરેપૂરૂં સમજાયું નથી. વિક્રમાજીત ઉપર સઘળો વિશ્વાસ મૂકવો તે ભવિષ્યમાં ભય ભરેલું છે. માણસના મનને ફરતાં વાર લાગતી નથી; માટે તે જે કાંઇ કાર્ય કરે તેની ઉપર છૂપી દેખરેખ આપે રાખવાની ખાસ જરૂર છે." રંભાએ જણાવ્યું.

"પ્રિયે! વિક્રમાજીત ઉપર સંશય લાવવામાં તારી મોટી ભૂલ થાયછે. તે આપણા તરફ સંપૂર્ણ વફાદાર છે. મારા પ્રત્યેની તેની ફરજ તે બરાબર સમજે છે અને બજાવે છે તેની મને પૂરેપૂરી ખાત્રી છે. તે બેવફા થવાનો તમારો સંશય તદ્દન ખોટો છે." રણજીતે જણાવ્યું.

"પ્રભુ! હું કબૂલ કરૂં છું કે વિક્રમાજીત એક પવિત્ર પુરૂષ છે: પણ તેઓ તેમની પત્ની કપિંજલાના કૃત્રિમ પ્યારમાં અંધ થયા છે. કપિંજલાની ઇચ્છા કંઇક જુદીજ છે. તે વિષકન્યાએ તે પવિત્ર પુરૂષને પોતાની પ્રપંચી જાળમાં પૂરેપૂરા જકડયા છે. સ્વામી! સત્ય પૂછો તો તે રાક્ષસીએ તેમને રાજલોભ લગાડયો છે. તે પાપણીની ઇચ્છા મહારાણી થવાની છે એવી મને પાકે પાયે ખબર મળેલી છે." રંભાએ સત્ય હકીકત જણાવી.

રણજીત ચમકીને બોલી ઉઠયો:—"રંભા! રંભા! શું તું આ સત્ય વદે છે? હેં શું પવિત્ર વિક્રમાજીત પ્રપંચી જાળમાં જકડાયા છે? અરે શું તેમને રાજ્યલોભ લાગ્યો છે? ના, ના, તેમ તો કદી બનેજ નહિ; હજી મારૂં મન સાક્ષી આપતું નથી. રંભા! આને માટે તારી પાસે કાંઈ ખાત્રીલાયક પૂરાવો છે!"

"હા, નાથ આ રહ્યો તેમના પુત્રના હસ્તાક્ષરથી લખેલા પત્રનોજ પૂરાવો." કહી રંભાએ દાસી મારફતે મળેલો કિશોરનો પત્ર રણજીતના હાથમાં આપ્યો.

રણજીતે બે વાર પત્રને વાંચ્યો અને મહાન્ વિચારમાં પડી ગયો. તેણે પુનઃ પત્રની નીચે લખેલી એક લીટી કે જેમાં—"કપિંજલાથી

સંભાળજો. તે સ્ત્રીના રૂપમાં અવતરેલી રાક્ષસી છે." એ લખેલું હતું તે ફરીને પણ વાંચ્યું. રણજીત મનમાં બોલી ઉઠયોઃ—"શું આ પત્ર ખરો હશે? કિશોરે આ સત્ય વાત જણાવી હશે? હાં...તે પણ કેમ સમજી શકાય! કદાચ કિશોરે અપર માતા ઉપરના વૈરને લીધે આ ખોટું તર્કટ ઉભું કર્યું હોય તો? જો તેમ ના હોય તો તે રંભાને પત્ર પહોંચાડી શા માટે બહારવટીઆને મળી જાય અને મારાથી બેવફા થાય? વળી તેની માતાને અને તેને વૈર છે એ વાત તેણે મને પણ જણાવી હતી. મને તો એમજ સમજાય છે કે આમાં કિશોરનું તર્કટજ છે. તેણે પોતાનું વૈર વાળવાને આ મોટું ખોટું ઉભું કરેલું છે." આમ નિશ્ચય ઉપર આવી રણજીતે હસતે વદને રંભા સામે જોઇ કહ્યું:—"રાણી! આ પત્રથી તું પૂરેપૂરી ઠગાઇ છે. કિશોરે તેની માતા પ્રત્યેના વૈરને લીધેજ આ તર્કટ રચેલું છે. પ્રિયે! વ્હેમને દૂર કરો અને વિક્રમાજીત જેવા પવિત્ર પુરૂષ પર ખોટું આળ ન ચઢાવો."

"નાથ જેવી આપની ઇચ્છા. કુદરતની લીલા અવનવી છે. સમય સમયનું કામ કરે જાય છે. પ્રભુ! આ હૃદયની સંપૂર્ણ ખાત્રી છે કે અસત્ય ઝાઝા દિવસ ઢાંકયું રહેશે નહિ." કહી રંભાએ નીચું જોયું.

બન્નેમાં આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી એવામાં દ્વારરક્ષક સિપાહીએ આવીને જણાવ્યું કેઃ—"મહારાજ! અત્યારે બહાર ગામના ચાર સોદાગરો આવ્યા છે. તે આપને મળવાને જણાવે છે. મ્હેં તેમને સવારમાં આવવાને સમજાવ્યું પણ તેઓ માનતા નથી ને કહે છે કે અમારે તો અત્યારેજ મહારાજાને મળવું છે."

"ઠીક, જાઓ તેમને તેડી લાવી બહારના દિવાનખાનામાં બેસાડો. હમણાંજ હું આવું છું." કહી રણજીત ઉભો થયો અને કપડાં બદલવા લાગ્યો.

રંભાના વ્હેમમાં વૃદ્ધિ થઇ. તે સ્વામીની સાથે જવાને તૈયાર થવા લાગી; પણ રણજીતે હમણાંજ આવું છું કહી તેને અટકાવી. રંભા નિરાશ થઇ કૉચમાં પડી. આજે તેનું હૃદય ધડકતું હતું. તે ચારે તરફ ભય જોઇ રહી હતી. સ્વામીની હઠીલાઇ પર તેને ઘણુંજ

લાગી આવ્યું. રણજીતના ગયા પછી તે રડવા લાગી. તે ઘણીવાર સુધી રડી હૃદય હલકું કરીને કૅાચમાંથી ધ્રુજતે પગલે ઉભી થઈ એક આયના તરફ વળી. જો કે તેના એ રડામાં બત્તી ઝગઝગાટ બળી રહી હતી પરંતુ તે ગભરાએલા જેવી જણાતી હતી. તેને ત્યાંની જમીન ભારે લાગતી હતી અને ભયથી વારંવાર આસપાસ જોતી હતી. રંભા આયનામાં મુખ જોઈને પાછી વળી હિંચકા ઉપર બેઠી.

રણજીતે નીચે જઈ સોદાગરોની મુલાકાત લીધી અને રાત્રે આવવાનું તેમને કારણ પૂછ્યું. જવાબમાં એક સોદાગરે નમ્રતાપૂર્વક જણાવ્યું કે:—"નામદાર અમે દૂર દેશના સોદાગર છીએ. આપને ભેટ કરવાને કેટલુંક જવાહિર લેઈ આ નગર તરફ આવતાં અમે બહારવટીઆઓથી લુંટાઇ ગયા છીએ. અમારૂં સર્વસ્વ નાશ પામ્યું છે. અમે મહા પ્રયાસે આટલું તેમાંથી છુપાવી બચાવી લીધું છે. અમારો વિચાર સવારના પહોરમાંજ જવાનો હોવાથી આપ નામદારને આ મૂલ્યવાન્ રત્નો ભેટ કરવાને અર્થેજ અમે રાત્રિને સમયે આપ નામદારને શ્રમ આપ્યો છે." કહી તે સોદાગરે બે પાણીદાર રત્નો રણજીતના હાથમાં મૂક્યાં.

રણજીત રત્નોને જોવા લાગ્યો. તેને આ કાર્યમાં રોકાએલો જોઈ પેલી તરફ છુપાઈ રહેલો દુર્જન તૈયાર થયો અને ધીમે પગલે રંભાવાળા ઓરડામાં દાખલ થયો. આ વખતે રંભા વિચારમાં ગરકાવ થઈ હિંચકા પર હિંચતી હતી. દુર્જનસિંહ ધીમે પગલે તેની પાછળ આવી ઉભો; બાકીના બે માણસો પણ યુક્તિપૂર્વક તેની પાસે ઉભા રહ્યા. દુર્જનસિંહે તૈયાર કરેલા પ્રવાહી પદાર્થનો પ્યાલો એક માણસના હાથમાં આપીને ધીમેથી જણાવ્યું કે તું આ પ્રવાહી પદાર્થને અહિંથી છાંટતો છાંટતો બહાર નીકળી જા; અને પહેરો ભરતા આપણા માણસોને સાવધાન કરી દે. તત્કાળ તે માણસ પ્યાલાનો પદાર્થ બારી, બારણાં તથા જમીન પર છાંટતો છાંટતો બહાર નીકળી ગયો. તે પછી દુર્જનસિંહે ખીસ્સામાંથી એક સરસ રૂમાલ કાઢ્યો અને રંભાની પાછળ લગોલગ જઈ એકદમ તેની આંખો પર ઢાંકી દીધો. રંભા

ચીસ પાડે એ પહેલાંજ બીજા માણસે ગજવામાંથી એક નાની શીશી કાઢી તેના નાક પર ધરી. તે શીશીની અંદરના પ્રવાહી પદાર્થની અસરથી રંભા બેશુદ્ધ થઇ પડી. દુર્જનસિંહે સાથેના માણસને સળગતી બત્તી લઇ આગ લગાડવાનું સૂચવ્યું. તે ઓરડામાં પ્યાલાનો પદાર્થ છાંટેલો હોવાથી બત્તી અરાડતાંજ મોટો ભડકો થયો. દુર્જનસિંહે બેશુદ્ધ રંભાને ખભા પર ઉપાડી લીધી. બન્ને જણા આગ લગાડતા લગાડતા નીચે આવ્યા. ત્યાં બે રસ્તા આવેલા હતા તેથી દુર્જનસિંહે સાથેના માણસોને એક બાજુ આગ સળગાવવાનું સૂચવી બીજી બાજુ ચાલવા માંડયું. દુર્જનસિંહ એક બંધ બારણુ પાસે આવ્યો. તેણે એક લાત મારી એ બંધ બારણું ઉઘાડી નાંખ્યું. રાત્રિ અંધારી હતી એટલે દુર્જન તે રસ્તેથી બહાર નીકળી ચોગાનમાં પહેરો ભરતા સિપાહીઓને મળ્યો અને તેમને ચાલવાની ઈશારત કરી રાજમહેલની બીજી બાજુએ ગયો. ત્યાં સઘળા એકઠા થઈ ગયા. આ આગ લગાડનાર પણ બત્તી ફેંકી દઈ ત્યાંજ આવી મળ્યો. સઘળાની સાથે દુર્જને રંભાને લિચરી પર્વતો તરફ ચાલવા માંડયું. જોતજોતામાં તો તે નરપિશાચ તેના દુષ્ટમંડળ સાથે ગરીબ ગાય જેવી રંભારાણીને ઉપાડી પહાડી પ્રદેશમાં અદ્રશ્ય થઇ ગયો.

રાજમહેલમાં લાગેલી આગે ભયંકર રૂપ ધારણ કર્યું આમતેમ ફરતા નોકર ચાકરો અને સિપાહી સરદારો ત્યાં દોડી આવ્યા. મહેલનાં બારી બારીણાં ધડાધડ અવાજ કરતાં નીચે તૂટી પડવા લાગ્યાં. લોકોનો જમાવ થવા લાગ્યો. સોદાગરની પાસે બેઠેલા રણજીત આગનું નામ સાંભળતાંજ ભડકી ઉભો થયો અને રંભાને બચાવવા ઓરડા તરફ દોડયો. ટાઢે પાણીએ ખસ ગઈ ધારીને ચારે લુચ્ચા સોદાગરો ત્યાંથી પલાયન કરી ગયા અને બીજે રસ્તે થઇને દુર્જનને આવી મળ્યા. મહારાજા રણજીતસિંહ ધમમસ્યા રાણીના ઓરડા આગળ આવ્યા; પણ ત્યાં ચાર તરફ આગ ફેલાઇ ગઇ હતી. બહાર લોકોની ભૂમરાણ મચી રહી હતી. રંભાનો ઓરડો ચારે તરફ સળગવા માંડયો હતો રણજીત એ ભયંકર આગમાં ઝંપલાવા તૈયાર થયો; પણ એ

પહેલાંજ રંભાના ઓરડા ઉપર આવેલો માળ કડડડ અવાજ કરતો તે ઓરડામાં તૂટી પડયો.

"હા, મારી પ્રાણવલ્લભા ગઈ." કહી રણજીત ચીસ પાડી નીચે બેસી બહાવરાની માફક આમતેમ જોવા લાગ્યો. ધુમાડાના ગોટથી આંખો પુરાઈ જતી હતી અને આગ પણ ધીમે ધીમે વધતી જતી હતી તેથી રણજીતના શોકનો પાર ન રહ્યો. તેને પણ બહાર નીકળવાનો માર્ગ સૂઝતો નહોતો. તે આમતેમ ફાંફાં મારતો હતો; એ અરસ્સામાંજ વીર વિક્રમાજીત રાજાને ખોળતો અંદર ધસી આવ્યો. તેને જોતાજ રણજીત તેની પાસે દોડયો અને એક નાના બાળકની માફક તેના કંઠે વળગી બોલી ઉઠયો:-"મારી રંભા આ આગમાં બળી મૂઈ છે. હા! હું શું કરૂં?" આમ બોલતો રણજીત બેશુદ્ધ થઈ જમીન ઉપર પડી ગયો.

વિક્રમાજીતે રણજીતને ખભા પર ઉચકી લીધો અને ઉતાવળે પગલે ત્યાંથી બહાર નીકળી ગયો. વિક્રમાજીતે બહાર નીકળી રણજીતને સુખપાલમાં સુવાડી તેને બીજા મહેલમાં મોકલાવી દીધો અને પોતે માણસોની અને સૈનિકોની મદદથી આગ હોલવવા લાગ્યો. અંતે સવાર થતાં આગ હોલવાઈ પણ રંભારાણી ગઈ.



## ૨૦

### ગયબી ગુફા.

જે ગીચ ઝાડીમાં યુવરાજ કલ્યાણસિંહની છાવણી આવેલી હતી તેની બીજી બાજુએ એક લાંબી પહોળી ઉંડી ખીણ આવેલી હતી. તે ખીણમાં ભીલ લોકોનાં ઝુંપડાં આવેલાં હતાં. ભીલ વીરો એ ઝુંપડાંમાં તેમનાં બૈરી છોકરાં સાથે રહેતા હતા. અત્યારે સાંજ પડવા આવી હતી આથી સૂર્યભગવાન પણ ધીમે ધીમે પર્વતની ઉંડાણમાં ઉતરતા જણાતા હતા. આવા ખુશનુમા સમયે બે યુવાન ઘોડેસ્વારો પર્વતપ્રદેશની રમણિયતા નિહાળતા નિહાળતા ભીલ [illegible] ઝુંપડાં આગળ આવ્યા. આસપાસ રમતાં ભીલ બાળકો તેમને [illegible]

બૂમો પાડવા લાગ્યાં. બાળકોની બૂમોથી સંખ્યાબંધ ભીલ વીરો જોતજોતામાં ઝુંપડાંમાંથી બહાર નીકળી એકઠા થઇ ગયા અને ત્યાં આવેલા યુવાન ઘોડેસ્વારોને ઓળખી આનંદની બૂમો પાડી એક પછી એક પગે લાગવા મંડયા.

પ્રિય પાઠકો ! આ ઘોડેસ્વારો તે આપણાં પરિચીત કિશોરસિંહ અને કમળકુમારી હતાં. રાજકન્યા કમળ પુરૂપ પોષાક પહેરી આજે કિશોરની સાથે ફરવા નીકળી હતી.

બે ભીલ એક ઝુંપડીમાં ગયાં અને ત્યાંથી એક ખાટલો ઉપાડી લાવ્યા. તે ખાટલા ઉપર કિશોર અને કમળા બેઠાં અને ભીલ વીરો સામે ઉભા રહ્યા. એ અરસમામાં એક અદ્દભુત દેખાવ તેમની નજરે પડ્યો. કિશોર અને કમળા જે ઝુંપડા આગળ બેઠાં હતાં તે ઝુંપડાની સામે એક મોટો ડુંગર આવેલો હતો. તે ડુંગર પર ત્રણ ચાર માણસો ઉતાવળે પગલે ચાલ્યા જતા હતા અને તેમની પાછળ એક કદાવર માણસ પોતાની પીઠ ઉપર એક બેશુદ્ધ સુંદરીને ઉચકીને ચાલ્યો જતો હતો. એકાએક કમળાની નજર એ તરફ ગઇ એટલે તેણે કિશોરને કહ્યું:–"કિશોરસિંહ ! આમ તો જુઓ ! આ સામેના ડુંગર પર કોઇક માણસો એક સુંદર રમણીને ઉપાડી ચાલ્યા જાય છે."

કિશોરે ચમકીને એ તરફ જોયું તો તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે ઉપરના માણસોને વેગથી ચાલ્યાં જતા જોયા. કિશોરને ધારીને નિરીક્ષા કરતો જોઇ કમળ તેને કહેવા લાગી:–"કિશોરસિંહ ! તમે શું જોઇ રહ્યા છો ? મને લાગે છે કે કોઇક હરામખોરો તે રમણીનું હરણ કરી જાય છે, માટે ઉઠો સાવધ થાઓ અને તે દુષ્ટોના પાસેથી તે રમણીને છોડાવો. ચાલો હું પણ સાથે આવું છું." કહી કમળ ઉભી થઇ. કિશોરે તેને સાથે નહિ આવવાનું જણાવ્યું પણ કમળે માન્યું નહિ ને તે પણ સાથે જવાને તૈયાર થઇ. એવામાં એક વૃદ્ધ ભીલે આગળ આવી જણાવ્યું કે:–"બાપુ ! આ સામેનો ડુંગર ઘણો વિકટ છે ને તેની પાછળનો ભાગ હિંસક જનાવરોથી ભરપૂર છે; માટે આપે થોડાંક માણસોને સાથે રાખવાની જરૂર છે."

કિશોરે જણાવ્યું:—"તમે અમારી ફીકર કરશો નહિ. દુષ્ટો ઝડપથી ચાલ્યા જાય છે. અમે તેમની પુંઠ પકડીએ છીએ. તમે હાલને હાલ આપણી છાવણીમાં એક માણસને દોડાવો અને આ બાબતના સમાચાર સરદાર ગુલાબસિંહને જણાવો. જો તેઓ કદાપિ છાવણીમાં ના હોય તો તમે અમારી મદદને માટે થોડાક માણસોને ડુંગરાની પેલી બાજુએ મોકલજો. કારણ કે હરામખોરો એ તરફજ જતા જણાય છે." કહી કિશોર અને કમળે ઘોડાને પૂરપાટ દોડાવી મૂકયા.

તે ડુંગરપર ચઢવાનો સરળ રસ્તો ત્યાંથી બે માઇલ દૂર આવેલો હતો. નિર્દોષને બચાવવા કિશોર અને કમળા થોડીવારમાં ત્યાં આવી પહોંચ્યાં અને ઘોડાઓને ડુંગર ઉપર ચઢાવવા લાગ્યાં. પર્વત પ્રદેશમાં ફરેલા ઘોડાઓ પગને ઠરાવી ઝડપથી ઉપર ચઢવા લાગ્યા. તેઓને વારંવાર ઠોકરો વાગતી હતી પણ જાતવાન જાનવરો તેમના માલિકને લગાર પણ આંચકો આવવા દેતાં નહિ. કિશોર—કમળા જોતજોતામાં ટોચ ઉપર આવી પહોંચ્યાં. તેમણે ત્યાંથી નીચે જોયું; તો તેમણે તીરકામઠાં ચઢાવી સંખ્યાબંધ ભીલવીરોને તૈયાર થઇ આવતા જોયા. કિશોરે તેમને જણાવવાને ખીસ્સામાંથી રૂમાલ કાઢી હલાવ્યો. ભીલ લોકો તેમની સામે જોઇ આનંદની બૂમો પાડી કહેવા લાગ્યા કે:— "ગભરાશો નહિ. અમે આવી પહોંચીએ છીએ" કિશોરે કમળાને પાછળ રહેવાનું સૂચવી પોતાનો ઘોડો આગળ કર્યો અને ડુંગરની બીજી બાજુએ ઉતરવા માંડયું. આ વખતે હરામખોરો લગભગ નીચે ઉતરી રહેવા આવ્યા હતા. તેઓની દૃષ્ટિ હજુ પાછળ આવનારાની ઉપર પડી નહોતી. કિશોર અને કમળ લગભગ અર્ધો ડુંગર ઉતરી એક નાનકડા મેદાનમાં આવીને અટકયાં; કારણ કે ત્યાંથી નીચે ઉતરવાનો માર્ગ ઘણો કઠણ હતો ને તેથી ઘોડા ઉતરી શકે એમ નહોતું. તત્કાળ કિશોર અને કમળ ઘોડાપરથી નીચે ઉતરી પડયાં અને ઘોડાની સામે જોઇ કંઇક સંજ્ઞાદર્શક અવાજ કર્યો; જેથી એ કેળવાએલા અશ્વો તેમના સ્થળે જવાને ત્યાંથી ઉપડી ગયા. કિશોર અને કમળને હવે ભયાનક રસ્તામાં થઇને પસાર થવાનું હતું. નીચે ઉંડી અને અંધ-

કારમથી ખીણ જણાતી હતી. ઉતરવાનો રસ્તો એવો તો કઢંગો હતો કે જો ઉતરવામાં લગાર પણ ચૂક થાય તો નીચેની અંધારી ખીણમાં પડી મરણને શરણ થવાય એમ હતું. કિશોરે કમળનો હાથ પકડયો. બન્ને જણાં ભોંય પર બેસીને ધીમે ધીમે આગળ ખસવા લાગ્યાં. સાયંકાળનો સમય હતો તેથી સૂર્યનારાયણનો પ્રકાશ પણ ઓછો થતો જતો હતો. નીચે ઉતરતા કિશોરની નજર હરામખોરોની પીઠ પાછળ લાગેલી હતી; પણ હવે ધીમે ધીમે કિશોરની નજરે અંધકાર જણાવા લાગ્યો. એવામાં નીચે ઉતરતા હરામખોરોમાંથી એક મશાલ સળગાવી એટલે મશાલનો પ્રકાશ જોઈ કિશોર આનંદ પામ્યો; પણ એ આનંદ થોડા વખતને માટેજ હતો. કારણ કે સઘળા હરામખોરોએ રસ્તામાં આવેલી આ ડુંગરની એક ફાટમાં પ્રવેશ કર્યો. આ ફાટ છેક નીચે આવેલી નહોતી એટલે પુનઃ અંધકાર છવાયો. "કમળ! હવે કેમ કરીશું." કહી કિશોરે પાછળ દૃષ્ટિ કરી. કમળ તેને હિંમત આપી કહેવા લાગી:-"રજપૂત વીર થઇ શા માટે નિરાશ થાઓ છો? પરોપકાર એ મોટું પુન્ય છે. પરોપકાર કરતાં મરીશું તો સ્વર્ગમાં જઈશું. માટે હવે તો પ્રભુનું નામ લઈ આગળ વધો."

"હા, એમજ કરૂં છું." કહી કિશોરે નીચે નજર કરી તો ઝાંખા પ્રકાશથી તેને જણાયું કે નાનો માર્ગ પૂરો થયો છે અને હવે પત્થરનો લીસો માર્ગ શરૂ થાય છે. "જો આ રસ્તામાં લપસ્યાં તો મુંઆજ." કહી કિશોરે કમળને સાવધ રહેવાનુ સૂચવી આગળ ખસવા માંડયું. બન્ને જણાં શરીર ટેકવીને નીચે ઉતરવા લાગ્યાં. અંધકાર તો એટલો બધો હતો કે કાંઇજ દેખી શકાતું નહોતું. કિશોર એક હાથે કમળનો હાથ પકડી બીજા હાથથી આગળનો માર્ગ તપાસતો જતો હતો. પરોપકારાર્થે આવું ભયંકર અને જીવ સટોસટનું કામ કરનાર વીર બાળકોની પ્રભુને દયા આવી તેથી આગળ જતાં કાંઈક ઝાંખો પ્રકાશ જણાયો. કિશોર આગળ વધતો અટકયો અને પ્રકાશ કયાંથી આવે છે એની ઝીણી નજરે તપાસ કરવા લાગ્યો. તેને જણાયું કે અહિં નજીકમાં પર્વતની એક ફાટ આવેલી છે. પેલા લુચ્ચાઓ અહિંજ

અદ્રશ્ય થયા હતા તેથી અંદર પોલાણ હોવું જોઈએ એમ તેને લાગ્યું. કિશોર અને કમળાએ પ્રભુનું નામ લઈ હીંમતથી એ પોલાણવાળી ફાટમાં પ્રવેશ કર્યો. અંદર જતાં તેમને માલમ પડ્યું કે આ સ્થળે પત્થરોની જુદી જુદી ગુફાઓ આવેલી છે. અંદરનો માર્ગ સીધો અને સાફ હતો. "ખરેખર આ જગા ઘણી ભયંકર છે." કહી કિશોર કમળનો હાથ પકડી ધીમે પગલે આગળ ચાલવા લાગ્યો. થોડેક દૂર જતાં તેને એક ગુફામાં મશાલનો પ્રકાશ દેખાયો અને ત્યાં પેલા હરામખોરો માંહોમાંહે વાતો કરતા સંભળાયા. કિશોર-કમળ આગળ નહિ વધતાં ત્યાંજ ઉભાં રહ્યાં અને ગુફાની દિવાલને અઢેલી છૂપી રીતે અંદરનું રહસ્ય જોવા લાગ્યાં.

અંદરની બાજુએ તે હરામખોરો ઉભા હતા. એક માણસે સળગતી મશાલ પકડી હતી અને એક જણ બેશુદ્ધ બાળાને જાગ્રત કરવા કંઇક દવા સુંઘાડતો હતો. દવાની અસરથી એ બેશુદ્ધ રમણી ધીમે ધીમે જાગ્રત થવા લાગી અને પૂર્ણ સાવધ થતાં તેણે આંખો ઉઘાડી આસપાસ જોયું. વિકાળ ચહેરાના માણસોને પાસ ઉભેલા જોતાંજ તેનું હૃદય કંપ્યું. તેણે સઘળા માણસોના ચહેરાનું અવલોકન કરી ગળગળે સાદે કહ્યું:—"ભાઇઓ ! તમે કોણ છો ? મને અહિં શા માટે લાવવામાં આવી છે ? મ્હેં તમારૂં શું બગાડયું છે ? પ્રભુને ખાતર મને અહિંથી વિદાય કરી દ્યો પરમાત્મા તમારૂં ભલું કરશે." કહી તે રમણી દયાર્દ્ર નજરે જોઈ રહી.

તેનું કરૂણ બોલવું સાંભળી તે પત્થરહૃદયના પાપીઓએ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. ફક્ત એક જણે નાક પર આંગળી મૂકી તેને ચૂપ રહેવાની ઇશારત કરી. પરંતુ તે રમણી ચૂપ રહેવાને બદલે આંખોમાંથી આંસુ વહેવરાવતી ફરીથી દયાજનક શબ્દો કહેવા લાગી:—"ભાઇઓ ! બોલો બોલો કે તમે કોણ છો ? વીરાઓ ! જણાવો કે તમારા દિલમાં દયાનો વાસ છે કે નહિ ?"

છતાં પણ તે નરાધમોએ કંઇ જવાબ આપ્યો નહિ. પુનઃ તે રમણી તેમના પગે પડીને બોલી: "અરે ! તમે કહો વો ખરા કે

તમારો શું વિચાર છે ? શું તમે મને અહિં સદાને માટે પૂરી રાખવાનું ધાર્યું છે ? ”

તેના અત્યંત કાલાવાલાથી એક માણસે ઘોઘરી અવાજે કહ્યું:-“ હવે છાનીમાની મરી રહેને; અમે કંઇ બહેરા નથી કે તું વારંવાર પૂછ પૂછ કરે છે ! અમારા દિલમાં જરા પણ દયાનો અંશ નથી. દયા ડાકણને ખાય એવું અમે સમજીએ છીએ. તારૂં શું થશે તે હાલ જણાવવાની અમને રજા નથી, માટે છાનીમાની અહિં પડી રહે. જો વધારે બોલીશ તો આ છરાથી મારી નાંખીશ. ” કહી તે માણસે ડોળા ધુરકાવ્યા.

એવામાં અંદરના ઉંડાણ ભાગમાંથી કોઇએ ઝીણી સિસોટી વગાડી; એટલે ત્યાં ઉભેલા તમામ માણસો એ તરફ ચાલતા થયા. તેમને જતા જોઈ એ રમણીએ ભયથી કારમી ચીસ પાડી; અને કકળતા અંતઃકરણે તેમની પાછળ દોડી કહેવા લાગી:-‘ ભાઇઓ ! મારા ઉપર દયા લાવી જણાવો તો ખરા કે તમે કોણ છો ! મને શા માટે આટલો બધો ત્રાસ આપો છો ? જો તમારી ઇચ્છા મને અહિં પૂરી રાખીને દ્રવ્ય મેળવવાની હોય તો તે પણ જણાવો. હું તમને મારા સ્વામી પાસેથી જોઇએ એટલું દ્રવ્ય અપાવીશ. ” એમ બોલતી તે રાણી આગળ આવી તે પાપીઓના પગમાં પડી. તેની આંખોમાંથી અખંડ અશ્રુધારા વહેતી હતી. તેના અતિશય કલ્પાંતથી તે પામર પશુઓને લગાર પણ દયા આવી નહિ. પરંતુ ક્રોધે ભરાઇ પગે પડેલી કોમળ રમણીને એક જણે લાત મારી દૂર ફેંકી દીધી. તે બિચારી રમણીનું માથું પત્થર સાથે અફળાયું અને તેમાંથી લોહી વહેવા લાગ્યું. આખરે તે વેદનાથી તેનું શરીર અચેતન થઇ જમીન પર પડયું અને પાપાત્માઓ ત્યાંથી હસતા હસતા ચાલ્યા ગયા.

તેમના આવા નિષ્ઠુર વર્તનથી અને અંદર પૂરાએલી રમણીની કરૂણાજનક આજીજીથી બહાર ઉભેલા કિશોરનું હૃદય ઉંચું નીચું થઇ જતું હતું. તે વારંવાર પોતાની તલવારની મૂઠ પર હાથ નાંખી અંદર જવાને ઉશ્કેરાઇ જતો હતો; પણ “ હજીવાર છે. ” કહી કમળ તેને

અટકાવતી હતી. દુષ્ટોના ગયા પછી કિશોર અને કમળે અંદરના ભાગમાં પ્રવેશ કર્યો. તેઓ તે બેશુદ્ધ રમણીની પાસે બેસી તેની સારવાર કરવા લાગ્યાં. નજીકના પત્થર ઉપર એક ઝાંખુ ફાનસ સળગતું હતું તે લેઇ કમળકુમારી તે રમણીને માથામાં કયાં કયાં વાગ્યું છે તેની તપાસ કરવા લાગી. કિશોર પણ પોતાના રૂમાલવતી તેણીનું લોહીવાળું માથું સાફ કરવા લાગ્યો. બન્નેમાંથી એકેની નજર હજુ સુધી તેના મુખ પર પડી નહોતી. તેમને ગએલા દુષ્મનો પાછા ફરવાના ભણકારા વાગતા હતા; એથી વારે ઘડીએ તેઓ ચારે તરફ નજર ફેરવતાં હતાં. બન્ને જણાં તે બેશુદ્ધ રમણીને સાવધ કરવાના પ્રયત્ન કરવા લાગ્યાં. આખરે તેઓની ઘણી માવજતના પ્રતાપે તે બેશુદ્ધ અબળા ધીમે ધીમે શુદ્ધિમાં આવવા લાગી. તેને સાવધ થતી જોઇ કમળે ફાનસ ઉંચું કરી તેના મુખ પર પ્રકાશ પડવા દીધો. ફાનસનો પ્રકાશ તેના મુખ પર પડતાંજ જેમ પોતના ગોળો છૂટવાથી માણસ ચોંકે એ પ્રમાણે કિશોર અને કમળ ચોંકયાં: અને સાથેજ બોલી ઉઠયાં કે:—" અરે ! આતો મહારાણી રંભા ! ! "

---

## ૨૧

### સંકટમાં સહાય.

ભલે નાવ ડુબે બાની પાપીયાને,
તજી વિશ્વ હું જ ડુબી આત્મ દરિયે;
ઘડી મર્ણની આવી તો સાચવી લે,
ચરણમાં પડી શર્ણ જ શ્રીહરિને.

આમ મનમાં બોલતી રંભા જાગૃત થઇ આંખો બંધ રાખી બેસી રહી. તેને ઓળખતાંજ કિશોર—કમળના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ એક બીજાની સામે જોવા લાગ્યાં. એવામાં રંભાએ આંખો ઉઘાડી તેમના તરફ જોયું. ગરીબડી અબળા તેમને જોઈ તત્કાળ બેઠી થઈ અને દયાની નજરે તેમની સામે જોઇ રહી. કમળ ધીમે રહી તેની પાસે ગઇ અને પ્રેમ લથી પવન નાંખી પૂછવા લાગી:—

" બહેન ! હવે તો આરામ છેને ? "

તેનો મોહક અને મધુરો અવાજ સાંભળી રંભા પ્રથમ તો ચમકી પણ પુનઃ શાન્ત થઇ કહેવા લાગી:—" આ ભયાનક સ્થળે આવ્યા પછી મારો આરામ નાશ પામ્યો છે. ભાઇઓ ! મને સાવધ કરનાર તમે હો એમ હું ધારૂં છું. તમારા દિલમાં દયાનો વાસ હોવો જોઇએ. હે ! ભાગ્યવંત ભાઇઓ ! તમે કોણ છો ? દેવ છો કે મનુષ્ય છો ? તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. બંધુઓ ! મને તમે આ ભયંકર સ્થળેથી બહાર લઈ જઇ મારા નગરમાં પહોંચાડશો તો હું જીવનપર્યંત તમારો ઉપકાર વિસરનાર નથી. "

" મહારાણી ભય પામશો નહિ. તે હરામીઓ તમને દુઃખ દેવાને હવે શક્તિમાન્ નથી કારણ કે તમે અત્યારે વીર પુરૂષોની છાયામાં છો. જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી અમે તમારૂં રક્ષણ કરવાને તૈયાર છીએ. મહારાણી ! જો હવે તમારી તબીયતને પૂર્ણ આરામ થયો હોય તો આપણે જલ્દી બહાર નીકળી જઇએ; કારણ કે આ ગુફા ઘણી ભયાનક છે. પ્રતિપળે દુશ્મનો આવવાના ભણકારા વાગ્યા કરે છે. તેમજ દુશ્મનો કયારે આવશે અને કયાં થઇને આવશે તેનો પણ ભય રહે છે. અમે પણ આ રસ્તાથી અજાણ છીએ માટે આપણે ગમે એ રસ્તે થઇને પ્રથમ બહાર નીકળી જવાની ઘણી જરૂર છે. " કિશોર—કમળે જણાવ્યું.

" અરેરે ! હું તો અત્યાર સુધી એમજ સમજતી હતી કે તમે બન્ને જણ દુષ્ટ મંડળનાજ માણસો હશો. દુષ્ટોમાં કોઇક માણસ પણ દયાળુ હોય છે એમ હું ધારતી હતી; પણ તમારા કહેવા પરથી જાણી ગઈ છું કે તમે દુષ્ટ મંડળના નથી. વળી તમે મને ઓળખતા હો એમ પણ જણાય છે. ભાઇઓ મને અત્યારે યાદ આવે છે કે મ્હેં પણ તમને કોઇક સ્થળે જોએલા છે." રંભાએ સંશયયુક્ત થઇને પૂછ્યું.

" મહારાણી ! અમે બન્ને તમને બચાવવાની ઇચ્છાથીજ અહિં આવ્યા છીએ. તમને બેશુદ્ધ હાલતમાં ઉપાડી જતા હરામખોરો અમારી નજરે પડયા હતા અને તેથીજ મહા પ્રયાસે અહિં આવી

તમારૂં રક્ષણ કરવામાં ફાવ્યા છીએ." કમળે જણાવ્યું.

"બંધુઓ! તમે તમારા જીવનનું સાર્થક કર્યું છે. હવે જણાવો કે તમે કયા કુળને શોભાવો છો?" રંભારાણીએ પૂછ્યું.

"મહારાણી! અમે આપનાં પરિચીત માણસો છીએ. તમારૂં રક્ષણ મ્હેં મારી ફરજ સમજીનેજ કર્યું છે. હું સેનાપતિ કિશોરસિંહ છું." કિશોરે જણાવ્યું.

"હેં! શું કિશોરસિંહ આ સ્થળે?" કહી રંભા આશ્ચર્ય પામી ઉભી થઈ અને તેને ધારી ધારીને જોવા લાગી. તે પછી તેણે ગળગળા સાદે કહ્યું:–"કિશોરસિંહ તમે આજે કાળના મુખમાં ધસી આવી મારૂં રક્ષણ કર્યું છે. ધન્ય છે! રજપૂત કુળદિપક તમને ધન્ય છે! હાં...પણ આ સાથેના વીર યુવક કોણ છે?"

"તે રાજકન્યા કમળકુમારી છે." કિશોરે ધીરેથી જણાવ્યું.

"હેં! શું કમળાબ્હેન!" કહી રંભા આંખો ફાડી તેના સામે જોઇ રહી.

"હા, ભાભી! હું કમળ." કહી રાજકન્યા તેના કંઠે બાઝી પડી.

તે પછી રંભાએ પોતાનું હરણ કેવી રીતે થયું અને અચળગઢમાં હાલ શું શું પ્રપંચો રચાય છે તે સઘળી હકીકત તેમને કહી સંભળાવી.

કિશોરે નિઃશ્વાસ નાંખી કહ્યું:–"હવે આપણે બહાર નીકળી જઇશું?"

"હા, ચાલો." કહી રંભા ઉભી થઈ. ત્રણે જણાં ધીમે ધીમે ચાલવા લાગ્યાં. જેવાં એ ઓરડામાંથી તેઓ બહાર નીકળી આગળ વધવા જાય છે કે તરતજ પાછળથી કેટલાક માણસોનો અવાજ સંભળાયો. ત્રણેના ગભરાટનો પાર રહ્યો નહિ. રંભા અને કમળને પોતાની પીઠ પાછળ ઉભાં રાખી કિશોર તલવાર ખેંચી સૌને મોખરે ઉભો રહ્યો. થોડીવારમાં તો દુષ્ટોની ટોળી ત્યાં આવતી માલમ પડી. સઘળાએ મોંઢા ઉપર બુકાનીઓ બાંધેલી હતી. બે માણસોએ સળગતી મશાલો પકડેલી હતી. આ ભયાનક ગુફામાં તેઓ આ સમયે ખરેખરા

રાક્ષસ જેવા જણાતા હતા. ટોળીની વચ્ચે એક કદાવર માણસ ચાલ્યો આવતો હતો. વાંચકો ! તે કદાવર માણસ બીજો કોઇ નહિ પણ તેમનો સરદાર વિષયરાજ* હતો.

વિષયરાજમાં નામ પ્રમાણેજ ગુણો હતા. તે દુર્ગુણનો ભંડાર હતો. રંભાને ઉપાડી લાવવામાં તેની મહાન્ ઇચ્છા સમાએલી હતી. રંભાના નૈસર્ગીય રૂપ સૌન્દર્ય ઉપર તે મોહાંધ થયેલો હતો અને તેથી તેને પોતાની હૃદયદેવી બનાવવાનો તેનો વિચાર હતો.

રંભાને ઉપાડી લાવ્યાના સમાચાર દુર્જને તેને જણાવ્યા એટલે તેને અપાર આનંદ થયો અને ઘણા દિવસની ઇચ્છાને પૂર્ણ કરવા તે તેની ટોળી સાથે રંભા પાસે આવવા નીકળ્યો. આવતાં આવતાં તેની નજર બાજુએ ઉભા રહેલા કિશોર પર પડી એટલે તે ચમક્યો અને બે ડગલાં પાછળ હઠ્યો. તેના સાથીઓ પણ ચમકીને ઉભા રહ્યા. કિશોર પણ સાવચ થઇનેજ ઉભેલો હતો. તેણે પણ ધાર્યું હતું કે આ જીવ સટોસટનો મામલો આવી પહોંચ્યો છે. હવે તો જે થાય તે ખરૂં ! આમ ધારી તે પોતાની તલવારને મજબૂત પકડી ઉભો રહ્યો.

પેલી તરફ ઉભેલા વિષયરાજે ભયાનક સ્વરે તેને પકડવાની આજ્ઞા કરી. તેના માંણસો કિશોર તરફ ધસ્યા કે તરત કિશોરે ભયંકર અવાજે કહ્યું:–" પાપાત્માઓ ! આગળ વધતાં વિચાર કરજો. જેને યમરાજની પાસે જવું હોય તેજ આગળ આવજો." કહી વીર કેશરી કિશોર તલવાર ઉંચી કરી તેમના સામે જોઇ રહ્યો.

માણસો આગળ વધતા અટક્યા એટલે વિષયરાજના કોપનો પાર રહ્યો નહિ. તે તત્કાળ જાતેજ કિશોરની નજીક દોડી આવ્યો અને મશાલના પ્રકાશમાં કિશોરને ઓળખી રૌદ્ર સ્વરે બોલી ઉઠ્યો:–" ઓહ ! કોણ કિશોર ! સર્પનું સંતાન ! ?"

" તું કોણ વિષયરાજ કર્મચંડાળ ?" કિશોર તેને ઓળખતાં બોલી ઉઠ્યો.

" હા, આ વિષયરાજ ! ચાલ હોંશીયાર." કહી વિષયરાજે પોતાનાં માણુસોને ઇશ્કેરી તલવાર ખેંચી.

કિશોર તો તૈયારજ ઉભો હતો. ઝપાઝપી શરૂ થઈ. કમળ પણ તલવાર ખેંચી પાછળથી બહાર નીકળી આવી. કિશોર અને કમળે લગભગ એક કલાક સુધી શત્રુઓ સામે ટક્કર ઝીલી. દુશ્મનના ચારેક માણસોને તો જમીનદોસ્ત કરી નાંખ્યા. ગુફામાં ગડબડ મચી રહી. ભયંકર ઘુમરાણથી ગુફાના બીજી બાજુએ રહેલા માણસો તેમના ભાઈબંધોની મદદે દોડી આવ્યા. દૂર ઉભેલો વિષયરાજ મારો કાપોના પોકાર પાડી રહ્યો હતો. ગુસ્સે થએલું દુષ્ટ મંડળ મધમાખોની માફક કિશોર અને કમળા પર તૂટી પડયું. બન્નેએ ઘણા વખત સુધી પોતાનો બચાવ કર્યો; પણ અંતે તેઓ ઘણાની આગળ ફાવી શક્યાં નહિ. દુશ્મનોથી તે પકડાયાં. તેમના હાથમાંથી તલવારો ખુંચાવી લેવામાં આવી અને એક મજબૂત દોરડાથી બન્નેને જકડીને બાંધવામાં આવ્યાં. એક માણુસ આગળ વધ્યો અને થરથર ધ્રુજતી રંભાને આગળ ઘસડી લાવ્યો. કિશોર અને કમળ લાચાર બની ઉભાં રહ્યાં. વિષયરાજે તેમની સામે તિક્ષણ નજરે જોઈને કહ્યું:—“ કાં બળવાનો ! અમારા બળની ખબર પડીને ? નાદાન છોકરાઓ ! બહાદુરની સાથે બાથ ભીડવામાં કેટલો ભય સમાએલો છે તેનું ભાન હવે થયું ને ?”

“ હું તમને બહાદુર તરીકે માનતોજ નથી જે બહાદુર છે તે કદાપિ દુષ્કર્મ કરતોજ નથી. વિષયરાજ ! જો તું ખરેખર બળવાન હોય તો આગળ આવ ' અને મને છૂટો કરી મારી સાથે દ્વંદ્વયુદ્ધ કર. પછી જોઈ લે કે કોણ બળવાન છે ! ” કિશોરે ક્રોધથી કહ્યું.

“ ઠીક છે તે પાછળથી જોઈ લેવાશે. હવે જણાવ કે તું જીવવાને માગે છે કે મરવાને ? જો જીવવું હોય તો મારા પક્ષમાં મળી જઈ મને મદદ કર. ભવિષ્યમાં હું તને સોનાના શીખરે ચઢાવીશ. ” વિષયરાજે કહ્યું.

“ તમારા જેવા ચોર, લુચ્ચા અને ભામટાઓના પક્ષમાં મળી જઈ મારે મારી કીર્તિને કાળું કલંક લગાડવું નથી. આ રજપૂતનું હૃદય ઓરજ પ્રકારનું છે. હું સત્યનો સાધક છું. દુષ્ટોનો કૃતાંત કાળ છું. પાપીના પક્ષમાં રહી જીવવા કરતાં મરણને શ્રેષ્ઠ સમજું છું. ”

કિશોરે જણાવ્યું.

"ખરેખર! તારા નશિબમાં મ્હોતજ નિર્માણ થએલું છે." કહી વિષયરાજે કમળ સામે જોઇ પૂછ્યું:—'બોલ ઓ કમભાગ્ય માણસ! તારી શું ઇચ્છા છે?" કહી વિષયરાજે તેને ધક્કો માર્યો. આથી કમળે માથે બાંધેલો ફેંટો નીચે પડયો અને તેના લાંબા વાળ છૂટા થઇ પીઠ પાછળ લટકી રહ્યા. વિષયરાજ અને તેના માણસો આશ્ચર્ય પામી તેની સામે જોઈ રહ્યા. વિષયરાજ હર્ષગર્જના કરતો તેની પાસે ગયો અને તેનો હાથ પકડી બોલી ઉઠયો:—"બહાદુરોને ઇશ્વર ગયબી બક્ષિશ આપે છે. પુરૂષના પોષાકમાં છૂપાઈ રહેલી સુંદરી! જણાવ કે તું કોણ છે?" આમ બોલતો વિષયરાજ હસવા લાગ્યો.

કમળ ગુસ્સે થઇ ગઇ. તેણે એક આંચકો મારી વિષયરાજના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લીધો અને બોલી:—"કર્મચંડાળ! આઘો મરી રહેજે, જો પાસે આવ્યો તો મુઓજ સમજજે. નરાધમ! મારો વિચાર કિશોરસિંહના વિચારને મળતોજ છે. અમે મરવાથી ડરતાં નથી. નિમકહરામ! તું આવો દુષ્ટ નીકળીશ એવો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હાય! ત્હેં જેનું નિમક ખાધું છે તેનુંજ હરામ કર્યું છે. ઓ પાપના પુતળા! તું મને પૂછે છે કે તું કોણ છે તો સાંભળ! હું તારા અન્નદાતા અંગારસિંહની પુત્રી કમળા છું; અને આ સમયે તારાં પાપકર્મથી તને ફિટકાર પર ફિટકાર આપનાર તારી હરીફ છું."

ઓહ! શું અચળગઢની રાજકન્યા મારા પંજામાં સપડાએલી છે? આહ! આજે મને અપાર આનંદ થયો. મારા ભાગ્યનો સિતારો ફરી ગયો. હા, એકને બદલે મને બે રમણીઓનો લાભ થયો છે. વાહ! ભાગ્ય, વાહ! આમ બોલતો વિષયરાજ તેના માણસોની સામે જોઇને કહેવા લાગ્યો:—"મારા બહાદુરો! તૈયાર થાઓ. પેલા અભિમાની પુતળાને વચ્ચોવચ ઉભો રાખો અને આ લલિત લલનાઓની સમક્ષજ તેને વધેરી નાંખો."

સરદારની આજ્ઞા સાંભળી બે માણસોએ કિશોરને ખેંચી લાવી

વચ્ચે ઉભો રાખ્યો. રંભા અને કમળની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. બન્ને જણાં કિશોરની સામે જોઈ રહ્યાં. વિષયરાજે તેને પ્રભુ સ્મરણની આજ્ઞા કરી. કિશોર ઘુંટણે બેસી પ્રભુનું સ્મરણ કરવા લાગ્યો અને બે પાપીઓ તલવારો ઉંચી કરી તેની પાસે ઉભા રહ્યા. કિશોરની પ્રાર્થના પૂરી થઇ. દુષ્ટોએ તેનો વધ કરવાને તલવારો ઉંચી કરી. રંભા અને કમળે ભયાનક ચીસ પાડી જમીન પર પડતું નાંખ્યું. કિશોરે આંખો બંધ કરી દીધી. પાપીઓએ વિષયરાજ સામે જોયું. તેણે કિશોરને મારી નાંખવાનું તેમને ઈશારતથી સૂચવ્યું. "ચાલ હોંશીયાર." કહી પાપીઓ તેનો વધ કરવાને ઉત્સુક થયા.

પણ...અરે...અરે! આ શું? બોલતા કાઈક માણસો ત્યાં આવી પહોંચ્યા. તેમાંનો એક કદાવર માણસ તે બન્ને પાપીઓની પાસે દોડી આવ્યો અને ભયંકર નાદે બોલી ઉઠ્યોઃ—"હરામખોરો! સબુર કરો." કહી તેણે બન્ને પાપીઓના હાથમાંથી તલવારો ખુંચાવી લીધી અને તે સાથેજ એકેકી લાત મારી તેમને દૂર ફેંકી દીધા.

વિષયરાજે ગભરાઇ બૂમ પાડી પૂછ્યુંઃ—"તું કોણ છે?"

"તારો કાળ આ ગુલાબસિંહ ફક્કડ." કહી તેણે ભીલ વીરો સામે જોયું અને કહ્યુંઃ—"વીરાઓ! શું જોઇ રહ્યા છો? તમારી તીરબાજી ચલાવો અને આ પાપીઓને જમીન પર લાંબા કરી સૂવાડો."

ભીલ વીરોએ કામઠીઓ ચઢાવી. તીર પર તીર છૂટવા લાગ્યાં પાપીઓ ભયાનક ચીસો પાડી જમીન ઉપર પડી તરફડવા લાગ્યા. વિષયરાજ ગભરાયો અને લાગ જોઇ જીવ બચાવવા નાઠો. જીવતા રહેલા દુષ્ટો પણ તેની પાછળ નાસવા લાગ્યા. ભીલ વીરો તેઓની પાછળ પડી તેઓને વિંધવા લાગ્યા. જોતજોતામાં તો ત્યાં પચીસ માણસોનાં મુડદાં પડયાં વિષયરાજ અને થોડાક દુષ્ટો જીવતા નાસી છૂટયા. પછી ગુલાબસિંહે ભીલ વીરોને અટકાવ્યા અને કિશોર તથા કમળને બંધનમુક્ત કર્યાં.

કિશોર તેને ગળે વળગી ખરા સંકટની વખતે સહાય કરવા બદલ તેનો મોટો ઉપકાર માનવા લાગ્યો. કમળ તથા રંભાએ તેને

આશીષ આપી હર્ષાશ્રુથી નવાજ્યો.

સર્વના બોલી રહ્યાં પછી ગુલાબસિંહ કહેવા લાગ્યોઃ—"કિશોરસિંહ! તમારા સમાચાર હું છાવણીમાં હાજર નહોતો તેથી મને ઘણાજ મોડા મળ્યા. પરંતુ આ સ્થળનો હું પૂરેપૂરો માહિતગાર હોવાથી બરાબર વખતસર આવી પહોંચી તમને બચાવવાને ભાગ્યશાળી થયો છું. વળી આ ઉભેલાં નવીન બાઇ કોણ છે?" ગુલાબસિંહે રંભાના તરફ હાથ લંબાવી પૂછ્યું.

"અમે એમને માટેજ આટલું બધું જોખમ ખેડયું હતું. ગુલાબસિંહ! તે બીજાં કોઇજ નહિ પણ અચળગઢનાં મહારાણી રંભાસુંદરી છે." કિશોરે જણાવ્યું.

"હેં! શું આ મહારાણી પોતેજ છે!!" ગુલાબસિંહે આનંદનો ઉદ્ગાર કાઢ્યો.

"હા, વીરા! પ્રભુ તારૂં કલ્યાણ કરો." રંભાએ કહ્યું.

"કેમ હવે આપણે બહાર નીકળીશું?" કમળે પૂછ્યું.

"ના. હજી આપણે નાશી ગયેલા શત્રુઓની શોધ કરી તેમને આ પૃથ્વી ઉપરથી સદાને માટે વિદાય કર્યા પછી જવાની મારી ઇચ્છા છે. વળી આ ગુફા ઘણીજ લાંબી છે અને તેની આસપાસની જગાઓ અલૌકિક છે તેથી તે સઘળું તમને દેખાડવાની મારી મરજી છે. આપણે બે દિવસ અહિં રહી આસપાસનાં સ્થળો જોઇશું અને સાથે સાથે પેલા દુષ્ટોની પણ તપાસ કરીશું. આપણને બે દિવસ સુધી ચાલે એટલો ખોરાક હું સાથે લેતો આવ્યો છું એટલે આપણને અહિં રહેવાને કોઇ જાતની હરકત નથી. કહો, મારો વિચાર સઘળાંને પસંદ છે કે નહિ?" કહી ગુલાબસિંહ તેમની તરફ જોતા રહ્યો.

સઘળાં ગુલાબસિંહના વિચારને સંમત થયાં અને તેણે બીજા વીરોને ત્યાંજ પડાવ નાંખવાની આજ્ઞા કરી.



## રણજીતનું યુદ્ધમાં ગમન.

રંભાસુંદરીના ગૂમ થવાથી સર્વત્ર હાહાકાર થઈ ગયો. લોકો તેમને ફાવે તેમ વાતો કરવા લાગ્યા. કોઈ કહેવા લાગ્યું કે રાણીશ્રી તો આગમાં બળી ગયાં ત્યારે કોઈ એમ કહેતું કે તેઓને બહારવટીઆ ઉપાડી ગયા. આખા નગરમાં ઘેર ઘેર આવી રીતની વાતો થવા લાગી. મહારાજા રણજીતસિંહના શોકનો પણ પાર નહોતો. તેમણે અસંખ્ય સૈનિકોને શોધમાં દોડાવ્યા હતા પણ તેમના મનમાં તો નક્કી ઠસી ગયું હતું કે રંભાને ઉપાડી જનાર બહારવટીઆજ છે. તેઓએ સોદાગરનો સ્વાંગ ધરી મને ઠગીને રંભાને ઉપાડી જવાની પ્રપંચજાળ રચી હતી.

આજે પ્રાતઃકાળમાંજ રણજીતસિંહ રંભાના ગૂમ થવાથી શોક સમુદ્રમાં ડૂબી આમતેમ આંટા મારતા હતા. તેઓ રંભાને યાદ કરી વારંવાર નિઃશ્વાસ નાંખતા હતા. રંભાની વ્હાલી સખી સુમન તેમને આશ્વાસન આપતી હતી; એવામાં વિક્રમાજીતે ત્યાં પ્રવેશ કર્યો. પ્રધાનને જોતાંજ રણજીને પ્રશ્ન કર્યો:—"પ્રધાનજી! રંભારાણીના કાંઇ સમાચાર મળ્યા?"

"મહારાજ! ઘણી શોધ કરાવી પણ કાંઇ સમાચાર મળ્યા નથી. મને તો લાગે છે કે રાણીશ્રી આગમાંજ બળી ગયાં હશે." વિક્રમાજીતે જણાવ્યું.

"ના, મારી રંભા આગમાં બળી ગઇ નથી તેને દુષ્ટ બહારવટીઆજ ઉપાડી ગયા છે. પ્રધાનજી! આ ભયંકર રાજ્ય પ્રપંચ છે. દુષ્ટોએ વૈર વાળવાના ઇરાદેજ પોતાની કપટજાળ પાથરી તેનું હરણ કર્યું છે. તમે તે દુષ્ટ બહારવટીઆઓને જલદીથી અહિં પકડી મંગાવો ને તેમને અત્યંત ત્રાસ આપો; એટલે તેઓ તેમની મેળેજ રંભાસુંદરીના ગૂમ થવાનું કારણ જણાવશે. હાય! રંભા વિના આ રાજમહેલ સ્મશાન સમાન ભાસે છે. આ હૃદય તેના વિયોગથી બળી ખાખ થઇ જાય છે. પ્રધાનજી! હું અત્યારે ભયંકર અંધકાર જોઇ રહ્યો છું.

મને મારૂં અનિષ્ટ નજદીક ભાસે છે. હા, મારી શુદ્ધ બુદ્ધ હરાઇ ગઇ છે, મને કાંઇજ સુઝતું નથી." કહી રણજીતે નજીકમાં પાથરેલી ગાદી પર પડતું નાંખ્યું.

વિક્રમાજીત તેમને આશ્વાસન આપી કહેવા લાગ્યોઃ—" મહારાજ! આપના જેવાએ આવી રીતે શોક કરવો ઘટીત નથી. ભાવિ મિથ્યા થતું નથી. મ્હેં રંભારાણીની શોધને માટે હજારો સૈનિકોને દોડાવ્યા હતા તેમાંથી કેટલાક આવ્યા છે અને હજી કેટલાક આવવાના બાકી છે. બાકી રહેલા માણસોની હું બે ત્રણ દિવસ રાહ જોઇશ. તે અરસામાં તેમના કંઇ સમાચાર નહિ મળે તો હું જાતેજ રાણીની શોધમાં નીકળીશ. મહારાજ! રાણીશ્રીને શોધવા હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. તેમને જો બહારવટીઆ ઉપાડી ગયા હશે તો તે દુષ્ટોને પકડી એકેએકને કત્લ કરાવીશ અને રંભારાણીને હરકોઇ ઉપાયે ખોળી કાઢી અહિં લઇ આવીશ. આપ હવે શાન્તિ પકડી મારી સાથે દરબારમાં પધારો. સર્વ સરદાર અને ભાયાત વર્ગ આપના પધારવાની આતુરતાથી રાહ જોઇ બેસી રહ્યા છે. હું ખાસ આપને દરબારમાં તેડી જવા માટેજ આવેલો છું." કહી વિક્રમાજીતે રણજીતને સમજાવી દરબારમાં લેઇ જવાને તૈયાર કર્યો.

રણજીત વસ્ત્ર બદલી પ્રધાનની સાથે દરબારમાં ગયો. રાહ જોઇ રહેલા સરદારો અને ભયાતો વગેરેએ ઉભા થઇ તેને નમન કર્યું. રણજીતે દિલગીરી ભરેલે ચ્હેરે સિંહાસન ઉપર સ્થાન લીધું. વિક્રમાજીત તેની જમણી બાજુએ અને સેનાપતિ તેજસંહ તેની ડાબી બાજુએ બેઠા. કોઇપણ માણસ એક શબ્દનો ઉચ્ચાર કરતું નહેતું. સભામાં સઘળે એવી શાન્તિ છવાઇ રહી હતી કે એક સોય સરખી પણ જો નીચે પડે તો તેનો અવાજ સંભળાય. સરદારો અને ભાયાતો વગેરે અત્યારે વિચારશૂન્ય જણાતા હતા. સઘળા રંભારાણીના વિચારમાંજ ગરકાવ થયા હતા. એવામાં રણજીતને કંઇક યાદ આવતાં પ્રધાન સામે જોઇ તેણે કહ્યુંઃ—" વિક્રમાજીત! મને આશ્ચર્ય લાગે છે કે કિશોર આપણને દગો દેઇ શત્રુને શાથી મળી ગયો હશે? હા, પવિત્ર

પિતાનો પુત્ર તેના ધર્મને વિસરી રાજદ્રોહી કેમ થયો ? પ્રધાનજી ! જ્યારે એક તરફ બહારવટીઆ ઉપદ્રવ મચાવી રહ્યા છે ત્યારે બીજી બાજુએ કલ્યાણસિંહ અને મારા પિતા કારસ્થાન કરી રહ્યા છે. મને અત્યારે વ્હેમ પડે છે કે રંભારાણીને ગૂમ કરવામાં વખતે તેમનો પણ હાથ હોય. ”

“ તેની પણ હવે આપણને થોડા સમયમાં ખબર પડશે. મ્હેં આપણા ચાર ચતુર સરદારોને વેશ બદલાવી ક્યારનાએ કલ્યાણની છાવણીમાં મોકલ્યા છે. તેઓ જેવી હશે એવી હકીકત મેળવી જલદી પાછા આવશે. મહારાજ ! આપણી ઉપર અત્યારે કેવું ભયાનક વાદળ ઝઝુમી રહ્યું છે તેની આપણનેજ ખબર છે. હા ! જેને આપણે નીતિવાન અને પવિત્ર માનતા હતા તેઓ પણ સમય આવતાં આપણાથી જુદા થઈ ગયા. મારા કિશોરને હું આજ સુધી એવો નહોતો ધારતો. હા ! તે શાણા છોકરાએજ શત્રુની ગરજ સારી છે. ખરેખર ! ‘ જે શાણો અને થોડાબોલો હોય છે તે સમય આવ્યે તેનું પ્રબળ પરાક્રમ દર્શાવે છે. ’ મારા કિશોરના સંબંધમાં પણ તેમ બન્યું છે. તે નાદાન છોકરો કાવત્રાંખોરોથી ભોળવાઇ રાજદ્રોહી થયો છે. તેની શિક્ષા તેને ભવિષ્યમાં ઘણી ભારે ખમવી પડશે. હા ! તેને અને તેની અપરમાતાને પ્રથમથીજ આંખરોષ પડેલો હતો; તે વારંવાર તેની માતા વિરૂદ્ધની મને ફરિયાદ કરતો; તે ઉપરથી મ્હેં ધાર્યું હતું કે આનું પરિણામ કાંઈક દિવસ વિપરીત આવશે. હા ! થયું પણ તેમજ. જે દિવસે કિશોર બહારવટીયાને પકડવા જવાને નીકળનાર હતો તેના આગલા દિવસે તેણે મને તેની માતા સંબંધે કેટલુંક આડું અવળું સમજાવ્યું હતું. હું તરત તેનું તર્કટ સમજી ગયો અને મ્હેં તેને સખ્ત ઠપકો આપી વિદાય કર્યો. બસ આથીજ તે શત્રુઓના પક્ષમાં મળી ગયો. પણ ફીકર નહિ, હુંજ ખરો કે તે ઉદ્ધત છોકરાને તેની ઉદ્ધતાઇનાં ફળ ચખાડી, જંજીરોથી જકડી બંદીખાનામાં પૂરૂં. હા ! તેણે મારી આજ સુધીની કિર્તીને કાળાશ લગાડી છે. ” આમ બોલતો વિક્રમાજીત ઉગ્ર દેખાવા લાગ્યો.

"પ્રધાનજી શાન્ત થાઓ; તમે શા માટે અકળાઇ જાઓ છો? કિશોર હજી બાળક છે. દુનિયાના કાવાદાવાથી તે અજ્ઞાન છે તેથી કાવત્રાંખોરોથી ભોળવાઈ જાય એમાં નવાઈ નથી. સમય આવ્યે તેને આપોઆપ ખબર પડશે કે મ્હેં આ ઘણું ખોટું કર્યું છે; અત્યારે તેના પર ક્રોધ કરવો વૃથા છે." રણજીતે જણાવ્યું.

આમ વાત ચાલી રહી છે એવામાંજ દ્વાર રક્ષકે અંદર આવી જણાવ્યું કે "સરદાર જાલિમસિંહ સભાગ્રહમાં પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે."

"શું જાલિમસિંહ આવી પહોંચ્યો? જા, જલ્દીથી તેને અંદર પ્રવેશ કરાવ." વિક્રમાજીતે આજ્ઞા આપી. દ્વારપાળ નમન કરી ચાલ્યો ગયો. બાદ થોડીવારે જાલિમસિંહ દરબારમાં દાખલ થયો. તેણે નીચા નમી મ્હારાજાને નમન કર્યું. તેને જોઈ તરત વિક્રમાજીતે પૂછ્યું:—"કાં સરદાર! શું સમાચાર છે? ધારવા પ્રમાણે સમાચાર મળ્યા કે નહિ?"

"મહારાજ મ્હેં કલ્યાણસિંહની છાવણીમાં અને તેની આસપાસના ડુંગરી પ્રદેશમાં આવેલી ભીલ લોકોની તમામ ઝુંપડીઓમાં તપાસ કરી પણ ત્યાં રંભારાણીનો બિલકુલ પત્તો લાગ્યો નહિ." સરદારે જણાવ્યું.

"વારૂ, ત્યાં કિશોરસિંહ તમારા જોવામાં આવ્યો હતો?" વિક્રમાજીતે પૂછ્યું.

"હા, કિશોરસિંહ ત્યાંના સૈનિકોના મુખ્ય સેનાપતિ નીમાયા છે. વળી વિશેષમાં મહારાજા અંગારસિંહ પણ રાજકન્યા કમળાબહેન સાથે ત્યાં નિવાસ કરેછે. હું તેમને નજરોનજર જોઇને આવ્યો છું." જાલિમસિંહે નવા સમાચાર જણાવ્યા.

પિતા અને બહેન ત્યાં હોવાના સમાચાર સાંભળી રણજીતના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે કર્કશ સ્વરે બોલી ઉઠયો:—"હા, હવેજ મને સઘળાં કાવત્રાંની ખબર પડી. આ પ્રપંચજાળ પાથરનાર કિશોર અને કમળા બન્ને જણાંજ હોવાં જોઇએ. તેમ મહારાજા અંગાર-

સિંહને મુક્ત કરાવી જનાર પણ તેઓજ છે. અરે ! 'ઘર ફુટયે ઘર જાય' એ પ્રમાણેજ આ અચળગઢમાં અત્યારે બની રહ્યું છે. અરે કિશોર ! ઓ નિમકહરામી રાજ્યદ્રોહી કિશોર ! હવે તારૂં આવીજ બન્યું છે. તારા મ્હોતની ઘડીઓ ગણાય છે. હા ! તું અંતે બેવફા થયો અને તેની સાથે મારી કમળને પણ તારી પ્રપંચજાળમાં ફસાવી છે. ઓ ઉપરથી વફાદારીનો ઢોંગ બતાવનાર સફેદ ઠગ ! હવે ચેતતો રહેજે. તું મારા ક્રોધમાંથી જીવતો રહી શકનાર નથી. હું તને પાતાળમાંથી પણ પકડી લાવી તારી જીવતેજ ચામડી ઉતરાવીશ. ઓ ઝેરી સાપ ! હું તારા દાંત તોડી પાડી તારા પ્રપંચનાં ફળ બરાબર તને ચખાડીશ." આમ બોલતો રણજીત ગુસ્સાથી કાંપવા લાગ્યો. તેણે પુનઃ પ્રધાનજી સામે જોઈ કહ્યું:–"બસ હવે એકદમ સૈન્યની તૈયારી કરો." હું જાતેજ દુષ્ટોને દંડ દેવા જનાર છું. હા ! મારી પવિત્ર રાણીને ગૂમ કરનાર પણ તેઓજ છે. આ સિંહને સતાવવામાં શું સાર નીકળે છે એ હું તેમને બરાબર બતાવીશ. બસ, હવે તેમનો નાશ પ્રત્યક્ષ દેખાય છે."

વિક્રમાજીતે ગંભીર વદને તેને શાન્તિ પમાડતાં કહ્યું:–"મહારાજા ! શાન્ત થાઓ. આપને જાતેજ યુદ્ધે ચઢવાની જરૂર નથી. હું આ ક્ષણેજ સૈન્ય સાથે ચઢું છું અને પાપીઓને પકડી લાવી આપના ચરણમાં રજુ કરૂં છું." કહી વીર વિક્રમાજીત ઉભો થયો.

પુનઃ રણજીત બોલી ઉઠયો:–"પ્રધાનજી ! દુષ્ટોને શાસન આપવા હું પોતેજ જઈશ. મ્હેં મન સાથે પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી એ રાજદ્રોહિયોને તેમની કરણીનાં ફળ ચખાડીશ નહિ ત્યાં સુધી હું મિષ્ટાન્ન જમીશ નહિ. હા ! રંભાના વિયોગથી મને અપાર દુઃખ ઉત્પન્ન થાય છે. સર્વત્ર શૂન્યકાર ભાસે છે; માટે તમે રાજ્યમાં રહો અને પ્રજાનું રક્ષણ કરો. હું જલ્દીથી દુશ્મનોને જમીનદોસ્ત કરી પાછો આવીશ. પ્રધાનજી ! જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી આ અચળગઢના સાશનકર્તા તમે પોતેજ છો."

વિક્રમાજીતે રાજાને સમજાવવાને ઘણોએ પ્રયત્ન કર્યો પણ તેણે

માન્યું નહિ. છેવટે વિક્રમાજીતે તેને જવાની રજા આપી. રણજીતના યુદ્ધે જવાના વિચારથી વિક્રમાજીતના પક્ષના સરદારો ઘણા આનંદ પામ્યા, અને ભવિષ્યમાં થનારી ઉથલપાથલની ધારણાઓ કરવા લાગ્યા. તે પછી રણજીતે સેનાપતિ તેજસિંહને સૈન્ય તૈયાર કરવાનું સૂચવ્યું. સેનાપતિએ બારસો બહાદુર સૈનિકોને થોડી વારમાં સજ્જ કરી મહેલના ચોગાનમાં ઉભા રાખ્યા. સઘળા સૈનિકો મહારાજા રણજીતની રાહ જોતા હતા તેવામાં મહારાજા શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઈ બહાર નીકળ્યા. વિક્રમાજીત પણ સાથે તેનો હાથ પકડી બહાર નીકળ્યો. બહાર નીકળતાંજ છીંક થઇ અને કાળા કાગ કકળાટ કરવા લાગ્યા. રાજા અને પ્રધાન એક બીજાની સામે જોવા લાગ્યા. પ્રધાને બીજે દિવસે જવાની સલાહ આપી. પણ "રણે ચઢેલો રજપૂત કદાપિ પાછો ફરેજ નહિં" કહી રણજીતે તેમ કરવાની ના પાડી. તેણે પ્રધાનને જતી વખતે કેટલીક ખાનગી સૂચનાઓ આપવાની હતી તે આપી: જે પ્રધાન વિક્રમાજીત ગંભીર મુખે સાંભળી રહ્યો. તે પછી તત્કાળ રણજીત છલંગ મારી ઘોડેસ્વાર થયો અને સૈનિકોએ જય ગર્જનાથી ગગન ગજાવી મૂક્યું. યુદ્ધનાં વાજાં વાગવા લાગ્યાં. કુચ શરૂ થઇ. નર—નારીઓ રાજાને યુદ્ધમાં જતો જોવા બારી—અગાસી વગેરે સ્થળોએ ઉભાં રહ્યાં અને તેને પુષ્પ અક્ષતથી વધાવી તેનો વિજય ઇચ્છવા લાગ્યાં. જોતજોતામાં સઘળું સૈન્ય નગરની બહાર નીકળી ગયું અને ઝડપથી દુશ્મનની છાવણી તરફ ચાલ્યું. રાજાના ગયા પછી વિક્રમાજીત સભા બરખાસ્ત કરી પોતાના મહેલમાં ગયો. કપિંજલાએ તેને હર્ષથી વધાવી લીધો અને 'પધારો અચળગઢના ભાવિ ભૂપતિ' કહી તેનો હાથ પકડી અંદર લેઈ ગઈ.



## યુદ્ધની તૈયારી.

શૂરો નર સંસારમાં, કદી ડરી નવ જાય;
સિંહ ભલે ભૂખે મરે, ખડ મરતાં ના ખાય.

સંધ્યાકાળનો વખત થવા આવ્યો છે. ઘેર ઘેર દીવા પ્રકટવાની તૈયારીઓ થઇ રહી છે, મંદિરમાં પણ ઠાકોરજીની શયન આરતીની તૈયારીઓ થાય છે, એવા સમયે એક ઘોડેસ્વાર પોતાના ઘોડાને પૂરપાટ દોડાવતો કલ્યાણસિંહની છાવણી આગળ આવી પહોંચ્યો. તેનું આખું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું હતું. અશ્વ પણ એકદમ દોડવાના શ્રમથી હાંફતો હતો. આ ઉપરથી અનુમાન થતું હતું કે આવનાર ઘોડેસ્વાર ઘણીજ ઝડપથી આવેલો હતો. તે સ્વાર ઘાડી ઝાડીની નજીક આવી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો; અને ઘોડાને દોરી અંદર દાખલ થયો. યુવરાજ કલ્યાણસિંહ રજપૂતમંડળ સાથે અનેક પ્રકારની વાતો કરતા પોતાના તંબુમાં બેઠા હતા. એવામાં પેલા સ્વારે અંદર આવી નમન કર્યું. તેને જોઈ કલ્યાણે પૂછ્યું:—“ કાં રામસિંહ! અચળગઢના શું નવીન સમાચાર છે ? ”

“ મહારાજ ! સમાચાર વિપરીત છે. રંભારાણીનું કોઈ હરામખોરોએ હરણ કર્યું છે અને તેનું તહોમત આપણે માથે આવ્યું છે.” રામસિંહે જણાવ્યું.

“ શું મહારાણીનું હરણ થયું અને વળી તેનું તહોમત આપણે માથે ! ! હા ! ભલેને દગાખોરો ગમે તેમ કહે પણ તેથી શું થઇ ગયું ? સત્યને કદી આંચ આવતીજ નથી. વારૂ બીજું કાંઈ? ” કલ્યાણે પૂછ્યું.

“ બીજા કાંઇમાં એજ કે મહારાજા રણજીતસિંહ સૈન્ય સાથે આ તરફ આવેછે. તેમનો વિચાર આપણી છાવણીને ઘેરી લેવાનો છે.”

“ શું આ સત્ય વાત છે ? શું રણજીત અંતે પ્રપંચીઓથી ભોળવાયો ? હા, વિભુ ! મારામારીના કલેશથીજ આ ભારતના સૌભાગ્ય સૂર્યનો અસ્ત થયો છે અને હજી ભવિષ્યમાં શું થશે એ કહી શકાતું નથી. હા ! ભોળો રણજીત એટલું પણ સમજી શકતો નથી કે દગાખોર

દુશ્મનો પોતાના શિકારને ફસાવવાને નવી નવી પ્રપંચ જાળો રચે છે અને તે પ્રપંચ જાળોને મજબૂત કરવા અનેક યુક્તિઓ કરે છે. અંતે તેમાં ભોળા જનોને ફસાવી તેઓ પાયમાલ કરે છે. ખરેખર! મારા ભાવિમાં ભાઈની સાથેજ યુદ્ધ કરવાનું નિર્માણ થએલું હશે તે કોણ મિથ્યા કરી શકનાર છે? હવે તો ક્ષત્રિય ધર્મને સંભાળવો અને યુદ્ધની વખતે કોણ પિતા અને કોણ ભ્રાતા? એ નિયમ અનુસાર મારે એ ઉદ્ધત છોકરાને યુદ્ધભૂમિમાં સારી રીતે ખબર પાડવી કે વીર કલ્યાણને સતાવતાં શું સાર નીકળે છે. હા, રણજીત! યાદ રાખજે કે તારે આખરે પસ્તાવુંજ પડશે અને મહા દુઃખી થવું પડશે."

"મહારાજ! હવે આડી અવળી વાતો પડતી મૂકી યુદ્ધની તૈયારી કરો તો સારૂં; કારણ કે શત્રુઓ ઘણાજ જલ્દીથી આ તરફ આવે છે.' રામસિંહે કહ્યું.

"શું તેઓ નગરમાંથી નીકળી ચૂકયા છે?" પુનઃ યુવરાજે પૂછ્યું.

"હા, આજ બપોરેજ તેમણે ત્યાંથી કુચ શરૂ કરી છે. હું તેમના ત્યાંથી નીકળ્યા પછી આ તરફ આવ્યો છું; માટે સાવધ થાઓ. રખેને શત્રુઓ ઓચિંતો હુમલો કરી આપણને સપડાવી ન જાય." રામસિંહે કહ્યું.

"યુદ્ધ આટલું જલ્દી થશે એમ મને સ્વપ્ને પણ આશા નહોતી. હા! અત્યારે વીર ગુલાબસિંહ અને કિશોરસિંહ પણ હાજર નથી; તેમ આપણા શૂરા ભીલ વીરો પણ તેમની સાથે ગએલા છે. હા! જ્યારે અનિષ્ટ થવાનું હોય છે ત્યારે પાસેની વસ્તુઓ પણ દૂર ખસી જાય છે. સરદાર! રણજીતની સાથે કેટલું સૈન્ય હશે વારૂ?" કલ્યાણે પૂછ્યું.

"તેમની સાથે લગભગ બારસો માણસોનું સૈન્ય છે." રામસિંહે જણાવ્યું.

"તેના એવડા મોટા સૈન્યની સામે આપણે આપણા નાનકડા સૈન્યથી કેવી રીતે ટકી શકીશું?" કલ્યાણે કહ્યું.

"મહારાજ! તેનો શોચ કરવો અત્યારે નકામો છે; થતાં થશે

તે ખઇ. શું આપણા રણવીરો તેમનાથી ડરી જાય એવા છે ? અરે આપણો એકેકો વીર શત્રુના દસ દસ સૈનિકોને સંહારવા સમર્થ છે. આપણું નાનકડું સૈન્ય શત્રુના અજેય કહેવાતા સૈન્યને પણ એક વખત પાછુ હઠાવી રણરંગ દિપાવશે. આપણો એક પણ વીર પીઠ બતાવી કુળને કદાપી કલંક નહિ લગાડશે." આમ બોલતાં સરદાર રામસિંહે તરત ખભે ભરાવેલું રણશિંગડું વગાડયું. તેનો ઘોર ધ્વની પર્વત પ્રદેશમાં ફેલાઇ ગયો. જ્યારે કોઇ આફત આવી હોય ત્યારેજ આ રણશીંગાને વગાડવામાં આવતું એમ સમજીને તેનો ભયાનક સ્વર સાંભળી ત્યાં બેઠેલા થોડાક સરદારો એકદમ ઉભા થઇ ગયા. રણશીંગાનો નાદ વધારે અને વધારે જોરથી થવા લાગ્યો. રાવટીઓમાં બેઠેલા અને આડા અવળા ફરવા ગએલા સૈનિકો એકદમ છાવણીમાં દોડી આવ્યા. મહારાજા અંગારસિંહ પણ ખુલ્લી સમશેર સાથે પોતાના તંબુમાંથી બહાર ધસી આવ્યા. રણશીંગુ શા માટે વાગે છે એની તપાસ કરતાં સઘળાને તેના કારણની ખબર પડી ગઇ. સૈનિકો ટુંક સમયમાં શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઇ ગયા અને મહારાજા અંગારસિંહની જય ગર્જનાથી ગગન ગજાવવા લાગ્યા."

"તૈયાર થઇ ઉભેલા સરદારો અને સૈનિકોની સંખ્યા કલ્યાણે ગણી જોઇ. તેઓની સંખ્યા લગભગ ત્રણસોની જણાઇ. આટલા નાનકડા સૈન્યથી શત્રુના મોટા સૈન્ય સામે કયાં સુધી ટક્કર ઝીલી શકાશે ?" આમ આત્મગત્ બોલતા કલ્યાણે નિઃશ્વાસ નાંખ્યો. ગુલાબસિંહ અને કિશોરની તેને અત્યારે મોટી ખોટ જણાવા લાગી. તેના મુખ પર દિલગીરીની છાયા છવાઇ ગઇ. આવું જોઇ મહારાજા અંગારસિંહ તેની પાસે જઇ બોલ્યાઃ—"યુવરાજ ! શા માટે દીલગીર થાય છે ? જ્યારે ત્યારે લડાઇમાં મરણ તો આપણા ક્ષત્રિયના ભાગ્યમાં લખાએલું છે. ક્ષત્રિય પુત્રે રણમાં લડતાં મરવું એ તો એક સૌભાગ્યનું ચિહ્‌ન છે. પુત્ર ! તું વીર કુમાર છે છતાં આજે યુધ્ધે ચડતાં આમ ઉદાશ કેમ થાય છે ? પુત્ર ! તું આવી રીતે ઉદાસ થઇશ તો આ વીર સરદારો તારે માટે શું કહેશે ? અરે ! તારી ગણના કાયરમાં ગણાશે. કહે કલ્યાણ

નામ ગયું તો પછી શું રહ્યું ? શું હેં વિદ્વાનોનાં વાક્ય સાંભળ્યાં નથી ? ના સાંભળ્યાં હોય તો સાંભળ હું તને કહી સંભળાવું.

" કદિ રાજ્ય ગયું પણ પાછું મળે, પરદેશ ગયો ઘર તર્ફ ફરે;
પણ નામ ગયું કદી તો ન મળે, જ્યમ સાગરમાં પડ્યું રત્ન અરે.

× × × × × ×

બળિયો રજપુત કદી ન હઠે, ગણી નામ વધુ નીજ જીવ થકી;
જ્યમ ગંગ તણું નીર સિંધુ જશે, નહિ ખાળ્યું રહે કદિ તે અટકી.

× × × × × ×

શુરવીર હતા ભડભુપ ખરા, મરણાંગત સુધી હઠે ન હઠ્યા;
નિજ દેશપરે પરદેશિ ચઢયા, તવ તેહ તણા મુખ ઘાટ ઘડ્યા. "

માટે શોકને દૂર કર. પુત્ર ! આવો અમૂલ્ય પ્રસંગ આપણને ફરી ફરીને પ્રાપ્ત થનાર નથી."

" પિતાજી ! હું કાંઇ હાર જીતના વિચારથી શોકાતુર થતો નથી વીર રજપુતોને તો હમ્મેશાં મૃત્યુની સાથેજ મૈત્રિ બાંધીને ફરવાનું હોય છે એ હું સારી રીતે સમજુ છું. પણ બાપુ ! મને ફક્ત રણજીતની ઉછૃંખલતાને માટેજ ઘણું લાગી આવે છે. અરેરે ! જ્યારે આવી રીતે ભાઇ ભાઇની સામે અને પુત્ર પિતાની સામે સ્વાર્થને વશ થઇ સમશેરો ખેંચશે તો ભવિષ્યમાં આ ભૂમિનું શું થશે ? ખરેખર ! આપસ આપસની લડાઇમાં ત્રીજોજ ફારસ્થાની ફાવી જશે અને આ નંદન ભૂમિનું નિકંદન નીકળી જશે. હા ! હવે તો જે થાય તે ખરૂં. હા ! હવે રણજીત પણ જાણશે કે કલ્યાણની સમશેરમાં કેટલું સામર્થ્ય છે. મારા વીર યોદ્ધાઓ ! મારા સુખ દુઃખના ભાગીદારો ! હવે થાઓ તૈયાર અને શત્રુઓને બતાવો તમારી સમશેરોના બહાર. મારા વીરાઓ ! આપણું સૈન્ય દુષ્મનના સૈન્ય કરતાં નાનું છે છતાં એ મોટા સૈન્યને આપણે સપાટો દેખાડી આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખી નસાડી મૂકવું એમાંજ આપણી શોભા છે. તમારી મને સંપૂર્ણ ખાત્રી છે કે તમે રજપૂત નામને લજાવશો નહિ. બોલો, મારા શૂરાઓ ! આ યુદ્ધમાં સર્વનો શું વિચાર છે ?" કહી કલ્યાણ સૈનિકો સામે જોઇ

રહ્યો. "વીર યોદ્ધાઓ તેનું ભાષણ સાંભળી ગર્જી ઉઠયા. અમે આપના માટે અમારા પ્રાણ આપવાને તૈયાર છીએ. આપની આજ્ઞા મળતાંજ દુષ્મન ઉપર આક્રમણ કરવા અમે ઉત્સુક છીએ. અમે અમારા પ્રાણ કરતાં અમારી પ્રતિજ્ઞાને વધારે શ્રેષ્ટ સમજીએ છીએ. મહારાજ! ચાલો, હવે વાર ન કરો; દુષ્મનોને ભેટવા અમે આતુર થઇ રહ્યા છીએ." આમ બોલતા વીર યોદ્ધાઓએ કાનને ફાડી નાંખે એવો હર હર મહાદેવનો પોકાર કર્યો.

પછી છાવણીમાં થોડાક માણસોને સંભાળને માટે રાખી કલ્યાણે તરત કુચ શરૂ કરી. તેનો વિચાર રણજીતને છાવણી સુધી આવવા દેવાનો નહોતો. તેના સૈન્યમાં ફક્ત સો ઘોડેસ્વારો અને બસો પાયદળ સિપાહીઓ હતા. આટલું નાનું સૈન્ય રણજીતના સાગર જેવા સૈન્યના આગળ કાંઇજ નહોતું, છતાં આ રણઘેલા રજપૂતો અસંખ્ય સૈનિકોને પોતાની શૂરી સમશેરોનો સપાટો દેખાડવાને ઝડપથી ચાલ્યા જતા હતા. મહારાજા અંગારસિંહ અને કલ્યાણસિંહ પણ યુદ્ધ વિષે વાતો કરતા કરતા તેમની પાછળ જતા હતા. સો ઘોડેસ્વારો તેમની આસપાસ વિંટાઇને ચાલતા હતા. આવી રીતે ચાલતાં ચાલતાં તેઓ તેમની છાવણીથી લગભગ એક ગાઉ દૂર આવ્યા. આ જગાએ એક મોટું મયદાન આવેલું હતું. તેની ચારે તરફ પર્વતોની હાર અને ઉંડી ખીણો જણાતી હતી. યુદ્ધને માટે આ જગા અનુકુળ છે ધારીને મહારાજાએ સઘળાને તે સ્થળેજ રોકાવાનું કહ્યું. સૈનિકો મહારાજાના કહેવા મુજબ અત્રે રોકાયા અને દુષ્મનોની ભેટ લેવાને તૈયાર થઇ ઉભા. "બપોરનો નીકળેલો રણજીત હજી સુધી કેમ આવ્યો નહિ હોય? શું તે કંઇ પ્રપંચ તો નહિ રચતો હોય? શું ખબર પડે?" આવી રીતના વિચાર કલ્યાણસિંહ કરતો હતો. પળે પળે તે લાંબી નજરથી જોતો હતો કે દુષ્મનો આવે છે કે નહિ. ધીમે ધીમે અંધારૂં થયું અને રાત્રી પડી છતાં કોઇને કાંઇ જણાયું નહિ.

"અરે! આ શું? શું રણજીત સૈન્ય સાથે પાછો ગયો હશે? લાવ તપાસ કરૂં." આમ વિચારી સરદાર રામસિંહે યુવરાજની આજ્ઞા

લેઈ અચળગઢ તરફ ઘોડો દોડાવી મૂકયો.

"કલ્યાણે પોતાના સૈન્યને ત્યાંજ પડાવ નાંખવાની આજ્ઞા આપી એટલે સઘળા સૈનિકો શસ્ત્ર સાથે ત્યાં વિશ્રામ કરવા લાગ્યા."

કલ્યાણુસિંહે પોતાના વીર યોદ્ધાઓ સામે જોઇ કહેવા માંડયું:— "મારા રણશુરો! તમે સર્વ જાણોછો કે આપણે સૌ સુલેહને ચાહનારા છીએ. જ્યારે આપણે માથે વિપત્તિ આવી પડે છે યા તો આપણો ધર્મ સંભાળવાની આપણુને જરૂર પડે છે ત્યારેજ આપણે શસ્ત્ર ઉચકવાં પડે છે. રણજીત મારો ભાઇ છે; પણ તેણે ધર્મ વિરૂદ્ધ કાર્ય કર્યું છે. તેણે દગાખોરોની શિખામણ માની મારા પૂજ્ય પિતાશ્રીને સખ્ત અપમાન પહોંચાડયું છે. શું પિતાનું અપમાન કરવું એ પુત્રનો ધર્મ છે? બસ તેજ કારણથી તેનો ગર્વ ઉતારવાને આપણે તૈયાર થવું પડયું છે. બહાદુરો! સરદાર રામસિંહના જણાવ્યા મુજબ એ કયારનોએ નગરમાંથી નીકળી ચૂકયો છે; તેની અને આપણી હજી મુલાકાત થઈ નથી તેનું કારણ મને તો એમ સમજાય છે કે તે આટલામાં કયાંક છુપાઇ રહ્યો હશે. તેનો વિચાર વખતે છૂપાઇ રહીને આપણી ઉપર ઓચિંતો હુમલો કરવાનો હશે? ઓચિંતો હુમલો કરી આપણુને પરાજય પમાડવાનું શિક્ષણ અવશ્ય તેને વિક્રમાજીત પાસેથી મળ્યું હશે. આપણે ઘણુંજ સંભાળીને વર્તવાનું છે. તે આપણી પર કયારે હુમલો કરશે તે હાલ કહી શકાય નહિ. મારા સરદારો! જે યુદ્ધની આપણે આતુરતાથી રાહ જોતા હતા તે યુદ્ધનો સમય હવે નજદીક આવી પહોંચ્યો છે. તમારાં શસ્ત્રો કે જે અત્યાર સુધી મ્યાનમાં રહી અકળાઇ ગયાં છે તેને શત્રુના લોહીથી તૃપ્ત કરવાનો વખત હવે પાસે આવ્યો છે; પણ હા! વીર ગુલાબસિંહ અને કિશોરસિંહ આવા શુભ પ્રસંગે ભાગ લીધા વિના રહી જાય છે તેને માટે મને ઘણું લાગી આવે છે. તેઓ કયાં ગૂમ થઇ ગયા છે તેની પણ આપણુને ખબર નથી. મ્હેં તેમની શોધમાં પચાસ સરદારોને દોડાવ્યા છે. વીર ગુલાબસિંહ જો આ વખતે હાજર હોત તો આપણે એકજ ધસારે દુશ્મનનો નાશ કરી નાંખત; કારણ કે તે વીર યોદ્ધો

યુદ્ધ નિપુણ છે અને તેની આજ્ઞા થતાંજ અનેક બીજા વીરો પ્રાણ આપવાને તૈયાર થઇ જાત. તેની આજ્ઞા વિના એ વીર યોદ્ધાઓ પણ આપણને કેવી રીતે મદદ કરી શકે ? આપણે હવે તો શ્રી ભગવાનના ઉપરજ આધાર રાખી રણરંગ ખેલવાનો છે અને અભિમાની રણજીતના સકળ સૈન્યનો નાશ કરી તેનો ગર્વ ઉતારવાનો છે. બહાદુરો ! રણજીત પણ વીર યોદ્ધો છે; એ આપણે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. એ વીર યોદ્ધાની તેમજ તેના અગણીત બળવાન વીરોની સાથે આપણે બાથ ભીડવાની છે. કહો મારા રણઘેલા યોદ્ધાઓ આપણાથી શત્રુને પરાજય પમાડી શકાશે કે ?" કહી કલ્યાણ તેના સૈનિકો સામે જોઇ રહ્યો.

તેનું ભાષણ પુરૂં થતાંજ એ નાનકડું સૈન્ય ગર્જી ઉઠયું. અમે મહા બળવાનનો પણ પલકમાં ગર્વ ઉતારવાને શક્તિવાન છીએ. શું શત્રુ બળવાન હોય તેથી વીર રજપૂતો ડરી જઇ પાછા પડશે ? ના ના, અમે તે ગર્વઘેલાઓને અમારી પ્રચંડ સમશેરોથી કાપી નાંખીશું. અરે તેઓને જોતજોતામાં જડમૂળથી ઉખેડી નાંખીશું. યુવરાજ ! અમે આપના માટે અમારૂં લોહી રેડીશું અને અમારામાંથી એક પણ જીવતો રહેશે ત્યાં સુધી લડીશું. મહારાજ ! જો આપની આજ્ઞા હોય તો અમે આ ક્ષણેજ અચળગઢ તરફ જઇએ અને અભિમાનમાં અંધ થએલાઓની આંખો ઉઘાડીએ.

"વીરપુત્રો તમારાં વચનો સાંભળી મને અત્યાનંદ થાય છે; પણ હાલ સમય પ્રતિકુળ છે. સાહસ કરવાથી વિપરીત પરિણામ આવે છે. આપણે આ સ્થળેજ શત્રુની ભેટ લેવાની જરૂર છે. હા ! જે રજપૂત વીરો પોતાના માલિકને અને પોતાના દેશના ઉદ્ધારાર્થે પ્રાણ આપે છે તેઓનું નામ અમર થાય છે અને તે સદાકાળ સ્વર્ગમાં વાસ કરે છે." અંગારસિંહે ઉદ્‌ગાર કાઢયા. એટલામાંજ અંગારસિંહનો રાજભાટ કે જે તેમની પાસે હમેશાં હાજર રહેતો હતો તે આગળ આવીને બોલી ઉઠયો:—" ધન્ય છે ! ધન્ય છે ! તમારી જનેતાને. બાપુ ! આપના મુખમાંથી હમેશાં આવાં વીર વચનોજ નીકળવાં જોઇએ.

જેણે પોતાના દેશ અને રાજાને માટે પ્રાણ ત્યાગ્યા છે તેઓ તેમની અક્ષય કીર્ત્તિ તેમના મુવા કેડે પાછળ મૂકી ગયા છે. હા ! જે રજપૂત રણનું નામ સાંભળી ઘરમાં ભરાઇ જાય છે, અરે ! જે રજપૂત નિર્બળનું રક્ષણ કરવામાં ડર ખાય છે, સ્ત્રી–બ્રાહ્મણ–ગાયની વ્હારે ચડતાં વિચાર કરે છે અને આંગણે આવેલા ગુણજ્ઞ જનનો તિરસ્કાર કરે છે તે રજપૂત નહિ પણ રજપૂતના નામને કલંક લગાડનાર કમજાત છે." હા ! કહ્યું છે કેઃ–

" જનની જણે તો ભકત જણ, કાં દાતા કાં શૂરઃ
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."

હા ! વીર રજપૂત કોણ કહેવાય ? સાંભળો, મારા રણઘેલા રજપૂતો ! અરે ! અપ્સરાને વરવા તૈયાર થએલા સુભટો ! સાંભળોઃ–

" ધન્ય તે વીરને જે સદા ઉરમાં દેશના કાજ અભિમાન રાખે;
દેશ મારો અને દેશી મુજ ભ્રાત છે એમ જે ઉરમાં નિત્ય દાખે.
દેશી દુઃખ ટાળવા દેહને જે દમે, દેશ પર પ્રાણ કુરબાન જાણે;
દેશને લાભ તો ખોટ પોતે ખમે, દેશ કાજ લડી અંત આણે.

દેશીને છેક પરદેશમાં દેખીને પ્યારથી તે તણી પાસ જાતો;
ભ્રાત તેને ગણી ભાવ ભરપૂરથી સ્નેહ સાચા થકી ચિત્ત ચ્હાતો.
દેશી દુઃખ દેખીને દિલ ઘણું દાઝતા, યત્ન પૂરો કરી દુઃખ ટાળે;
ધન્ય તે વીર જે વાણી મન કર્મથી દેશ હિતકારી થઇ દેશ પાળે."

આવા જેનામાં ઉમદા ગુણ હોય તેજ વીર ક્ષત્રિય કહેવાય; નહિ તો કાપડ સૂતર વણનારા જે ખત્રીઓ કહેવાય છે તેનામાંજ ગણના થાય. ભાઇ ! ક્ષત્રિને તો તલવારના બળ વડે રણમાં ઝુઝી જશ મેળવી અસલના વીર યોદ્ધાઓની ગણનામાં ગણાવાનું છે માટે ધર્મના કામમાં ઢીલ નહિ કરતાં પરીયાનું પાણી દેખાડો અને અમળગઢના અભિમાનીઓને રણમાં લાંબા કરી સુવાડો. બોલો, મારા સુભટો એકવાર આપણી કુળદેવીની જય બોલો કે જેના કોપથી તમારા શત્રુઓનાં કાળજાં કંપી જાય.

રાજબારોટ હજી પૂરું બોલી રહ્યા નથી એટલામાં તો રણશૂરા-

ઓએ કારમી ગર્જનાથી દેવીની જય પોકારી પહાડી પ્રદેશ ધ્રુજાવી મૂક્યો. શૂરા સૈનિકો શૌર્યથી કાંપવા લાગ્યા અને પોતાની તલવારો મ્યાનમાંથી કાઢી ઉંચી નીચી કરવા લાગ્યા. પર્વતની ઉંડાણમાં ઉતરતા સૂર્યભગવાન પણ અસ્ત પામતા પહેલાં શૂરાઓની તેજસ્વી સમશેરો પર પોતાનો પ્રકાશ નાંખી વિજળીની માફક ચળકાવવા લાગ્યા; જે ચળકાટથી કાયરનાં કાળજાં કંપી જતાં માલુમ પડતાં હતાં.

આવી રીતે વીર વેશથી કાંપતા યોદ્ધાઓ રણજીતના આગમનની રાહ જોવા લાગ્યા. અંતે રાત્રિ પડી પણ કોઈ જણાયું નહિ. અંધકાર ધીમે ધીમે સૃષ્ટિ ઉપર પોતાનો કાળો પછેડો પાથરવા લાગ્યો. આટલું બધું અંધારૂં થઇ ગયું તેમજ રાત્રિ ઘણી વહી ગઈ માટે હવે દુશ્મનો અત્યારે આવશે નહિ એમ ધારીને રજપૂત યોદ્ધાઓ નિશ્ચિંતતાથી આરામ લેવા લાગ્યા. સઘળા છાવણીમાંથી ખાઇ પીને આવેલા હતા, એટલે કોઇને કાંઇ કામ નહોતું; તેથી કેટલાક સૈનિકો આમ તેમ ફરવા લાગ્યા તો કેટલાક સિંધુડા રાગથી રણગીત ગાવા લાગ્યા. કેટલાક સૈનિકો અને સરદારો એકત્ર થઈ મહારાજા અંગારસિંહની આસપાસ કુંડાળું વળીને બેઠા. રાજબારોટ પણ મહારાજાની નજીક બેસી એ વીર યોદ્ધાઓને કૌરવ પાંડવના યુદ્ધ વખતનાં રસભર્યા કવિતો સંભળાવવા લાગ્યા. આવી રીતે કાળક્રમ વિતવા લાગ્યો.

## ૨૪

### ભાઈની ભેટ.

શાન્ત રાત્રિના આવા ગાઢ અંધકાર સમયે આ પહાડી પ્રદેશમાં કોઇ પણ નજરે પડતું નથી અને સર્વત્ર શૂન્યકાર ભાસે છે. પ્રકૃતિદેવીનું શાન્ત સામ્રાજ્ય સ્થપાઇ ચૂક્યું છે. પહાડોની ઉંડી ખીણોમાં વાઘ વરૂની બૂમો સંભળાય છે. ચારો ચરવાને ઉડી રહેલાં નિશાચર પક્ષિઓ પાંખોના ફફડાટથી કર્કશ અવાજ કરી રહ્યાં છે. પવન પોતાના પ્રચંડ વેગથી ઝાડની ડાળીઓને એક બીજા સાથે અથડાવી અવાજ ઉત્પન્ન કરી રહ્યો છે. ભયાનક અંધકારમાં ઉગેલાં તરૂવરો દૂરથી જોના-

રને ભૂતના ઓળાની માફક ભાસે છે. અત્યારે રાત્રિનો પ્રથમ પ્રહર ચાલી રહ્યો છે. રજપૂત વીરો કૌરવ–પાંડવની વીરરસની વાર્તા સાંભળવામાં તદ્રુપ બની રહ્યા છે. આડાઅવળા ફરવા ગએલા સૈનિકો પણ ક્યારનાએ આવી સૌના ભેગા બેસી ગયા છે. આવી રીતે આંહિ સર્વ મંડળ એકત્ર થઇ બેઠું છે તેમાં યુવરાજ કલ્યાણસિંહ જણાતો નથી. તે ક્યાં ગયો હશે ? આવા ઘોર અંધકારમાં શું તે દુશ્મનની ખબર કાઢવા ગયો હશે ? વાંચકો ! ચાલો આપણે તેને શોધી કાઢીએ.

યુવરાજ કલ્યાણસિંહ અત્યારે અત્યંત વિચારોમાં ગુંથાયો હતો. રણજીત નગરમાંથી તો નીકળી ચૂક્યો છે ત્યારે તે ક્યાં છૂપાઇ રહ્યો હશે ? આને આ વિચાર તેના મનમાં થયા કરતા હતા. સમાચાર મેળવવા ગએલો સરદાર રામસિંહ પણ હજી સુધી આવ્યો નહોતો તેથી તેની ચિંતામાં વધારો થતો હતો. તે છાવણીથી થોડેક દૂર એક શિલા પર બેસી વિચારમાં તદ્રુપ થયો હતો; એ અરસામાંજ તેના વિચારનો એકાએક ભંગ થયો. તેને કાને કોઇની ચીસ સંભળાઇ. કલ્યાણ વિચારનો ત્યાગ કરી ઉભો થયો અને તરતજ એ ચીસ સંભળાઇ તે દિશા તરફ ચાલ્યો. યુવરાજ કલ્યાણસિંહ ભયનો ત્યાગ કરી બેધડક આગળ ચાલ્યો જતો હતો. તે છાવણીથી લગભગ અર્ધાક ગાઉ ઉપર આવી પ્હોંચ્યો એવામાં તેને પગે માર્ગ વચ્ચે પડેલી કોઇ વસ્તુ અથડાઇ. તે વાંકો વળી જોવા લાગ્યો તો તેની અત્યંત અજાયબીની અંદર તેને માલમ પડ્યું કે ત્યાં કોઇનું એક મુડદું પડેલું છે. માર્ગ વચ્ચે મુડદું ક્યાંથી ? શું કેઇ કમભાગ્ય માણસ હિંસક પ્રાણીનો ભોગ તો નહિ થયો હોય ? એમ પણ બને; કારણ કે આ પ્રદેશ અસંખ્ય હિંસક પ્રાણીઓથી ભરપૂર છે. આમ વિચારતા કલ્યાણે આગળ ચાલવા માંડયું; પણ એવામાંજ એ માર્ગ વચ્ચે પડેલા મુડદાએ અવાજ કર્યો:– ' યુવરાજ ! "

તે અવાજ સાંભળી યુવરાજ કલ્યાણ ચમક્યો અને તુરત તેની પાસે પાછો આવ્યો. પાસે આવતાં તેને જણાયું કે જેને હું મુડદું ધારતો હતો તે મુડદું નથી પણ કોઇક માણસ ઘાયલ થઇને પડેલો

છે. કલ્યાણ તરત નીચે બેઠો; અને તેના શરીરે હાથ ફેરવી કહેવા લાગ્યો: "ભાઈ! તમે કોણ છો? અને આવી દશા થવાનું શું કારણ છે?"

"યુવરાજ! શું હજી પણ તમે મને ઓળખી શક્યા નથી?" તે માણસે કહ્યું.

"આ ગાઢ અંધકારમાં તમારું મુખ જોઈ શકાતું નથી એટલે હું તમને કેવી રીતે ઓળખી શકું?" કલ્યાણે કહ્યું.

"હા, રામ! મને અપાર વેદના થાય છે. અરેરે! ફરજ બજાવ્યા વિના મૃત્યુ પમાય છે. યુવરાજ! મને ક્ષમા કરજો. હું સરદાર રામસિંહ...'

તે આગળ બોલે એ પહેલાંજ કલ્યાણ તેને ઓળખી ઉતાવળથી બોલી ઉઠયો:-"ઓહ! કોણ સરદાર રામસિંહ!? કહો કહો તમારી આવી દશા કોણે કરી?"

"હા! મારાથી બોલાતું નથી. મારી...આંખો...થરડાય છે. યુવરાજ! આ પ્રાણ હવે વધારે વાર રહે...એવો...સંભવ નથી. હું આપની પાસેથી નીકળી અચળગઢ જતો હતો તેવામાં આ ખીણ આગળ આવી પહોંચતાંજ દુષ્મનના તીરથી વિંધાયો છું. દુષ્ટ દુશ્મને મને દગો કર્યો છે. હું ઘાયલ થઇ નીચે પડયો કે તત્કાળ રણજીતસિંહ દોડી આવ્યા. તેમણે મને આપણી બાતમી લેવા અનેક પ્રશ્ન પૂછ્યા પણ મ્હેં તેમને એક પણ જવાબ આપ્યો નહિ તેથી તેમણે ક્રોધને વશ થઇ મારી પર પિસ્તોલનો બહાર કર્યો છે. હું શુદ્ધ શાન વિનાનો લોહીમાં તરબોળ થઈ નીચે પડયો એટલે મને મરી ગયેલો ધારી તેઓ ચાલ્યા ગયા. તેઓ તેમના સઘળા સૈન્ય સાથે આ નજીકની ખીણમાં છૂપાઈ રહેલા છે. હા! તમે આવી પહોંચ્યા તે ઠીક થયું. મારી એક ફરજ પૂરી થઇ છે. હા! યુવરાજ પ્રણામ. આ જીવ... જાય છે. ગળું સુકાય છે. દેવદૂત...નજરે...દેખાય છે...હા! પ્ર ણા...મ...રામ...ર...આ...આ...મ..." બસ હવે થઈ ચૂક્યું. રામસિંહના રામ રમી ગયા. તેનો પ્રાણપંખી તેનું દેહપિંજર છોડી

ચાલ્યો ગયો. કલ્યાણસિંહને અપાર શોક થયો. એક વફાદાર સરદારના મરણથી તેને ઘણું લાગી આવ્યું. તે એક નાના બાળકની માફક રડી પડયો. તેના રૂદનનો અવાજ સાંભળી કોઇએ અટ્ટહાસ્ય કર્યું. કલ્યાણ ચમકીને ઉભો થયો ને સ્વગત્ બોલી ઉઠયોઃ—“ શું આ ભૂતનો ચમત્કાર હશે ? ગમે તે હો તેની મને કાંઇ દરકાર નથી. ”

ભૂત હો યા પ્રેત હો, પણ નથી દીલે તેની પરવા;
ગયું જેનું સર્વ છે, દરકાર કરે શું કરવા.

“ હા ! હવે તો આ રામસિંહનું વૈર લેવુંજ ઓ દુષ્ટ રણજીત ! ત્હેં મારા રામસિંહનું ખૂન ક્ષત્રિય ધર્મથી વિરૂદ્ધ વર્તન કરી કર્યું છે. તારે તેની સામે થઇ તેના પ્રાણ લેવા હતા. હા ! અફસોસ ! પાપીઓના સહવાસથી ત્હેં ધર્મનો પણ ત્યાગ કર્યો છે. એ આ રામસિંહના કહેવાથી સત્ય સમજાયું છે. ઓ કુટિલ કાગડા ! આમ્રવૃક્ષના માલિક તરફથી મળતી સંતોષકારક ભેટથી ન ધરાતાં ઉલટો આખા વૃક્ષનો માલિક થઇ બેઠો ? અરે તેટલેથીજ નહિ વિરામતાં ભાઈ અને પિતાના નાશને માટે તત્પર થયો ? હા ! તારાં કારસ્થાનનું ફળ તને બરાબર ચખાડવું જોઇએ. બસ, હવે વૈરનું આવાહન કરવું ઉચીત છે. ઓ દયા ! હવે તું આ દેહમાંથી નીકળી જા અને ઓ વૈર ! તું મારી નસેનસમાં પ્રસરી જા. ઓ ક્રોધ ! તું મારા મનરૂપી નગરનું સામ્રાજ્ય પદ ધારણ કર. ઓ અવયવો ! તમો દુશ્મનની સમશેરોના ઘા સહન કરવા દૃઢ થાઓ. ઓ બખ્તુર બખ્તર ! તું જાતિનું સંગી હોઇ જાતિવાનનું રક્ષણ કરવા તત્પર થા. ઓ કાળરૂપ કાળી નાગણની જીભ જેવી અસી ! તું પ્રલય અગ્નિની પ્રચંડજ્વાળા સમ પ્રજ્વલિત થા. ઓ મહામાયા કુળદેવી ! તમે મારી સાથે રહો. હા ! દુષ્ટ રણજીત ! તું હવે કયાં જઈશ ? આ કલ્યાણની સમશેરથી કયાં સુધી દૂર રહીશ...” એમ કલ્યાણ બોલવા લાગ્યો

“ નહિ, હું તારાથી દૂર નથી; પણ તારી પાસેજ છું. ” આમ બોલતી એક કાળી આકૃતિ એકાએક ત્યાં ચાલી આવી.

તેનો અવાજ ઓળખતાંજ કલ્યાણ બૂમ પાડી ઉઠયોઃ—“ કોણ

રણજીત ! અને તે આવી છૂપી રીતે ?"

"હા, શત્રુને સપડાવવા ગમે એ યુક્તિ કરવી પડે. શું તું યુદ્ધના કાવાદાવાથી અજાણ છે ?" રણજીતે કહ્યું.

"મોટાભાઇને તું શબ્દથી બોલાવવામાં તારી મહત્તા વધતી હશે, કેમ ખરૂંને રણજીત ! ?" કલ્યાણે ગંભીર વદને પૂછ્યું.

"હું તને અત્યારે ભાઈ તરીકે ગણતોજ નથી. જાણુતો નથી કે રણ—મયદાનમાં ભાઈની સગાઇ ગણાતી નથી ?"

"બસ થઈ ચૂકયું. હા ! હું તારી સાથે વાત કરતાં પણ શરમાઉં છું; કારણ કે ત્હેં અત્યારેજ એક નિર્દોષનું દગાથી ખૂન કર્યું છે. તું ઘોર પાપી છે."

"શત્રુને ગમે એ પ્રકારે જમીનદોસ્ત કરવો એજ ન્યાય છે. તેમાં પાપ પુન્ય કયાં જોવાય છે ?"

"બસ ચૂપ થા. ઓ પાપીષ્ટ થએલા પ્રેત ! ચૂપ થા. તું તો આગળ પાછળનું ભાન ભૂલી ગયો હોય એમ જણાય છે. હા ! ત્હેં એક નિર્દોષનું ખૂન કરી તારા પાપીષ્ટ હૃદયનું અત્યારે પ્રત્યક્ષ પ્રમાણ કરી બતાવ્યું છે હા ! દુષ્ટ ! ત્હેં તારી પર કૃપાળુ કિરતારનો કોપ ખેંચી લીધો છે. જા, મારૂં વચન છે કે તું કદાપિ સુખી થવાનો નથી." -

"આ કળિકાળમાં કોઇને કોઇનો શ્રાપ લાગતો નથી. કલ્યાણ ! જો જીવવું હોય તો હથીઆર મૂકી મારે શરણ થઈ જા. હું તારી ઉપર દયા કરીશ ?"

"વીર યોદ્ધાની પર દયા કરનાર કોણ છે ? વીર રજપૂત તારી દયાની યાચના કરશે અને એક નાદાન છોકરા સમક્ષ શસ્ત્રો ત્યાગશે ? ના ના, આ પૃથ્વીનો પ્રલય થાય પણ કલ્યાણથી કદાપિ એમ નહિ બને. રણજીત ! વીર યોદ્ધાનું હથીઆર મૂકાવી દેવું તે સ્હેલું નથી. વીરનું શસ્ત્ર તેનો પ્રાણ છે. જે રજપૂત નિર્બળ બની તેનું શસ્ત્ર બીજાને સ્વાધીન કરે છે તે ખરેખર કાયર અને નામર્દ ગણાય છે. આ કલ્યાણની સમશેર અલ્પ સમયમાંજ તારા પ્રાણનું બળિદાન લેશે અને તને લોહીમાં રગદોળી જમીનદોસ્ત કરશે." હા ! તારાં વચન

સાંભળ:—

રોમ રોમ જ્વાળા ઉઠે, અંગે વેર અગન;
ઓ કપટી કાળા કાગડા, જલ્દી જા તું યમસદન.

"મને યમસદનમાં મોકલતાં ક્યાંક તું પ્રથમ ત્યાં ગમન ન કરે એ યાદ રાખજે. કલ્યાણ! હવે તારા મૃત્યુની ઘડીઓ ગણાય છે. તારા પ્રત્યેની દયા આ હૃદયમાંથી ધીમે ધીમે વિલુપ્ત થતી જાય છે."

"હું પણ જાણું છું કે દૈત્યના હૃદયમાં દયા સદાકાળને માટે હોતીજ નથી. જેના હૃદયમાં નિશદીન દયા નિવાસ કરે છે એજ દેવ છે." ઓ મૂર્ખ!

ફળે ના કાળબળ કામો, કદી જો શાખ દે શંકર;
ગળે ના ગાત્ર વર્ષે વારી, મળે જે સાથ પણ કંકર.
નીતિ એ અંત આદિની, શકે ના ફેરવી માનવ;
બળે એ બળિષ્ઠના બળથી, શકે ના રોકી દાનવ.

રણજીત:—બળિઓ મુઓ છે કોણ અહિં, બોલ ક્યાં છે ક્યાં વસે?
બળ ઉતારૂં તેહનું જો, ડગ એક અહિંથી ના ખસે.
જમાનો છે નહિ જીભનો, ભુજાઓ ભુજથી ભાગું;
શકે જો શસ્ત્રથી હણવા, યુદ્ધ હું તેજથી માગું.

કલ્યાણ:—જગાડ્યો સિંહ ત્હેં આજે, સૂતેલો સ્વસ્થ પર્વતમાં;
કપાવે દેહ કાં આજે; કઠણ આ ક્રૂર કરવતમાં?

ચાલ શૌર્યનું તને અભિમાન હોવ તો તૈયાર થઈ જા. હું તારૂં અભિમાન ઉતારવાને માટેજ અહિં આવ્યો છું. રણજીત! યાદ રાખજે કે તારી સામે ઉભેલો કલ્યાણ કાળો નાગ છે; અને મનથી એમજ માને છે કે તને દંશ દેવાનો આજેજ લાગ છે.

"કલ્યાણ! તારા શબ્દોથી મને રૂંવે રૂંવ આગ પ્રગટી છે. હવે હું પૂછું તેનો જવાબ આપ એટલે બસ છે."

"તું શું પૂછવા માગે છે?"

"હું તને એમ પૂછું છું કે ત્હેં મારી રંભાને ક્યાં રાખી છે? જો જીવવું હોય તો મારી રંભાને આ પળેજ લાવી આપ."

"તારી રંભાનું શું થયું છે તે હું જાણતોજ નથી તેમ તેને હું ઓળખતો પણ નથી."

"તું જુઠું બોલે છે. આ રણજીતને ક્રોધની ભયાનક આગથી વધારે ન સળગાવ."

"એ આગમાંજ તું પોતે બળીને ભષ્મ થવાનો છે. તું આ પળેજ કાળનો ગ્રાસ થવાનો છે."

"શું તું મને મારવાને ઇચ્છે છે? અરે તું જાણતો નથી કે આ રણજીત અસંખ્ય સૈનિકોથી રક્ષાએલો છે!"

"પણ મરણીયા થએલા રજપૂતને અસંખ્ય સૈનિકોનો હિસાબ હોતોજ નથી. ઓ પાપી રણજીત! ઓ હરામની રાજગાદી ભોગવનાર પલીત! તું એક પવિત્ર કુળમાં અંગારો ઉત્પન્ન થયો છે."

"ઓહ! મારૂં ભયંકર અપમાન! એક ઝેરી નાગનું હડહડતું અપમાન! બસ હવે તારૂં મ્હોત પાસેજ આવ્યું છે."

"મારા મરણની દરકાર તારે રાખવાની જરૂર નથી; પણ સમજજે કે તારે હવે વધુ વખત જીવવાનું નથી."

"આ રણજીતનું મૃત્યુ નિપજાવનાર કોણ છે?"

"આ કલ્યાણ! તું હમણાંજ બની જઈશ આ અસીનો શિકાર."

"શું હું તારો શીકાર?"

"હા, હા, હજારવાર મારો શિકાર! ઓ ખૂની! હું હવે વધારે વાર તારૂં લાંબુ ટાયલું સાંભળવાને નથી ઇચ્છતો."

"ત્યારે તું શું ઇચ્છે છે?"

"મ્હોત!? જ્યાં સુધી પિતાના અપમાનનું વૈર મેં બરોબર વાળ્યું નથી તેમજ આ રામસિંહની માફક લોહીમાં તને તરબોળ કર્યો નથી ત્યાં સુધી તારૂં મ્હોત હું ઇચ્છતોજ નથી." કહી કલ્યાણે ઉગ્ર ક્રોધથી મ્યાનમાંથી સમશેર ખેંચી સિંહનાદ કર્યો. રણજીતે પણ તત્કાળ તલવાર ખેંચી. બન્ને ભાઇઓ એક બીજાને મરણના મુખમાં હડસેલવા તત્પર બની ગયા. ભાઈ ભાઈની ગરદન કાપવાને તૈયાર થઇ ગયા. બસ આથીજ કળીકાળની લીલા દેખાવા લાગી. રણજીતે

વીર હાંક વગાડી ખુણામાં છૂપાઇ રહેલા સૈનિકોને બહાર નીકળી આવવાની આજ્ઞા કરી. અસંખ્ય સૈનિકો તીડની માફક કલ્યાણસિંહની આસપાસ ફરી વળ્યા. વીર કલ્યાણ મરણીઓ થઇને તેમની સામે ઝુઝવા લાગ્યો. સૈનિકોનું ખુમરાણ મચી રહ્યું. શાન્ત રાત્રે ભયાનક કોલાહલ સાંભળી જાગ્રણી નાંખી પડેલા કલ્યાણના વીર યોદ્ધાઓ ચમક્યા અને શસ્ત્ર સંભાળી એકાએક ઉભા થઇ ગયા. અંગારસિંહે કલ્યાણની તપાસ કરાવી પણ તેનો પત્તો મળ્યો નહિ. આથી કોલાહલનું કારણ સમજાઈ ગયું. તુરત અંગારસિંહે બૂમ મારી કહ્યું:— "દોડો, દોડો મારા રણશૂરો દોડો. તમારો યુવરાજ શત્રુઓથી ઘેરાઇ ગયો હોય એમ જણાય છે. જુઓ સાંભળો. શત્રુઓની મારો કાપોની બુમો કેટલા જોરથી સંભળાય છે?" આમ કહેતા અંગારસિંહે તરત ઘોડેસ્વાર થઇ ઘોડાને એ કોલાહલ તરફ દોડાવી મૂક્યો. તેની પાછળ વીર યોદ્ધાઓ શૌર્યથી કાંપતા ઝડપથી જવા લાગ્યા. આ તરફ યુવરાજ અને રણજીત વચ્ચે ભયંકર યુદ્ધ મચી રહ્યું હતું. સામા પક્ષના કેટલાક સિપાહીઓ મસાલો સળગાવી દૂર ઉભા હતા. તેના પ્રકાશમાં જોતાં જણાતું હતું કે કલ્યાણસિંહ સર્વાંગે લોહીથી રંગાઈ ઝઝુમતો હતો તે વારંવાર વીરનાદ કરી રણજીત પર ધસી જતો હતો. રણજીત પણ તેના ભાઈના ઘા ચૂકાવતે પ્રબળ પરાક્રમ દર્શાવતો હતો. આટલા બધા અસંખ્ય સૈનિકો છે છતાં હજી કલ્યાણ પકડાતો યાતો મરતો નથી. તે વાર યોદ્ધો ચારે તરફ તેની મોટી તલવાર ફેરવી દુશ્મનોના ઘા નિરર્થક કરતો હતો. તેના હાથમાંની સમશેર મોરની પીંછીની માફક સડસડાટ અવાજ કરતી ચારે તરફ ફરતી હતી અને તેની વચ્ચે આવી જતા સૈનિકોના તેમજ વીરોના બે ભાગ કરી નાંખતી. જોતજોતામાં કલ્યાણસિંહે કાળો કેર વર્તાવી દીધો. એ અરસ્સામાંજ તેના વીર યોદ્ધાઓ ત્યાં દોડી આવ્યા અને પોતાના યુવરાજને સંકટમાં સપડાએલો જોતાં હરહર મહાદેવની કારમી ગર્જના કરી દુશ્મનો પર યાહોમ કરી તૂટી પડયા. પોતાના યોદ્ધાઓ આવેલા જોતાંજ કલ્યાણસિંહ જોર કરી દુશ્મન પક્ષમાં ઘુમવા લાગ્યો. મહા-

રાજા અંગારસિંહ પણ દુશ્મનોને પોતાની સમશેરનો સ્વાદ ચખાડી વારંવાર વીર હાંકથી બોલતા હતા કેઃ—"લડો, મારા સુભટો! પૂર્ણ પરાક્રમથી રંગ ખેલો; અને તમારી શૂરી સમશેરોને દુશ્મનના લોહીથી રંગો. હા! ક્યાં ગયો એ રાજદ્રોહી રણજીત!" આમ બૂમો મારતા મહારાજા અંગારસિંહ દુશ્મનદળમાં ઘુસી ગયા.

યુવરાજના નાનકડા સૈન્યે પ્રબળ પરાક્રમથી રણરંગ દિપાવ્યો. રણજીતના અસંખ્ય સૈનિકોને થોડીવારમાં તે છીન્નભીન્ન કરી નાંખ્યા અને વેગથી ધસી જઇ કલ્યાણને ઘેરામાંથી મુક્ત કરાવી તેઓ પુનઃ દુશ્મનોને કાપવા લાગ્યા. મસાલોના પ્રકાશમાં ઉંચે ઉછળતી તલવારો વિજળીની માફક ચમકવા લાગી અને ભયંકર કાપાકાપી શરૂ થઈ. સર્વત્ર મારો કાપો અને હરહર મહાદેવના પોકારો સંભળાવા લાગ્યા. ઘાયલ થયેલા સૈનિકોની કરૂણાજનક ચીસો પણ કાન ઉપર આવવા લાગી. આવી રીતનું શાન્ત રાત્રિએ આ અરણ્યમાં ભયાનક તોફાન મચી રહ્યું. લોહીની નદી વહેવા લાગી, ભડવીરો મરણીઆ થઇને લડવા લાગ્યા અને કલ્યાણસિંહ પોતાની લાંબી તલવારથી દુશ્મનોને કાપતો અને પોતાના માણસોને વીર હાંકથી ઉશ્કેરતો ચારે તરફ ઘુમવા લાગ્યો. વીર રણજીતના ક્રોધની સીમા હવે રહી નહિ. તેના હાથમાંની તલવારે ઘણાના ભોગ લીધા. તે પણ તેના માણસોને વારંવાર ઉશ્કેરી દુશ્મનોને મારવાનું યાતો જીવતા પકડવાનું કહેતો. તેના યોદ્ધાઓ પૂર્ણ રંગથી ધસતા પરંતુ રણઘેલા થયેલા અને મરણને નિશ્ચય કરી લડતા કલ્યાણના સૈનિકો આગળ વધારે વાર ટકી શકતા નહોતા. યુવરાજના નાનકડા સૈન્યે જોતજોતામાં તો અસંખ્ય મુડદાંઓનો ઢગલો કરી નાંખ્યો. ઝઝુમતા સૈનિકો આખા શરીરે રંગાઈ વિકાળ ભાસતા હતા. રણજીતનું સૈન્ય દુશ્મનના મારથી ધીમે ધીમે પાછળ હઠવા લાગ્યું. આવું જોતાંજ કલ્યાણે કીકીઆરી કરી કહ્યુંઃ—"બહાદુરો! તમારા બળથી દુશ્મનો પાછળ હઠતા જાય છે. મારા યોદ્ધાઓ! તેમને કાપી નાંખો અને આપણને સતાવવાનું તેમજ મિથ્યા ગર્વથી અંધ થવાનું ફળ તેમને ચખાડો. ધસો, મારા શૂરાઓ ધસો." કહેતો કલ્યાણ

અપૂર્વ પરાક્રમ દર્શાવવા લાગ્યો.

પોતાના સૈન્યને પાંજરા હઠતું જોઈ રણજીત અતિશય ક્રોધથી સૈનિકોને ઉદ્દેશી કહેવા લાગ્યો:—“ મારા શૂરાઓ ! પીઠ બતાવશો નહિ. પીઠ બતાવી કલંક લગાડવા કરતાં રણ–મયદાનમાં સૂઈ રહી અક્ષય કીર્તિ મેળવજો. ચાલો, મારા બહાદુરો ! એકદમ આગળ ધસો અને એ નાનકડા શિયાળવાંના ટોળાને કાપી નાંખો. શું અચળગઢના વિજયી વીરોને એ ગણ્યા ગાંઠ્યા રજપૂતો હરાવી જશે ? ના, ના, તેમના ભાર નથી કે તેઓ આપણને હરાવી શકે; માટે દુશ્મનોને મારો કાપો જોઈ શું રહ્યા છો ? ” આમ કહેતો રણજીત દુશ્મનના દળ ઉપર તૂટી પડયો. સઘળા સૈનિકોએ પણ પોતાના મહારાજાનું અનુકરણ કર્યું. રણજીત ગાંડા ગજરાજની માફક ઘુમવા લાગ્યો. તેની સમશેર વિજળીની માફક ચળકવા લાગી. એ અરસામાં કલ્યાણે નજીક ધસી આવી તેની ઉપર તલવારનો પ્રહાર કર્યો. રણજીતે નીચા નમીને તેનો ઘા ચૂકાવ્યો અને તેણે તરત વાઘની માફક ઉછળી પાછો કલ્યાણ પર ઘા કર્યો. કલ્યાણે જાળીવાળું બખ્તર પહેરેલું હોવાથી રણજીતનો ઘા નિષ્ફળ નીવડયો. રણજીત અને કલ્યાણ વચ્ચે ભયાનક યુદ્ધ મચી રહ્યું. એવામાં પાછળના એક સરદારે જોરથી કલ્યાણની પીઠ ઉપર ભાલાનો પ્રહાર કર્યો. કલ્યાણને જો કે બખ્તરના પ્રતાપે કંઈ ઇજા થઈ નહિ પણ ભાલાના આંચકાથી તે નીચે પડી ગયો. તેને નીચે પડેલો જોતાંજ રણજીત કારમી ગર્જના કરી તેની છાતી ઉપર ચઢી બેઠો; પણ એજ સમયે તેની પીઠ પર કોઈએ સખ્ત લાતનો પ્રહાર કરી તેને નીચે નાંખી દીધો. કલ્યાણ ઉભો થઈ ગયો અને રણજીતની તરફ ધસ્યો. વીર રણજીતે ઉભા થઈ પાછળ જોયું તો તેણે મહારાજા અંગારસિંહને જોયા. પુનઃ ત્યાં તુમુલ યુદ્ધ મચી રહ્યું. યુવરાજનું નાનકડું સૈન્ય સાગરમાં નદી સમાય એમ દુશ્મનદળમાં ઘુસી જઈ કાળો કેર વર્તાવવા લાગ્યું. પરંતુ ઘણા સૈનિકોની આગળ એ નાનકડું સૈન્ય ક્યાં સુધી ટકી શકે ? જેમ જેમ સમય વિતતો ગયો તેમ તેમ રણ નિપુણ યોદ્ધાઓ દુશ્મનોને પોતાનું પૂર્ણ પરાક્રમ દેખાડી એક

પછી એક અપ્સરાઓને વરવા સ્વર્ગમાં જવા લાગ્યા.

યુવરાજના નાનકડા સૈન્યે રણજીતના ઘણા સૈનિકોનો સંહાર કરી નાંખ્યો હતો. થોડા ઘણા જીવતા રહેલા વીર યોદ્ધાઓ હજી પણ પૂર્ણ પરાક્રમ દેખાડી રહ્યા હતા અને જમીન પર પડેલા મૃત દેહ ઉપર પગ મૂકી દુશ્મનોને સંહારતા હતા. સૈનિકોની વીર હાકોથી પ્રલયકાળ પાસે આવ્યો હોય એમ ભાસ થતો હતો. ધીમે ધીમે કલ્યાણનું સૈનિક બળ નબળું પડી ગયું. કારણ કે ત્રણસો વીર યોદ્ધામાંથી આશરે પચાસેક વીરો હાલ જીવતા રહ્યા હતા. તેઓ પણ જીવનની દરકાર રાખ્યા સિવાય શત્રુઓ સામે ઝુઝતા હતા. કલ્યાણ અને અંગારસિંહે મરણનો નિશ્ચય કરી પુન: એકવાર જબરો ધસારો કર્યો; જેથી રણજીતના સૈન્યને કેટલેક સુધી પાછું હઠવું પડયું. આવી રીતે મધ્ય રાત્રિ સુધી યુવરાજે શત્રુના પ્રબળ સૈન્યની સાથે ટક્કર ઝીલી પણ અંતે તેઓ ફતેહમંદ ન થયા તે નજ થયા. કારણ કે 'ઝાઝી કીડીયો સાપન તાણે' તે પ્રમાણે ઘણાના આગળ થોડાકનું શું ગજું ? વળી બળવાન વીરો શત્રુઓનું સથરાણ વાળી ક્યારનાએ સ્વર્ગ ગમન કરી ગયા હતા. રણજીતના સૈનિકોએ તેમને ઘેરી લીધા. એવામાં રણજીતે બૂમ મારી કહ્યું:-"જો જીવતા રહેવું હોય તો શસ્ત્ર મૂકી દ્યો."

પણ તેની બૂમ કોણ સાંભળે? જવાબમાં કલ્યાણે સિંહનાદ કરી કહ્યું:-"રજપૂત બચ્ચો જીવશે ત્યાં સુધી હથીઆર નહિજ ત્યાગશે."

તેનું બોલવું સાંભળી રણજીત પોતાના સૈન્યને ઉશ્કેરી આગળ વધ્યો. અંગારસિંહે અને કલ્યાણે પણ આ, લડાઈમાં પોતાનું પૂર્ણ પરાક્રમ દર્શાવ્યું. અંતે તેઓ શ્રમથી શિથીલ થઇ દુશ્મનોના હાથે પકડાયા. તેમનાં હથીઆર ખુંચાવી લેવામાં આવ્યાં. બન્નેએ કપાળ ઉપર કર પ્રહાર કરી નિઃશ્વાસ નાંખ્યો અને સ્વગત બોલી ઉઠયા:—"હા ! ભાવિની ભવાઇ આજ પ્રત્યક્ષ જણાય. સુખ સૈયામાં સુનાર રાજા અને યુવરાજને હવે બંદીવાન થવાની ઘડી આવી."

"રણજીતના સરદારોએ જોતજોતામાં તેમને બંદીવાન બનાવી દીધા. જુજ જીવતા રહેલા તેમના સરદારો અને સૈનિકોને પણ કેદી

આર છોડાવી બંદીવાન બનાવ્યા. વિજયી યોદ્ધાઓએ આકાશને ફાડી નાંખે એવી રણજીતસિંહની જયગર્જના પોકારી. તે પછી કેદીઓ સાથે ત્યાંથી કુચ કરી રણજીતે કલ્યાણની છાવણી લુંટી; આ વખતે મોડું મળસ્કું થવા આવ્યું હતું તેથી રણજીતે ત્યાંજ પડાવ નાંખવાની પોતાના લશ્કરને આજ્ઞા આપી. આખા દિવસના યુદ્ધથી થાકી કંટાળી ગયેલા સૈનિકો વિશ્રામ કરવા લાગ્યા. બંદીવાનોને એક નાના તંબુમાં બેસાડી આસપાસ સખ્ત પહેરો મૂકવામાં આવ્યો. બાદ આ વિજય સમાચાર વિક્રમાજીતને જણાવવાને રણજીતે તરત રણમલસિંહ નામક સરદારને અચળગઢ તરફ રવાને કર્યો.

વાંચકો! જ્યારે અહિં યુદ્ધ મચી રહ્યું હતું ત્યારે અચળગઢમાં કંઇક અજબ પ્રકારની લીલા થઇ રહી હતી. ચાલો આપણે ત્યાં જઇ જોઇએ કે શું થાય છે?

---

## ૨૫

## આખરે લોભાયો.

લક્ષ્મી અને લલના થકી, મોહ્યા મુનીવર જન;
તો શું ગણત્રી મનુષ્યની, કયમ વશ કરે નીજ મન.

શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—"કનક કાન્તા સૂત્રેણ વેષ્ટિત સકલ જગત્." અર્થાત્:—કનક કહેતાં સુવર્ણ અને કાન્તા કહેતાં સુંદરી એ બન્નેને આધીન સકળ દુનિયા થઇ રહી છે. એ બન્ને માટેજ ભાઈ ભાઇની સાથે પિતા પુત્ર સાથે વિદ્રોહાનલ જગાડી ચિરકાળની નિદ્રામાં પડે છે. જ્યાં ત્યાં એનીજ લડાંઈ થાય છે. આપણો પવિત્ર દેશ જે સ્વર્ગ સમાન વૈભવશાળી ગણાતો હતો તે દેશ પણ કનક અને કાન્તાના લોભથીજ વેરાન થઇ ગયો છે. તેના લોભથી મહાન્ ભડવીરો એક બીજાની સાથે રણરંગ ખેલી સદાને માટે અદશ્ય થઇ ગયા છે. હજી પણ એ લોભનાં અંકુરો કેટલેક ઠેકાણે પ્રકટી નીકળે છે અને તેમાંથી મહાન્ ભયંકર પરિણામ ઉપસ્થિત થતું નજરે પડે છે.

માણસનું મન સદાકાળ એકજ સરખું રહેતું નથી. મનને ફરતાં

વાર લાગતી નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—" જેણે મન જીત્યું એણે સર્વ જીત્યું." પણ મન જીતાવું બહુ મુશ્કેલ છે.

જે સમયે રણજીત અને કલ્યાણ વચ્ચે ભયાનક યુદ્ધ મચી રહ્યું હતું, તે વખતે અચળગઢમાં આવેલા પ્રધાન વિક્રમાજીતના મહાલયમાં અજબ કારસ્થાન ચાલી રહ્યું હતું. પ્રધાનનો મહેલ આજે અપૂર્વ ઠાઠથી ઝગઝગી રહ્યો છે. હાંડી, ઝુમ્મરોમાં સળગતા દીપકનો પ્રકાશ સર્વત્ર ફેલાઇ દિવાનખાનાને દેદિપ્યમાન કરી રહ્યો છે. રાત્રિનો પ્રથમ પ્રહર ચાલી રહ્યો છે; જનસમાજનો ઘોંઘાટ ધીમે ધીમે વિલુપ્ત થતો જાય છે ને આખા દિવસના પરિશ્રમથી કંટાળી જનસમાજ નિદ્રાનું શરણ સ્વિકારવાની તૈયારીમાં છે. આ સમયે પ્રધાનના દિવાનખાનામાં કારસ્થાની કપિંજલા એક વિરામાસન પર પડેલી છે અને લમણે હાથ ટેકવી વિચારગ્રસ્ત માલમ પડે છે; તે ચતુર ચપળા વચ્ચે વચ્ચે નજદીકમાં બેઠેલા વિક્રમાજીત તરફ આડી નજરે વિષમય દૃષ્ટિ ફેંકી રહી છે. તેના મુખ પર અવનવાં ચિહ્નો પ્રકટ થાય છે. તે અત્યારે શું વિચાર કરે છે તે જાણવાનું કાર્ય મુશ્કેલ છે. કારણ કે તેના મનના વિચાર આપણે કેવી રીતે જાણી શકીએ? જુઓ:—

" કહાવે અબળા ને નરને નચાવે,
ગોરી ગુમાન ભરી પછી રાચે;
નરના દુઃખની મશ્કરી કરતી.

નારી પ્રીતિ ખરી નવ ધરતી;
પ્રીતિ નામે સળગાવી આગ,
નારી નરને કરે છે ખાખ."

સ્વ. ગોવર્દ્ધનરામભાઇ

પ્રધાન વિક્રમાજીતની પણ એવી દશા છે. તે એક સોફા પર પડી કોઇક મહાન વિચારમાં ગરકાવ થએલો માલમ પડે છે. તે વારંવાર મુખથી "હા!" શબ્દનો ઉચ્ચાર કરી છાતીએ હાથ મૂકે છે. વિચારમાં ને વિચારમાં તેની ભ્રકુટી ઉંચે ચઢે છે અને તેની કપાળમાં પડતી કરચલીઓ પ્રકટપણે દેખાઇ આવે છે. આવી રીતની

શાન્તિ ત્યાં ઘણીવાર પથરાઈ રહી. બન્નેએ મૌનવ્રત ધારણ કર્યું હોય એમ જણાય છે. વિચારવશ સ્ત્રી-પુરૂષ વચ્ચે વચ્ચે તીક્ષણ નજરે એક બીજાના મુખનું અવલોકન કરી લે છે. પરંતુ એ શાન્તિ હવે ઘણો સમય રહે એવું સંભવતું નથી. અપૂર્વ શૃંગારથી સજ્જ થઇ વિચાર-વશ પડેલી કપિંજલાએ અંતે વિચારનો ત્યાગ કરી આળસ મરડી. વિક્રમાજીતે તેના સામે જોયું. એટલે તરતજ કપિંજલાએ ગંભીર વદને કહ્યું:—"કાં હજી શું વિચાર કર્યા કરો છો? વિચારમાં કંઇ વળનાર નથી અને આવી રીતે બેશી રહેવાથી આવેલો લાભ ગુમાવશો. માટે હવે સઘળા વિચારોનો ત્યાગ કરી એકદમ ઉભા થાઓ અને મારૂં કહેવું કબુલ કરી અચળગઢના રાજ રાજેન્દ્ર બની જાઓ. નાથ! વિચાર તો કરો કે તમારા સુખમાં કેટલા માણસોનું સુખ સમાએલું છે? અરે તમારે માટે કેટલાં માણસો તનતોડ મહેનત કરી રહ્યાં છે? શું તેમની કરેલી મહેનત નિષ્ફળ જશે? ના, ના! મારા શિરછત્ર સ્વામીન્ એમ નહિ કરે એવી મને સંપૂર્ણ ખાત્રી છે. તે અવશ્ય મારૂં કહેવું માનશે અને અચળગઢની રાજ્ય લગામ હાથમાં લેઈ આ કપિંજલાને મહારાણીના પદથી વિભુષીત કરશે. કહો! મારા નેત્રમણી કહો! કે તમે મારી વિનંતી સ્વીકારશો કે નહિ?" કહી કપિંજલા તેની પાસે દોડી જઇ તેના કંઠે વળગી પડી.

હજી વિક્રમાજીતના વિચારની પૂર્ણાહુતી થઈ નહોતી. તેણે કપિંજલાનું કહેવું સાંભળી ગાઢ નિઃશ્વાસ મૂકયો: અને અંતે તે ગળે વળગેલી કપિંજલાને દૂર કરી "આહ" શબ્દનો ઉચ્ચાર કરી સોફામાં આડો પડયો. પુનઃ કપિંજલા તેને કહેવા લાગી:—"નાથ! નાહક શા માટે હઠ કરો છો? આ આપની દાસીની ઇચ્છા સત્વર પૂર્ણ કરો. પ્રભુ! એમાંજ આપણું સૌભાગ્ય સમાએલું છે; માટે તૈયાર થાઓ અને આ અનાયાસે મળી આવતા મહાન્ લાભને ન ગુમાવો. આવો અમૂલ્ય સમય ફરી ફરીને પ્રાપ્ત થનાર નથી. અત્યારે ઇશ્વર પણ આપણને સાનુકુળ છે. પ્રાણપતિ! મહાન્ શાસ્ત્રવેત્તા વિદ્વાનો પણ કહી ગયા છે કે જે માણસ સુસ્ત રહી મળી આવતા

લાભને ગુમાવે છે. તેના જેવો મૂર્ખ માણસ આ દુનિયામાં બીજો કોઈ પણ નહિ." આટલું કહી કપિંજલા આતુર નયને પ્રધાન વિક્રમાજીતની સામે જોઇ રહી. આખરે વિક્રમાજીતે વિચારને વિદાય કરી કહ્યું:–" કપિંજલા! પ્રાણાધિકે! હું તારૂં કહેવું સઘળું સમજું છું; પરંતુ અન્યાયથી રાજગાદી લેવાને મારૂં પવિત્ર હૃદય ના પાડે છે. એ વિચાર આવતાંજ મારૂં સમસ્ત શરીર ધ્રુજી ઉઠે છે. રોમાંચ ખડાં થાય છે. કપિંજલા! જો તું આપણું શ્રેય ઇચ્છતી હોય તો એ સઘળા દુષ્ટ વિચારોનો ત્યાગ કર. પ્રભુએ આપણને શું નથી આપ્યું કે જેથી પાપકર્મમાં પ્રવૃત થવું? દેવી! આપણે સંપૂર્ણ સુખી છીએ. આપણા સમાન સુખી કોઇ નથી; તો શા માટે રાજ્યલાલસા રાખી માલિકને દગો દઇ કર્તવ્યભ્રષ્ટ થવું? કપિંજલા! શું તું રાજાને આપણા કરતાં વિશેષ સુખી માને છે? શું મહારાણીના પદમાં અનહદ સુખ સમાએલું છે?"

"હા! દરેક માણુસની આશા અમ્મર છે. માણસે હમ્મેશાં મોટી પદ્વિએ ચડવાનાજ પ્રયત્નો કરવા જોઇએ. હલકા વિચાર કરી સુસ્ત થઇ બેસી રહેવાથી જીવનનું સાર્થક થતું નથી. નાથ! હું તો દિન પ્રતિદિન આપણું માન અને પ્રતિષ્ઠા વધતાં જોવામાં મહાન સુખ સમજું છું. જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મુખ ધોવા શા માટે જવું? પ્રભુ! આપ રાજા થશો ને હું મહારાણી થઇશ. આપણે બન્ને નિરંતર પ્રજાના દુઃખ દૂર કરી નીતિમય જીવન ગુજારીશું. પ્રજાને દુઃખમૂક્ત કરવાથી શું આપણને ઓછું પુન્ય થશે? જ્યારે આવા પુન્યની સાથે સુખ ભોગવવાનો સમય આવ્યો છે ત્યારે તેને વિના વિલંબે વશ થવું એજ આપણો ધર્મ છે."

"તે બધું ખરૂં; પરંતુ તું જાણે છે કે આખા અચળગઢની પ્રજા મને સ્વામિભક્ત અને દેવ સ્વરૂપ સમજે છે? તેઓના જાણવામાં આવી વાત આવતાં ગજબ થશે. અચળગઢની વફાદાર પ્રજા બળવો કરી તારો અને મારો નાશ કરી નાંખશે. કપિંજલા! શું તું નથી જાણતી કે રાજાનું ભાવિ પ્રજાના હાથમાંજ હોય છે!" પ્રજા ધારે

એ કરવાને સમર્થ છે. આ અચળગઢની પવિત્ર પ્રજા આવો અન્યાય કદાપિ સહન કરી શકશે નહિ. તેઓ મહારાજા રણજીતને પ્રભુસ્વરૂપ સમજે છે. વળી તે ઉપરાંત આપણે રત્નગઢના મહારાજા ચંદ્રકેતુથી પણ ડરવાનું છે. તે મહારાજા ઘણા બળવાન છે. તે આ અચળગઢને જોતજોતામાં જમીનદોસ્ત કરવાને શક્તિવાન છે. તે બળવાન મહારાજા તેના જમાઇનો પક્ષ કરી આપણને દંડ દીધા વિના રહેશે કે? માટે સર્વ વિચારોનો ત્યાગ કરી આપણે સંતોષથી પ્રભુનું ભજન કરવું એમાંજ આપણી શોભા છે." વિક્રમાજીતે જણાવ્યું.

"શું વીર રજપૂત આવા રાંડીરાંડના જેવા વિચાર કરી નશીબ-પર હાથ મૂકીને બેશી રહેતો હશે? સ્વામી! આજે તમારાં આવાં નિર્માલ્ય વચનો સાંભળી હું તાજુબ થાઉં છું! અરે તમેજ મને એક વખત કહેતા હતા કે વીર રજપૂતોએ પોતાનો યશ ચારે દિશાએ વર્તાવી પોતાનું નામ અમ્મર કરવું જોઇએ. શું આ કથન તમારૂં કે બીજાનું? જો એ કથન તમારૂં હોય તો એકદમ ઉભા થાઓ અને અચળગઢના રાજ્યને તમારા અધિકારમાં લેઈ પ્રજાને સુખી કરી સર્વત્ર યશ વર્તાવો." કપિંજલાએ સ્હેજ રોષયુક્ત વદને જણાવ્યું.

તેનાં વાક્યો શ્રવણ કરતાંજ વિક્રમાજીત સ્તબ્ધ બની ગયો. તે એકી દ્રષ્ટે કપિંજલાની સામે જોઇ બોલ્યો:–"પ્રિયા! ધીમેથી બોલ: ભીંતને પણ કાન હોય છે. આ શાન્ત રાત્રિએ જો કોઇ આપણી વાત સાંભળી જશે તો મહા ઉત્પાત થશે અને મારી આજ સુધીની રાજભક્તિ સદાકાળને માટે ધૂળમાં મળી જશે."

"બસ થઇ ચૂક્યું. સાંભળવાનું સાંભળી લીધું. કપિંજલાનો સ્વામી આવો બીકણ અને ડરપોક બની જશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. જાવ! સ્વામી જાવ! નિરંતર રાજ્યભક્તિ કરતા એક ખુણામાં બેશી રહો. જ્યારે મારાથી પ્રજાનું દુઃખ જોઇ ન શકાયું ત્યારેજ મારે આટલું કહેવું પડયું; પણ તેમાં તમને પાણી ન ચડયું. બસ હવે જોયા કરો કે શું થાય છે. હું પોતેજ પ્રજાના ઉદ્ધારને અર્થે હાથમાં સમશેર લેઈ મયદાનમાં નીકળી પડું છું."

કહી તેણે ત્યાંથી દોડી જઈ ટેબલ ઉપર પડેલી વિક્રમાજીતની સમશેર ઉઠાવી લીધી.

કપિંજલાની આજની વર્તણુંકથી વિક્રમાજીત આશ્ચર્ય પામ્યો અને પુનઃ વિચારમાં પડયો. લાંબા વિચારોને અંતે તેનું ચિત્ત ડગમગવા લાગ્યું. આખરે રાજલોભની માયાવી જાળે તેને ધીમે ધીમે પોતાના પાસમાં જકડવા માંડયો. હા ! વફાદાર પ્રધાન કપિંજલાની કપટજાળમાં જકડાયો અને તેણીને સ્વદેશહિતૈષી દેવી સ્વરૂપ સમજવા લાગ્યો. તે મનમાં બોલવા લાગ્યો કેઃ—" હા ! જ્યારે કપિંજલા પ્રજાનું દુઃખ દૂર કરવા તત્પર થાય છે ત્યારે મારે શા માટે બેસી રહેવું જોઇએ. તેનો પ્રજા પ્રત્યેનો પ્રેમ અજબ છે. લાવ હું પણ તેના વિચારને મળતો થાઉં. " આમ બોલતા પ્રધાને નિર્ણય કરી લીધો.

રાજભક્ત પ્રધાન અંતે ડગ્યો. તેનું મન ચલાયમાન થયું. રાક્ષસી નારીએ તેને અંધ બનાવી તેની માયાવી જાળમાં પૂરેપૂરો ફસાવ્યો અને આખરે વફાદાર પ્રધાન વિક્રમાજીત રાજ્યલાલસાથી લોભાયો.

વિક્રમાજીને તરતજ કપિંજલાની પાસે જઈ તેના હાથમાંથી તલવાર લઇ લીધી અને તેને કંઠે હાથ નાંખી સોફા પર બેસાડતાં કહ્યુંઃ—" સુંદરી ! આ વિક્રમાજીતે આજથી વફાદારીને વિદાય કરી છે અને રાજભક્તિને સદાને માટે હૃદયમાંથી અલોપ કરી છે. હું તારા વિચાર પ્રમાણે વર્તવાને તૈયાર છું. સુંદરી ! તું આ વિક્રમાજીતને ડરપોક સમજીશ નહિ. રાજ્ય પ્રપંચનાં કામ ઘણાંજ ભયાનક હોય છે તે કારણથીજ મારે અત્યાર સુધી વિચાર કરવો પડયો. કપિંજલા ! હજી આપણે ઘણું કરવાનું છે. સરદારો, ભાયાતો અને અન્ય પ્રતિષ્ઠિત નાગરીકોને સમજાવી ફોસલાવી આપણા પક્ષમાં લેવાના છે; કારણ કે એક હાથે કદાપિ તાળી પડતી નથી. હું..."

વિક્રમાજીત આગળ બોલે એ પહેલાંજ કપિંજલા સહર્ષ ઉભી થઈ બોલી ઉઠીઃ—" નાથ ! હવે મને અપાર આનંદ થયો. મારા વ્હાલા ! જે કામ કરવાનું આપ કહો છો તે કામ આ આપની

દાસીએ ક્યારનુંએ કરી મૂક્યું છે. રાજ્યના તમામ સરદારો, ભાયાતો તેમજ પ્રજાવર્ગના આગેવાનોને મ્હેં સમજાવી તથા મોટી મોટી આશાઓ આપી આપણા પક્ષમાં મેળવી લીધા છે. તેઓ ફક્ત આપના હુકમનીજ રાહ જોઈ રહ્યા છે. પ્રાણનાથ! તે ઉપરાંત મ્હેં મારા પિતા વિષયરાજને મોકલી આ રાજ્યના તાબાના કેટલાક ખંડીઆ રાજાઓને પણ તેમની અર્ધી ખંડણી માફ કરી અને બે ચાર ગામો ઇનામ આપવાનું કહી આપણી મદદમાં આવવાને કબૂલ કરાવ્યું છે. તેમાં ફક્ત ચારેક ખંડીઆ રાજા હજી બાકી રહી ગયા છે. તેમને સમજાવવા મારા પિતા ગયેલા છે. તે જરૂર તેમને પણ લાલચમાં લપટાવી આપણે તાબે કરી દેશે. નાથ! હવે આપણે કંઇ પણ કરવાનું બાકી નથી; ફક્ત સિંહાસનારૂઢ થાઓ એટલીજ વાર છે. તેમ છતાં જો હજી આપના માન્યામાં મારી વાત ન આવતી હોય તો જુઓ, આપણને મળી ગયેલા સરદારો, નગરજનો અને ખંડીઆ રાજાનાં આ પ્રમાણપત્રો." કહી કપિંજલાએ નજીકમાં પડેલા કબાટનું ખાનું ઉઘાડી તેમાંના પત્રો બહાર કાઢી વિક્રમાજીતના હાથમાં મૂક્યા.

વિક્રમાજીત ધ્રૂજતે હાથે પત્ર વાંચવા લાગ્યો. તેણે સઘળા પત્ર વાંચ્યા ને મનમાંજ બોલી ઉઠ્યો:—"અરે! આ કપિંજલા અબળા છે કે પ્રબળા!? હા! જે કામ વર્ષોનાં વર્ષો વિતી જતાં ન બની શકે તે તેણે ટુંક મુદતમાં પૂર્ણ કર્યું છે. શાબાશ છે મારી પ્રિયતમા! તને ધન્ય છે. ખરેખર! તું પણ રાજનીતિજ્ઞ અને પૂર્ણ કાર્યદક્ષ છે." આમ સ્વગત્ બોલતા વિક્રમાજીતે સઘળા પત્રો કપિંજલાના હાથમાં મૂક્યા અને કહ્યું:—"દેવિ! તને અત્યંત ધન્યવાદ ઘટે છે. ત્હેં ન બની શકે એવું મોટું કાર્ય અલ્પ સમયમાં પૂરૂં કર્યું છે. તારૂં કામ જોઇ હું આશ્ચર્ય પામ્યો છું. આજથી હું તને દેવી સ્વરૂપ સમજું છું. આ વિક્રમાજીત આજથી તારા કહેવા પ્રમાણેજ વર્તશે."

"સ્વામીન્! હજી પણ વિચાર કરજો. પછી કહેશો કે કપિંજલાએ મને ફસાવ્યો! માટે જે કાર્ય કરો તે સંપૂર્ણ વિચાર કરીનેજ કરજો; કારણ કે હજી સમય ગયો નથી. જો તમારામાં આ કાર્ય

કરવાની હિંમત જો હોય તો આટલેથીજ વિરામજે." કહી કપિંજલા વિક્રમાજીતની સામે આડી નજરે જોઇ મનમાં હસવા લાગી.

"કપિંજલા ! હદ થઈ. તારા બાણુ જેવા શબ્દો મારી છાતી વિંધી આરપાર નીકળી જાય છે. જા, આજથી આ અચળગઢનો પ્રધાન રાજ્યગાદી લેવા તત્પર થયો છે. પણ...ફક્ત એકજ વિચાર મને ગભરાવે છે." વિક્રમાજીતે જણાવ્યું.

"તે શો વિચાર છે ? જલદી જણાવો કે તેનો પણ ફેંસલો થઇ જાય ?" કપિંજલાએ પૂછ્યું.

"સુંદરી ! મહારાજા ચંદ્રકેતુનો શી રીતે પરાજય કરવો અને તેનાથી આ અચળગઢનું કેવી રીતે રક્ષણ કરવું ? ફક્ત એજ વિચાર હજી આ હૃદયમાં ઘોળાયા કરે છે." વિક્રમાજીતે કહ્યું.

"બસ એજ કે કાંઇ બીજું ? નાથ ! એનો પણ નિર્ણય મ્હેં કરી મુક્યો છે. જ્યાં અચળગઢની રાજ્યગાદીએ આપ બિરાજ્યા કે થોડાજ દિવસમાં રત્નગઢનું રાજ્ય આપના તાબામાં આવી જશે અને મહારાજા ચંદ્રકેતુ સદાને માટે આ દુનિયામાંથી અદૃશ્ય થશે યાતો અચળગઢના કિલ્લામાં જીવનપર્યંત કેદ રહેશે."

"તે કેવી રીતે ? કપિંજલા ! મને સ્પષ્ટ સમજાવ કે ત્હેં કેવી પ્રપંચ જાળ પાથરી છે ?" વિક્રમાજીતે વ્હેમાઇને પૂછ્યું.

"મ્હેં અગમચેતી વાપરીને આજકાલ કરતાં એક વરસથી રત્નગઢનું રાજ્ય લેવાની યુક્તિ આદરી છે. નાથ ! આપણાથી તે બળવાન રાજાની સામે ઉભા રહી યુદ્ધ કરી શકાય એમ નથી; એ કારણથી મ્હેં આપણી તીજોરીમાંથી અપાર દ્રવ્યનો ભોગ આપી આપણા મહેલના છેલ્લા ઓરડામાંથી તે ઠેઠ રત્નગઢના રાજ્ય મહાલયમાં રાજાના શયનાલય સુધીની એક ગુપ્ત સુરંગ ખોદાવી છે. તે સુરંગનું કામ લગભગ પુરૂં થઈ જવા આવ્યું છે. મારા પિતા તેમના માણસો સાથે એ કામ કરવાને ખંતથી મંડેલા છે. કહો વ્હાલા ! મારા પિતા કે જેને આપ ધિક્કારની નજરે જોતા હતા તે આ વખતે આપને કેટલા મદદગાર થઇ પડ્યા છે ? અરે તે ઉપરાંત તેમણે કોઈ જાણે

નહિ એવી રીતે રત્નગઢની આસપાસ આવેલા કિલ્લાની નીચે પોલાણ કરી દારૂ ભરી મૂકયો છે; જેથી વખત આવ્યે સુરંગ ફોડી કિલ્લાને ઉઠાવી મૂકાય. વ્હાલા ! કહો હવે આપની ખાત્રી થઇ ? કહો હવે તમારે કોઇનાથી ડરવાનું છે ?"

વિક્રમાજીત તો આભો બની તેનું કહેવું સાંભળીજ રહ્યો. તેને શાન્ત ઉભેલા જોઇ પુનઃ કપિંજલાએ પૂછયું:—" કાં પ્રભુ ! વળી પાછા શું વિચારમાં પડયા ?"

"પ્રિયા ! હું તારી હોંશીયારીના વિચાર કરૂં છું. સુંદરી ! કહે હવે આ અચળગઢના સિંહાસન ઉપર હું કયારે વિરાજમાન થાઉં?"

" તમારો વિચાર શું છે ?" કપિંજલાએ પૂછયું.

" મારો વિચાર કાલ સાંજનો છે; કારણ કે સવારમાં સર્વની સલાહ લેવી જોઇએ." વિક્રમાજીતે જણાવ્યું.

"પણ મારો વિચાર તો તમને પ્રાતઃકાળમાંજ સિંહાસનારૂઢ કરવાનો છે. સરદારો વગેરેની સલાહ આમાં લેવાની જરૂર નથી. તેઓ સઘળા તો આપની હાનીજ રાહ જોઈ રહ્યા છે." કપિંજલાએ કહ્યું. " તારી ઇચ્છાને હું આધિન છું" કહી વિક્રમાજીત કપિંજલાની જોડે બેસી બીજી રાજ્યદ્વારી ચર્ચા ચલાવવા લાગ્યો. ચર્ચામાં કપિંજલા તેનાથી ચડવા લાગી તેથી વિક્રમાજીત મનમાંજ તેનાં વખાણ કરવા લાગ્યો. આવી રીતે વાતોમાં ને વાતોમાં તેમણે આખી રાત્રિ પસાર કરી. આજે તેમને ઉંઘ નજ આવી. છેવટે મોટું મળસકું થયું એટલે વિક્રમાજીત પ્રાતઃકર્મથી પરવારી નિવૃત્ત થયો અને કપિંજલાએ સ્વહસ્તે તેને વસ્ત્રાભૂષણ સજાવી કુમકુમનો ચાંલ્લો કર્યો. તે પછી એ સરદારોને બોલાવી સભા ભરવાનો હુકમ કર્યો. સહવાર પડતાંજ લોકોની ગરબડ મચી રહી. સરદારો અને પ્રજાજનો વસ્ત્રાભુષણ સજી દરબારમાં આવી બીરાજવા લાગ્યા. આજે સઘળા વિક્રમાજીતને રાજ્યગાદીએ બેઠેલો જોવાને આતુર હતા. કારણ કે કપિંજલાએ અને તેના ખુશામતીઆ સરદારોએ સૌને અઢળક દ્રવ્ય દેઇ તેમજ મોટી મોટી લાલચો આપી વશ કર્યા હતા. વખત થતા અગાઉ સઘળો દરબાર ચિકાર ભરાઈ

ગયો. એકલો વિક્રમાજીત આવેલો નહોતો. સર્વે પ્રવેશદ્વાર સામે જોઈ તેના આગમનની આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. બરાબર સમય થતાં વિક્રમાજીતે કપિંજલાનો હાથ પકડી દરબારમાં પ્રવેશ કર્યો. તેની પાછળ રાજગોર પૂજાના સામાનનો થાળ લેઈ અંદર આવ્યા. પ્હાડસિંહ, વિષયરાજ વગેરે સરદારો સામા જઇ તેને માનપૂર્વક સિંહાસન સમિપ લેઇ આવ્યા. બાદ વિક્રમાજીત સઘળાની સંમતિ લેઈ સિંહાસનારૂઢ થયો અને રાજગોરે આવી તેને કપાળમાં ચાંલ્લો કર્યો. રાજાની પદ્વિ તરીકેની નિશાનીમાં તેના હાથમાં રાજદંડ આપવામાં આવ્યો. કપિંજલા પણ સ્વામીની જોડમાં બેઠી હતી. બન્નેના માથે રાજમુકુટ મૂકવામાં આવ્યા બાદ સઘળાઓએ મહારાજા વિક્રમાજીતની જયગર્જના પોકારી મંડપ ગજાવી મૂકયો. સલામતીની તોપોના અવાજ થવા લાગ્યા. માગણોને પુષ્કળ દ્રવ્ય આપી સંતોપવામાં આવ્યા. પછી ભેટ, નજરાણાં શરૂ થયાં. વિક્રમાજીતે સૌને સૌની યોગ્યતા મુજબ ઇનામો આપી પ્રસન્ન કર્યા. વિષયરાજને પ્રધાનપદ અને પ્હાડસિંહને સેનાપતિપદ ઉપર સ્થાપિત કરી પોશાક આપવામાં આવ્યા. છેવટે નાચ, તમાસા શરૂ થવાની તૈયારી થઈ એવામાં દ્વારરક્ષકે અંદર આવી જણાવ્યું કે બહાર રણુમલ્લસિંહ સરદાર આવેલા છે ને તે આપ નામદારને મળવા માગે છે.

વિક્રમાજીતે તેને અંદર આવવા દેવાની પરવાનગી આપી એટલે દ્વારરક્ષક ચાલ્યો ગયો. થોડીવારમાં રણુમલ્લસિંહ દરબારમાં હાજર થયો. તેણે અંદર આવી વિક્રમાજીતને નમન કર્યું. પ્રધાનને સિંહાસન ઉપર બેઠેલો જોઈ રણુમલ આશ્ચર્ય પામ્યો. તેવામાં તેને વિક્રમાજીતે પૂછ્યું:— "કાં સરદાર ! શું સમાચાર છે ? ભાઇ ભાઇની લડાઇમાં રણુજીત કેદ પકડાયો કે કલ્યાણુના હાથે સ્વર્ગમાં ગયો ?"

વિક્રમાજીતનાં આવાં વિચાત્ર વચનો સાંભળી સરદાર રણુમલસિંહ વધારે આશ્ચર્ય પામ્યો અને દરબારનો રંગ જોઇ તે સંભ્રમમાં પડયો. તે ટગર ટગર દરબારીયોના મુખનુ અવલોકન કરવા લાગ્યો. એવામાં પુનઃ વિક્રમાજીતે પૂછ્યું:—"કાં સરદાર ! કેમ શાન્ત થઇને

ઉભો રહ્યો ? શું રણજીત મૃત્યુ પામ્યો ?"

આથી તે સરદારને અત્યંત ક્રોધ ચઢયો પણ અંતે ગુસ્સાને શાન્ત કરી ગંભીર અવાજે તે બોલ્યોઃ—"ના, એવું તો કાંઈજ નથી. મહારાજા રણજીતસિંહે વિજય મેળવી કલ્યાણસિંહ અને અંગારસિંહને બંદીવાન બનાવ્યા છે. તેઓ મધ્યાહ્ન સમયે નગરમાં આવી પહોંચશે; અને તેથીજ મને સમાચાર જણાવવા આપની પાસે અગાઉથી મોકલ્યો છે."

"ત્હારે હવે બીજું કાંઇ જણાવવું છે ?" વિક્રમાજીતે પૂછયું.

"ના. હવે અહીંથી નીકળી હું તેમની પાસે પાછો જવાનો છું; આપને કાંઈ સમાચાર કહેવડાવવા છે ?" રણમલે વિશેષ જાણવાના હેતુથી ભાર દઇ પૂછયું.

"હા, સમાચારમાં તે ઉદ્ધત રાજાને જણાવજે કે ત્હેં તારૂં રાજ હાથે કરીને ગુમાવ્યું છે. રણજીત રસ્તાનો ભીખારી થયો છે અને આ અચળગઢનો રાજા વીર વિક્રમાજીત થયો છે. રણમલ ! વિશેષમાં તેને જણાવજે કે જેઓ કુટુંબ કલહ કરી અરસપરસમાં લડી મરે છે તેઓ રાજ ચલાવવાને તદ્દન ના લાયક છે. જેણે સ્વાર્થને માટે ભાઈ અને પિતાના સામે શસ્ત્રો ઉચક્યાં તે ભવિષ્યમાં સ્વાર્થવશ થઇ પ્રજાને કેમ ત્રાસ નહિ આપે ? જ્યારે કુટુંબકલહ થાય છે ત્યારે અન્યને તેનો અવશ્ય લાભ થાય છે; એ પ્રમાણે હું આ અચળગઢનો ભૂપતિ થયો છું; માટે જા અને તે મૂર્ખને જણાવજે કે હવે જંગલે જંગલ રખડી બાકી રહેલી જીંદગી પૂરી કરજે."

"શું આ પવિત્ર વિક્રમાજીતના પોતાનાજ મુખના શબ્દો છે ?" રણમલે ઉશ્કેરાઇ જઇ પૂછયું.

"હા, રાજલોભ આગળ પવિત્રતા કાયમને માટે ટકી શકતી નથી." વિક્રમાજીતે કહ્યું.

ખરેખર ! પ્રલયકાળનો સમય હવે નજદીક આવતો જણાય છે. કલીયુગની ખરેખરી સ્થાપના આજેજ થઈ ચૂકી છે. નેત્રનાં નીર મોભે ચઢયાં છે. પૂર્ણ પ્રકાશતો રવિ આજે ઝાંખો [illegible] ગયો છે. હા !

પવિત્ર વિક્રમાજીત તું આજે પૂર્ણ પાપી બન્યો છે. ત્હેં રાજભક્તિને તિલાંજલી આપી ત્હારા કર્તવ્યને વિસાર્યું છે. હાય! અન્યાય થાય છે, ગજબ થાય છે. શું વીર વિક્રમાજીતના મુખમાંથી આવા અનીતિમય શબ્દો નીકળવા ઘટીત છે?

"રણમલ! તું ક્યારનો શું લવારો કર્યાં કરે છે? તારા મનમાં શું વિચાર ચાલ્યા કરે છે?" વિક્રમાજીતે પૂછ્યું.

"હું માણસના મનની ગતિ વિષે વિચાર કરૂં છું અને પ્રલયકાળને જલ્દીથી આવી પહોંચવાની પ્રાર્થના કરૂં છું." રણમલે કહ્યું.

"તારે એવા વિચાર કરવાની જરૂર નથી. તું જલ્દીથી જા અને સેનાપતિ તેજસિંહને જણાવજે કે રણજીતનો ત્યાગ કરી તારે જલ્દીથી નગરમાં આવવું. મહારાજા વિક્રમાજીત તારી રાહ જોઇ રહ્યા છે?"

"પ્રધાનજી! એ વીર સેનાપતિને સૈન્ય સાથે જલ્દીથી ન બોલાવો. તે અહિં આવશે તો કાળો કેર વર્તાવશે."

"કારણ?"

"તે તમારા જેવો બેવફા નથી. તે તેના કર્ત્તવ્યને બરાબર સમજે છે. પૃથ્વી ચળાયમાન થાય પણ તે વીર સેનાપતિ કદાપિ બેવફા નજ થાય."

"આહ! મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે પવિત્ર વિક્રમાજીતના હૃદયમાં આવો અચાનક ફેરફાર શાથી થઇ ગયો? અરે! આ બેઠેલા રાજભક્તોના પવિત્ર હૃદયમાં ક્રૂર પિશાચે ક્યારનો પ્રવેશ કર્યો? ઓ પવિત્ર વિક્રમાજીત! આ અન્યાય થાય છે. જગતપિતાનો કારમો કોપ તમારા શિર પર ઉતરતો પ્રત્યક્ષ અવલોકાય છે. સમજો, હજી સમય છે. તમારે શું વાતની ખોટ છે કે જેથી આવું પાપ કર્મ કરવાને પ્રવૃત્ત થયા છો? અરે કેટલી લાંબી જીંદગીને માટે આવા અક્ષમ્ય અપરાધનું કાળું કલંક સદાને માટે તમારા કુળમાં લગાડો છો?"

"હેવાન ચૂપ થા. તું એક મહારાજાની સમક્ષ આવી રીતે નિડરતાથી બોલનાર છે કોણ? તારી લાયકાત શું?"

" મારામાં બીજી કાંઇ લાયકાત નથી. હું તો ફક્ત મહારાજા રણજીતસિંહનો હલકો વફાદાર સેવક છું અને તેમના માટે મારો પ્રાણ પણ કુરબાન છે. પણ આપ તો વિચારો કે આપનામાં કેટલી બધી લાયકાત છે ? શું આપ આ પવિત્ર સિંહાસન પર દગો રમી ચઢી બેઠા એટલે આપનામાં બધી લાયકાત આવી ગઇ ? ના, ના, આ સિંહાસન ઉપર બેસવાને તમે તદ્દન ના લાયક છો. અરે જુઓ જુઓ ! આ પવિત્ર સિંહાસન કે જે મહારાજા રણજીતસિંહના આરૂઢ થવાથી પૂર્ણ પ્રકાશમય જણાતું હતું તે અત્યારે એક રજપૂત કુલાંગાર બેવફાના બેસવાથી કેવું ઝાંખું દેખાય છે ? "

" એ શયતાન ચૂપ કર તારી જીભાન ! નહિ તો આ પળેજ મૂએો સમજજે. " વિક્રમાજીતે ગુસ્સે થઇ કહ્યું.

" આ શિરને વેગળું મૂકીનેજ હું આપની સમક્ષ આટલું બોલવાનું સાહસ કરૂં છું. મને કોઇની પરવાહ નથી. મારી ફરજ છે કે તમને દુષ્ટ કર્મ કરતાં ચેતાવવા ? "

" શું બળવાન વિક્રમાજીતને એક હલકો સરદાર શિખામણ આપનાર ? " પુનઃ વિક્રમાજીત ગર્જી ઉઠ્યો.

" જ્યારથી તમારી પવિત્ર બુદ્ધિ નષ્ટ થઇ છે ત્યારથીજ તમારૂં બળ સદાને માટે નષ્ટ થયું છે. અનીતિના કુપમાં પડવાથી મહાન બળવીરોએ સદાકાળને માટે પૃથ્વી ઉપર લાંબા થઇને શયન કર્યું છે તે આપ જાણો છો ? " શું તમે એક ઉર્દુ કવિનું વાક્ય સાંભળ્યું નથી ? સાંભળો; હું આ સમયે તમને તેજ સંભળાવા ચાહું છું.

" જીન્દગી મિસ્લે શૈજર હય, હૈ હરાહય કુછ બરસ,
ગિર પડેગા કટકે આખીર, કયોંકે અરા હય નફસ;
એ સરે નાપાક કયા હય, એક હડીકા કફસ,
આ ફૅસા હય ઈસ્મેં દો દિનકે લીયે મુર્ગે હવસ;
મૌતકા સૈયાદ જબ આયેગા શૌકે જબ્હેમેં,
ચિડિયાં ઉડ જાયેગી પિંજરા ફેંક દેગા કબ્રમેં. "

" માટે જ્ઞાની થઈ શા માટે ભૂલો છો ? કુદરતનો કોપ હાથે

કરી શા માટે પાથે ખેંચી લ્યો છો ?"

"રણુમલ ! તું અત્યારે એક મહારાજાનું અપમાન કરે છે તેનું તને કાંઇ ભાન છે ?" વિષયરાજ બોલી ઉઠયો.

"કોણ મહારાજા ?" રણુમલ ગર્જી ઉઠયો.

"આ સામે સિંહાસન ઉપર બેઠેલા છે તે મહારાજા વિક્રમાજીત !" પ્હાડસિંહે કહ્યું.

"હું તેમને મહારાજા તરીકે કબૂલ કરી શકતો નથી." રણુમલે જણાવ્યું.

"તો એમ સમજ કે તારો કાળ નિકટ આવી પહોંચ્યો છે." વિક્રમાજીતે આસન ઉપરથી નીચે ઉતરી કહ્યું.

રણુમલ આકાશ સામે જોઇ રહ્યા. તેણે પ્રત્યુત્તર આપ્યો નહિ આથી પુનઃ વિક્રમાજીતે પૂછયું:-"ઉંચે શું જોઇ રહ્યો છે ?"

"આ ધીમે ધીમે કાળું થઇ જતું આકાશ !"

"તેમાં તારે શું ?"

"તેમાં મારે ઘણું જોવાનું છે. એ કાળું આકાશ હમણાં આ અવનિ ઉપર તૂટી પડશે અને આ જગતમાં ભયંકર અંધકાર પથરાશે: તેમાં મારા પવિત્ર પ્રજ્ઞાનનો પણ ક્ષણમાં લય થઇ જશે."

'રણુમલ ! તારાં વચનોથી મને ઘણોજ ગુસ્સો ચડયો છે અને તેથી તારો શિરચ્છેદ કરવાને મારા હાથ ઉંચા નીચા થઇ રહ્યા છે; પણ આજ મારા સિંહાસનારૂઢ થવાના પવિત્ર દિવસે તારો ઘાત કરતાં મારૂં મન પાછું પડે છે; માટે જા મૂર્ખ ! આ રાજદરબારનો ત્યાગ કરી જલ્દીથી બ્હાર નીકળી જા: નહિ તો અપમાન કરી કાઢી મૂકવો પડશે."

સરદાર રણુમલ વિચારમાં પડયો. તેણે તેની સાથે વધારે વિવાદ કરવાનું ઉચિત ધાર્યું નહિ. સમય આવ્યે જોઇ લેવાશે કહી તેણે ફરીથી એકવાર સર્વ સભાની સામે ધિક્કારની નજર ફેંકી અને આસપાસ જોયું. પછી વિક્રમાજીત સામે જોઇ તેણે ગંભીર અવાજે કહ્યું:—"જાઉં છું અને જતા પહેલાં જણાવું છું કે આ અન્યાયી વર્ત્તનથી

તમારે ભવિષ્યમાં પસ્તાવું પડશે. હરામની રાજગાદી ઉપર તમે વધારે વાર ટકી શકશો નહિ. આ પવિત્ર ગાદીને માટે તમે તદ્દન નાલાયક છો તેનો ચમત્કાર તમને ટુંક સમયમાં સમજાશે અને રાજદ્રોહી થવાનું ફળ વીર રજપૂતો તમને જલ્દીથી ચખાડશે.” કહી સરદાર રણમલસિંહ વિદ્યુતવેગે સભાગૃહનો ત્યાગ કરી બહાર નીકળી ગયો. સઘળા દરબારીયો દિઙ્મૂઢ બની જઇ તેની પાછળ જોઇ રહ્યા. તે પછી પ્રધાન વિજયરાજે ઉભા થઈ ભાષણ કર્યું અને સઘળાને રણજીતથી સાવધ રહેવાનું સૂચવ્યું. વિક્રમાજીતે તેજ વખતે વિજયરાજને ખંડીઆ રાજાની મદદ લઇ આવવાને મોકલ્યો અને સેનાપતિ પ્હાડસિંહને સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા કરી. વિજયરાજ અને પ્હાડસિંહ ચાલ્યા ગયા. તે પછી વિક્રમાજીતે સરદારો સાથે મસલત ચલાવી કિલ્લાનાં દ્વાર બંધ કરી રણજીતને બહાર રોકવાનો નિર્ણય કર્યો. બાદ સભા વિસર્જન કરવામાં આવી.

વિક્રમાજીત અને કપિંજલા રાજ્યમહાલયમાં ગયાં અને હવે ત્યાંજ નિવાસ કરવાનો નિશ્ચય કર્યો. વિક્રમાજીતની આજ્ઞાથી અચળગઢના તમામ દરવાજા બંધ કરવામાં આવ્યા. પ્હાડસિંહ સૈનિકોને તૈયાર કરી કવાયત કરાવવા લાગ્યો અને વિક્રમાજીતના સિંહાસનારૂઢ થવાના માંગલિક પ્રસંગે આનંદનાં વાજાં વાગવાને બદલે યુદ્ધનાં રણતુરો વાગવા લાગ્યાં. હવે શું થાય છે એ જોવાનું છે !!



## ૨૬.

### રણજીતનો પશ્ચાત્તાપ.

અચળગઢના દરબારમાંથી નીકળેલો સરદાર રણમલસિંહ ઝડપથી રણજીતસિંહની છાવણી તરફ જવા લાગ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં તેના મગજમાં અનેક વિચારો દોડાદોડી કરી રહ્યા હતા. પવિત્ર રાજભક્ત પ્રધાન વિક્રમાજીતને એકાએક બદલાએલો જોઇ તેને ઘણું લાગી આવ્યું. તે વિચારની ધુનમાં ને ધુનમાં ચાલતો એકાદ ગાઉના અંતર પર આવી પહોંચ્યો અને એક વિશાળ વડવૃક્ષની નીચે થોડીકવાર

વિશ્રામ કરવા બેઠો. આ એકાન્ત પ્રદેશમાં તેને ઉપરા છાપરી અનેક વિચારો આવવા લાગ્યા. તે આત્મગત બોલતો હતો કેઃ—“ આહ ! વિક્રમાજીત ! શું તું બેવફા થયો ? હા ! રાજ્યના લોભથી ત્હેં અંધ થઇ સમસ્ત રજપૂત જાતિને કલંક લગાડયું ? હાય ! તારી પવિત્રતા કયાં ગઇ ? પ્રથમની રાજભક્તિ કયાં અદૃશ્ય થઈ ગઇ ? અરે તારા પવિત્ર હૃદયને પાપી પિશાચે કયારનું અપવિત્ર કરી પાષાણમય બનાવ્યું ? હા ! અફસોસ ! તું નારી રાક્ષસી સ્ત્રીના કૃત્રિમ પ્યારમાં અંધ થઈ તારી ફરજ ભૂલી ગયો. ત્હેં મહારાજા અંગારસિંહને સુધારવા, અરે તેમની આંખ્યો ઉઘાડવા જ્યારે રણજીતસિંહને ગાદી પર બેસાડયા ત્યારે તેમાં શું તારી નીચ લાલસાઓ સમાએલી હતી કે ? હા, એમજ. કુટુંબ કલેશ કરાવી તારે તારા સ્વાર્થને સાધવો હતો એની સમજ હવે મને પડી છે. હાય ! એથીજ ત્હેં ભાઇ ભાઇને લડાવી માર્યા છે. હા ! આ તારી કેવી રાક્ષસી મહત્-વાકાંક્ષા ! એ હરામની રાજગાદી પચાવી પડનાર મૂર્ખ વિક્રમાજીત ! યાદ રાખજે કે તું કદાપિ સુખે રાજ કરી શકીશ નહિ. તારી સઘળી આશાઓ તારા મનમાંજ સમાશે. વીર રજપૂતો આ વાત જાણતાંજ તને મારી નાંખવા ભૂખ્યા વાઘની માફક નગર તરફ દોડી આવશે અને તને અને તારા બેવફા સરદારોને એક પળવારમાં લોહીથી તરબોળ કરી જમીન પર સુવાડશે. હા ! આ વાત જ્યારે યુવરાજ કલ્યાણસિંહ અને રણજીતસિંહ જાણશે ત્યારે શું થશે ? હા ! દુષ્ટ વિક્રમાજીત તું નક્કી તેમની સમશેરોનો શીકાર થઈ જઇશ. અફસોસ ! તારૂં ભાગ્ય હવે પરવાર્યું છે. ખરેખર ! તારા ભાગ્ય પ્રમાણેજ તારી મતિ થશે અને તારી મતિ પ્રમાણેજ તારી ગતિ થવાની છે. રાજભક્ત રજપૂતો તને મરણાંગતે પણ સુખે જંપવા દેશે નહિ એ તું ખૂબ યાદ રાખજે. હા ! પાપી પિશાચ ! છેવટે તું પયપાન ત્યાગી વિષપાનનો અનુરાગી થયો. ઓ વિશ્વાસઘાતી ચંડાળ ! કુતરા જેવાં પ્રાણીઓ પણ તેના માલિકનો રોટલો ખાઇને નિમકહરામ કરવાની વૃત્તિને તજતાં નથી તો તું તો એક જ્ઞાનવાળો મનુષ્ય થઇ પાલન કરનારનુંજ ભક્ષણ કરવાને તત્પર થયો છે. અરે !

તારા કરતાં શ્વાન ઉત્તમ ગણાયો અને તું તેનાથી પણ અધમ ગણાયો. ઓ નરપિશાચ! ધિક્કાર છે તને કે તું તારા માલિક તરફ સંહારક દૃષ્ટિએ જોઇ રહ્યો છે. હા! મહાન્ પ્રધાનપદથી તું નહિ વિરામતાં છેવટે રાજ્યલોભી થયો? ઓ બેવફા! તારા કપાળમાં કરેલું રાજતિલક કોલસાના તિલક જેવું શોભે છે. ઓ નિમકહરામ હાડીયા! આ તારા અન્યાયનું ફળ શ્રીભગવાન તને સારી રીતે ચખાડશે."

"હા, સમય! તારી પણ બલીહારી છે. તું પળમાં રંકને રાજા અને રાજાને રંક બનાવે છે. આ સૃષ્ટિનો નિયમ છે કે સત્યવાદી દુઃખી થાય છે અને પાપીઓ પ્રપંચમાં ફાવી સુખી થાય છે. કહ્યું છે કેઃ—

"વિપરીત વિશ્વનો વ્હેવાર,
અકળ રચના જગતની છે ના પમાય પાર...વિપરીત.
દેખી દીપ પતંગ બળતા મોહમાં મરનાર;
રાગ સુણવા હરણ સહેતા પારધી તલવાર...વિપરીત.
ભેદથી ભરપુર દુનિયા રચી ત્હેં રચનાર;
સત્યવાદી સીતમ રહેતા પાપીના પોબાર...વિપરીત."

વેરની વસુલાત.

"ખરેખર! વિક્રમાજીતના સંબંધમાં પણ આવુંજ બન્યું છે. હા! પાપીઓ પહેલાં તો સુખથી મલકાય છે; પણ અંતે તેઓ ભગવાનના ક્રોધના ભોગ અવશ્ય થાય છે. પાપી વિક્રમાજીત! યાદ રાખજે કે તારૂં મ્હોત અંતે ભયાનક રીતે થશે; તું હવે ઝાઝા દહાડા જીવી શકનાર નથી." આમ બોલતાં રણમલે વિચારની સમાપ્તિ કરી આસપાસ જોયું

તે ત્યાંથી જવાને ઉભો થયો પણ એટલામાંજ તેને દૂરથી એક ઘોડેસ્વાર મારતે ઘોડે દોડી આવતો જણાયો. રણમલ ચમક્યો અને આતુર નેત્રે એ ઘોડેસ્વાર તરફ જોઈ રહ્યો. એ ઘોડેસ્વાર સીધી નજરે તેની નજીક થઇને એક નેળમાં ઘોડાને દોડાવવાના ધ્યાનમાં હતો તેથી તેણે રણમલને જોયો નહિ; પણ રણમલે તેને જોઇ તરત ઓળખી લીધો. તેણે તે ઘોડેસ્વારને અટકાવવાના હેતુથી મોટેથી બૂમ

મારી કહ્યુંઃ—" ઐ શ્વેત અશ્વ પર સ્વાર થએલા મહારાજા રણજીત-સિંહ ઉભા રહો, ઉભા રહો."

રણજીતે તેનો અવાજ સાંભળી ઘોડાની લગામ ખેંચી તેને અટકાવ્યો અને પાછળ જોયું તો તેણે રણમલને ઓળખ્યો. તે તરત ઘોડાને પાછો વાળી તેની પાસે આવ્યો. રણમલે નીચા નમી નમન કરી તેને પૂછ્યુંઃ—"મહારાજાની સ્વારી આ સમયે કઇ તરફ જાય છે?"

"હું આટલામાંજ ફરવા નીકળ્યો છું. મારો વિચાર આ ડુંગરનું એક ચક્કર મારવાનો છે; પણ વારૂ તમે અહિં ક્યાંથી? તમે તો નગરમાં ગયા હતાને?"

"હા! હું નગરમાં જઇનેજ ચાલ્યો આવુંછું. આપ મહારાજા મને અહિં માર્ગમાં મળી ગયા તે ઘણું સારૂં થયું. મહારાજા! આપ અશ્વ પરથી નીચે ઉતરી નિશ્ચિંતતાથી હેઠા બેસો; મારે આપને એક અગત્યની વાત જણાવવાની છે." રણમલે કહ્યું.

રણજીત ઘોડા પરથી નીચે ઉતર્યો અને રણમલે ઘોડાનો ઘાસીયો ભોંય પર નાંખી તેની ઉપર રણજીતને બેસાડયો. બાદ રણજીતે કહ્યુંઃ—"સરદાર જે કહેવું હોય તે સુખેથી જણાવો."

"મહારાજ! સમાચાર વિપરીત છે. પાપીઓએ ભયંકર પ્રપંચ કર્યો છે. હા! અંતે પાપીઓની પ્રપંચજાળમાં સપડાઇ પુણ્યવાન્ પણ પૂર્ણ પાપી બન્યો છે." કહી રણમલે એક ગાઢ નિઃશ્વાસ નાંખ્યો.

રણજીત વ્હેમાઇ બોલી-ઉઠયોઃ—"સરદાર! તમે શું કહો છો? તમારૂં ભેદભરેલું બોલવું હું સમજી શકતો નથી; માટે સ્પષ્ટ સમજાવો કે શું થયું છે? શું વિષયરાજે કંઇ નવુંજ તર્કટ જમાવ્યું છે?"

"ના, વિષયરાજે તો કાંઈ કર્યું નથી; પણ તેની પુત્રી કપિંજલાએ ભયાનક કાવત્રુ રચ્યું છે. તે કાવત્રામાં વીર વિક્રમાજીત સપડાયો છે." રણમલે કહ્યું.

"તો તેથી શું થઈ ગયું? આપણે નગરમાં જઈ આપણા પ્રધાનજીને દારસ્થાનીઓના કાવત્રામાંથી બચાવીશું." રણજીતે કહ્યું.

"અરે મહારાજ! આપ હજી ભોળા ને ભોળા રહ્યા. કાવ-

ત્રાની પૂર્ણાહુતી થઇ ચૂકી છે. વીર વિક્રમાજીત પૂર્ણ પાપી બની આપણાથી બેવફા થયો છે. તેણે આપણને વિશ્વાસઘાત કર્યો છે." રણમલે જણાવ્યું.

"ઓહ! તમે આ શું કહો છો? શું પવિત્ર પ્રધાન બેવફા થયો? ના ના, તેમ બનેજ નહિ. પૃથ્વીનો પ્રલય થાય પણ પવિત્ર વિક્રમાજીત તેના ધર્મથી ચલિત કદાપિ ન થાય. સરદાર! મને લાગે છે કે તમારૂં કહેવું ભૂલભરેલું છે. વારૂ, આવા સમાચાર તમે ક્યાંથી મેળવ્યા?" રણજીતે પૂછ્યું.

"હું આપની આજ્ઞાનુસાર અચળગઢમાં વિજય સમાચાર જણાવવા પ્રધાનના મહેલમાં ગયો હતો; પણ ત્યાંથી સમાચાર મળ્યા કે પ્રધાનજી તો દરબારમાં ગયા છે. પ્રાતઃકાળમાં વ્હેલો દરબાર કેમ ભરવામાં આવ્યો હશે? એવા વિચાર કરતો હું દરબારમાં ગયો. દરબારમાં આપણા સઘળા સરદારો અને નગરના પ્રતિષ્ઠિત જનો એકત્ર થયા હતા. મહારાજ! મ્હેં દરબારનો રંગ વિચિત્ર જોયો; કે જે જોતાંજ મારૂં હ્રદય કંપી ઉઠયું. તે વખતે ત્યાં પ્રધાન વિક્રમાજીતને સિંહાસનારૂઢ થવાની ક્રિયા થઇ રહી હતી. પ્રધાનજી અચળગઢના પવિત્ર તખ્ત ઉપર બિરાજ્યા હતા. મ્હેં તેમને પ્રણામ કરી આપણા વિજય સમાચાર જણાવ્યા. વિજય સમાચાર સાંભળતાંજ તે બેવફા પ્રધાને આપને ન સંભળાવાય એવાં વચનો મને સંભળાવી આપનું સખ્ત અપમાન કર્યું. તે ઉપરાંત તેણે વધારામાં જણાવ્યું કે રણજીત રાજ કરવાને તદ્દન નાલાયક છે. આ રાજ મ્હેં મારા બાહુબળથી મેળવેલું છે તેથી આ અચળગઢનો માલિક હવે હુંજ છું: માટે તું રણજીતને જણાવજે કે હવેથી રાજની આશાનો ત્યાગ કરી જંગલમાં સદાકાળ પડી રહી જીંદગીની સમાપ્તિ કરજે."

આવા સમાચાર સાંભળતાંજ રણજીતને જાણે ધરતીકંપ થયો હોય એમ થઇ આવ્યું. તે ગભરાટથી ઉભો થઈ એકદમ બોલી ઉઠયો:—

"સરદાર! શું આ સત્ય સમાચાર છે? શું વિક્રમાજીત અચળગઢની ગાદી પર બેઠો?"

"હા, મહારાજ! હું સર્વ બનાવ નજરે જોઇ આવ્યો છું. તે પાપીને એ શબ્દો સંભળાવતાં હું તેના ક્રોધનો ભોગ થયો હતો. તેણે મારી ઉપર સમશેર ખેંચી હતી પણ ત્યાંથી હું શ્રીઈશ્વર કૃપાએજ અહિં જીવતો આવી તમને સમાચાર જણાવી શકયો છું." સરદાર રણમલે સર્વ વાત રણજીતને જણાવી.

રણજીતના ક્રોધનો પાર રહ્યો નહિ. તેની આંખોમાંથી અગ્નિના તનખા ઝરવા લાગ્યા. શરીર શૌર્યથી કાંપવા લાગ્યું. વારંવાર તેનો હાથ કમ્મરે લટકતી સમશેર પર જવા લાગ્યો. અંતે તેણે ભયાનક ગર્જના કરી સરદારને કહ્યું:—"રણમલસિંહ! તે વિશ્વાસઘાતી વિક્રમાજીતની અવદશા હવે મને પ્રત્યક્ષ જણાય છે; માટે તમે હવે મારી આગળ આપણી છાવણીમાં જાઓ અને મારા પિતા તથા ભાઇને આ સમાચાર જણાવો. સરદાર! આપણા સેનાપતિને પણ જણાવજો કે હવે વિના વિલંબે અચળગઢ પર ચઢી જાઓ અને બેવફા થયેલા હરામખોરોને સદાને માટે આ પૃથ્વીના પડ ઉપરથી વિદાય કરો. જુઓ, હું આવી પહોંચ્યું છું."

રણમલસિંહ તરત ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી રણજીત મહાન્ વિચારમાં પડી ત્યાં ઘણીવાર બેસી રહ્યો. તેના મનમાં હજારો વિચાર થવા લાગ્યા. વિક્રમાજીત આવો વિશ્વાસઘાતી નીકળશે એવી મને સ્વપ્ને પણ ખબર નહોતી. તે મનમાં વિક્રમાજીતને ધિક્કાર પર ધિક્કાર આપવા લાગ્યો. વિક્રમાજીતના વર્તનથી તેને ઘણું લાગી આવ્યું. પિતા અને ભાઇની સાથે વૈર બાંધવાથી તેનું દિલ તેને ડંખવા લાગ્યું. તે ઘણી વાર સુધી વિચારમાં બેસી રહી અંતે અફસોસ કરવા લાગ્યો. હા! વિભુ! મને આ શું સુઝયું કે મેં ક્ષણિક રાજસુખને માટે ભાઇ અને પિતાનો દ્રોહ કર્યો? હા! એ પાપી વિક્રમાજીતના સમજાવ્યાથીજ હું ભોળવાઇ પિતૃદ્રોહી બન્યો છું. હાય! પૂજ્ય પિતાને અને વડિલબંધુને બંદીવાન બનાવી નરકાગામી થયો છું. હા! અફસોસ! મ્હેં કુટુંબ કલેશ કરી અંતે આ ફળ મેળવ્યું છે. મ્હેં મારી પોતાની પાયમાલી હાથે કરીનેજ કરી છે. હાય! હું આ

મારૂં કાળું મુખ તેમને હવે કેવી રીતે બતાવી શકીશ? તેઓ પણ મારો આવો અક્ષમ્ય અપરાધ કેવી રીતે માફ કરી શકશે? અરેરે! મારી પવિત્ર પ્રિયા દુષ્ટ પ્રધાનના વિષે મને વારંવાર કહેતી હતી કે તેના ઉપર વધારે વિશ્વાસ રાખશો નહિ. હા! પ્રિયા! એ તારૂં કહેવું ખરૂં પડયું છે. મારા અવિચારીપણાનું ફળ મને હવે બરાબર મળ્યું છે. ઓ પવિત્ર પ્રેમદા! તું કયાં હોઈશ? શું તારો પત્તો મને નહિજ મળે? અરે શું ખબર પડે? હા પ્રભુ! મારી અત્યારે કેવી વિચિત્ર દશા થઈ રહી છે! હું પિતા, ભાઈ અને પ્રિયા વગેરેના હૃદયથી દૂર થયો છું. હાય! રાજસુખના લોભે અંધ થઈ હું મહા પાપી બન્યો છું.

"બની પાપી પ્રપંચી હું, ગણાયો હાય હત્યારો;
તજીને ધર્મ પોતાનો, બન્યો હું કુળ અંગારો.
કર્યા દુઃખી પિતા ભ્રાતા, વૃથા વિતાવ્યો જન્મારો;
હવે છે શ્રુળ જીવતરમાં, લીધો મ્હેં પાપનો ભારો.

હાય! મારી પ્રતિષ્ઠા મ્હેં હાથે કરીને ગુમાવી છે. પારકાના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકવાથીજ આખરે આ પરિણામ આવ્યું છે. પણ ફિકર નહિ, આ રણજીત તે દગાખોરને તેના વિશ્વાસઘાતીપણાનું ફળ બરાબર ચખાડશે. અરે! આ મારી શક્તિ સ્વરૂપ સમશેર તે પાપીનું લોહી પી તૃપ્ત થશે. ઓ વિશ્વાસઘાતી! હવે સાવધ થજે. તે ઉપરાંત તને મળેલા તારા તમામ સરદારોને તારી મદદે બોલાવજે. આ રણજીત તમને યમસદનમાં રવાને કરવા અને તારાં કરેલાં કર્મનું ફળ આપવા વિજળીની ઝડપે તારી તરફ દોડી આવે છે. બચ્ચા વિક્રમાજીત! હું હવે તને છોડનાર નથી. જો તું મારાથી બચવાને કદાપિ પાતાળમાં પેસી જઈશ તો ત્યાંથી પણ હું તને તારૂં માથું પકડી બહાર ખેંચી કાઢીશ. ઓ નરપિશાચ! ત્હેં હાથે કરી સૂતેલા સિંહને જગાડયો છે અને તારૂં મ્હોત માગી લીધું છે. તું હવે વધારે વખત આ પૃથ્વી ઉપર જીવતો રહેનાર નથી. આ રણજીતના ભયાનક ક્રોધાગ્નિમાંથી બચી શકનાર નથી. ઓ મૂર્ખના શિરોમણી વિક્રમાજીત! તું અને તારી કારસ્થાની કપિંજલા તેમજ તારા સઘળા સરદારો

હવેથી કદાપિ ઓળે ફાવી શકનાર નથી.

> " જ્વલંત ક્રોધાગ્નિ પ્રગટયો છે આ દેહમાં;
> ચાંપું પાતાળમાં જળ પળ એકમાં.
> આ પગ પ્રહારથી ધરણી જો ધમધમે;
> થરથરે કળકળે પાપીઓ બળ વડે.
> જોઉં છું જોઉં છું દુષ્ટ કૃત્યો તમ તણાં;
> ન રાખશો ન રાખશો કુકર્મમાં કાંઈ મણા.
> સત્યને રક્ષવા મમ ભુજ બળ છે અતિ;
> અસત્યને તોડવા પ્રચંડ છે આ અસિ. "

આમ બોલતા વીર રણજીતે નાગની જીભ સમાન સમશેર સરરર કરતી મ્યાનમાંથી ખેંચી કાઢી; અને તેને ઉંચી કરી ઘણી વાર સુધી તેના સામે જોઈ રહ્યો. બાદ તેણે તત્કાળ પાસે ઉભેલા અશ્વ પર સ્વારી કરી અને હાથમાં ખુલ્લી સમશેર રાખી ઘોડાને છાવણી તરફ પૂર વેગે દોડાવી મૂકયો.

" સરદાર રણમલે છાવણીમાં આવી કયારનાએ સર્વને સમાચાર જણાવી દીધા હતા. વિક્રમાજીતનું આવું અઘોર કૃત્ય સાંભળી વીર રજપૂતોનાં લોહી ઉકળી આવ્યાં. સર્વેએ કારમી ગર્જના કરી કે એ દુષ્ટ પ્રધાનને મારી નાંખો, કાપી નાંખો, અરે ! તેને પકડી લાવી જીવત જ અગ્નિકુંડમાં સળગાવી મૂકો. આમ ભયાનક ગર્જના કરતા શૂરવીરો તૈયાર થઇ રણજીતની રાહ જોવા લાગ્યા. એવામાં રણજીત દોડતે ઘોડે આવી પહોંચ્યો. સઘળાએ તેની જયગર્જના પોકારી તેને વધાવી લીધો. રણજીતે તેમને સઘળી વસ્તુ સ્થિતિ સમજાવી અને પિતા તથા બાંધવના તંબુ પ્રતિ તેણે ગમન કર્યું. મહારાજા અંગારસિંહ અને કલ્યાણ અત્યારે તેમને જે તંબુમાં દોરડાથી બાંધી સિપાહીઓના પહેરા નીચે રાખવામાં આવ્યા હતા ત્યાં બેઠા બેઠા નીચું જોઇ ભાવિની ગતિ ઉપર વિચાર કર્યા કરતા હતા. એ અરસામાં રણજીતે ત્યાં પ્રવેશ કર્યો. તત્કાળ તેણે તેમને બંધનમુક્ત કરવાનો હુકમ એક સિપાહીને કર્યો. આથી અંગારસિંહ અને કલ્યાણ આશ્ચર્ય પામ્યા અને મનમાં

વિચારવા લાગ્યા કે શું રણજીત અત્યારે અમારો વધ કરવાને તો નહિ આવ્યો હોય ? આમ વિચારતા અંગારસિંહ અને કલ્યાણસિંહને બંધનમુક્ત કરી રણજીત ઘણીવાર સુધી તેમના સામે જોઇ રહ્યો. પિતા અને ભાઇની શોચનિય સ્થિતિ કરનાર હુંજ છું એમ તેને મનમાં લાગી આવ્યું ને તેથી તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. આવી રીતે થોડીવાર મૌન રહ્યા પછી અંગારસિંહે ધીમે સાદે કહ્યું:—"રણજીત ! હવે શા માટે વિલંબ કરે છે ? જો તારો વિચાર અમારો શિરચ્છેદ કરવાનો હોય તો તે વિચાર જલ્દીથી પૂરો કરી નાંખ. અમે આવી અધમ દશામાં લાંબો વખત જીવવાને હવે બિલકુલ ઇચ્છતા નથી." કહી અંગારસિંહ તેની સામે જોઇ રહ્યો.

પિતાનું આવી રીતનું બોલવું સાંભળી રણજીત ગદ્‍ગદ્‍ કંઠે તેને કહેવા લાગ્યો:—"બાપુ ! હું શું કહું ? કહેતાં જીભ ઉપડતી નથી. છતાં ન છૂટકે જણાવું છું કે દુષ્ટ ભાવિએ મને ભૂલાવ્યો છે. આ રણજીત કાવત્રાંખોરોથી ઠગાયો છે અને તેથીજ આપને અને ભાઇને સંકટમાં સપડાવી પાપી બન્યો છે. મારો અપરાધ અક્ષમ્ય છે છતાં બાપુ અને ભાઇ ! મને ક્ષમા કરો મારા પર દયા કરો. હું કરેલાં કર્મ માટે અત્યંત પસ્તાઉં છું—મનમાં મુંઝાઉં છું." કહી રણજીતે પિતાના પગમાં માથું મૂકયું.

અંગારસિંહ અને કલ્યાણસિંહ રણજીતની વર્તણુંકથી વિસ્મય પામ્યા અને મનમાં અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યા. એવામાં કલ્યાણસિંહ વિચારમાંથી જાગૃત થઇને બોલી ઉઠયો:—"રણજીત ! અમે તો તારા કેદી છીએ છતાં તું અમારી ક્ષમા શા માટે માગે છે ? ત્હેં અમારો શું અપરાધ કર્યો છે ?"

"ભાઇ ! મોટાભાઇ ! આ દુષ્ટ રણજીતે પાપીઓની પ્રપંચજાળમાં ફસાઇ ધર્મ વિરૂદ્ધ વર્તી તમને અત્યંત દુઃખ દીધું છે. જે પાપીએ મને ચઢાવી તમારી સાથે યુદ્ધ કરાવ્યું છે તે પાપીએજ અંતે મને દગો દીધો છે. અરે ! તે સેવક મટી રાજા થયો છે. ભાઇ ! જો તમે મને ક્ષમા નહિ કરો તો હું આ પળેજ મારા પ્રાણ ત્યાગીશ.

કુટુંબકલેશ કર્યાનું ફળ મને મળી ચૂક્યું.” કહી રણજીતે કમ્મરમાંથી કટાર ખેંચી માથું નીચે ઝુકાવ્યું.

કલ્યાણે તરતજ તેના હાથમાંથી કટાર ખુંચાવી લેઇ કહ્યું:—“ભાઇ! મને તારા બોલવામાં સમજ પડતી નથી. સ્પષ્ટ જણાવ કે શું થયું છે? તને કોણે દગો દીધો છે અને કયો સેવક રાજા થઇ પડયો છે?”

તે પછી રણજીતે તમામ હકીકત તેને કહી સંભળાવી. હકીકત સાંભળીને અંગારસિંહ અને કલ્યાણસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ તેમની આંખો એકદમ લાલચોળ થઇ ગઈ અને શરીર કંપવા લાગ્યાં તેમણે હાથની મુકીઓ વાળી હવામાં વીઝી ભયાનક ગર્જના કરી. સઘળા સૈનિકોને પણ પવનવેગે વિક્રમાજીત બેવફા થયાની ખબર પડી ગઈ અને તેની ઉપર ધિક્કારનો વરસાદ વરસવા લાગ્યો. સેનાપતિ તેજસિંહ ઉગ્ર ક્રોધથી અચળગઢ તરફ જઇ તે દુષ્ટને દંડ દેવાને તત્પર થયો. અંગારસિંહે સમય વર્તી તેને શાન્ત કર્યો. બાદ સઘળા એકઠા થઇ હવે શું કરવું તે સંબંધી મસલત ચલાવવા લાગ્યા. એકદમ અચળગઢ પર ચઢી જવાનો છેવટમાં નિર્ણય થયો. સેનાપતિ તેજસિંહે નગરમાં રહેલા સૈન્યની આશરે ગણત્રી કરી જોઇ તો તેને પોતાના કરતાં ત્રણગણું સૈન્ય વિક્રમાજીતની પાસે રહેલું માલુમ પડ્યું. તેણે મહારાજાની આજ્ઞા લેઇ તરત કેટલાક સરદારોને ખંડીયા રાજાને મદદ લેવાને રવાના કર્યા. રણજીતે પણ એક પત્રમાં સવિસ્તર હકીકત લખી મહારાજા ચંદ્રકેતુની મદદ માગવાને માટે એક સેવકને રત્નગઢ તરફ વિદાય કર્યો. આ ખટપટમાં સાંજ પડી ગઇ તેથી સૈનિકો રસોઇ બનાવવા મંડી પડયા. બાદ જમી પરવારી સૌએ એકઠા થઇ બીજે દિવસે બપોરે અચળગઢ ઉપર ચઢી જવાનો નિશ્ચય કર્યો. તે પછી સૌને આરામ લેવા જવાની આજ્ઞા આપી. સૈનિકો પોતપોતાની આરામ લેવાની જગાએ જઇ સૂતા. મહારાજા અંગારસિંહ, કલ્યાણસિંહ, રણજીતસિંહ અને સેનાપતિ તેજસિંહે મોડી રાત સુધી મસલત ચલાવ્યા કરી. સૌનો મત એકત્ર થતાં યુદ્ધ સંબંધી વ્યુહરચનાની

ગોઠવણ કરી સઘળા છૂટા પડ્યા, અને પછી નિદ્રાનું શરણ સ્વિકારવા લાગ્યા. આ યુદ્ધ ઘણું ભયંકર થશે, અસંખ્ય સૈનિકોનો આમાં ઘાણ નીકળી જશે, વિક્રમાજીતને તેના કર્મનો બદલો કેવી રીતે આપવો વગેરે વિચાર કરતો તેજસિંહ એકલો સર્વના ગયા પછી ઘણા વખત સુધી જાગ્યો અને જ્યારે તેની આંખો ઉજાગરાથી બળવા માંડી ત્યારે તે પથારીમાં જઇને સુતો. તેને ઉંઘમાં પણ યુદ્ધ સંબંધીના દૃશ્યો દેખાવા લાગ્યા. આવી રીતે શાન્ત રાત્રિ શૂરા રજપૂતોને નિદ્રામાં નાંખી વ્યતિત થવા લાગી.

---

૨૭

## ગુલાબસિંહનું આગમન.

વાંચકો! ચાલો આપણે હવે ગયબી ગુફામાં રહેલા ગુલાબસિંહ તરફ જરા નજર ફેરવીએ. વીર ગુલાબસિંહે બે દિવસ સુધી આ ગુફામાં રહી વિપયરાજ વગેરે દુશ્મનોની ખોળ કરી પણ એકે દુશ્મન તેની નજરે પડયો નહિ. અરે! તેઓ ક્યાં થઇને પસાર થઇ ગયા હશે? એમ ગુલાબસિંહ તર્કવિતર્ક કરવા લાગ્યો. તેણે બે દિવસ ત્યાં રહી રંભા, કમળ અને કિશોરને ત્યાંની અદ્‌ભુત જગાઓ સાથે ફરી ફરીને દેખાડી. બાદ ત્રીજા દિવસના મોટા મળસ્કામાં સર્વે કલ્યાણની છાવણી તરફ આવવાને તૈયાર થયાં.

પ્રાતઃકાળની ઠંડી હવા આવતી હતી, પ્રકૃતિદેવીએ અપૂર્વ શૃંગાર ધર્યો હતો, પહાડી પ્રદેશની શોભા અવર્ણનિય થઇ રહી હતી, વૃક્ષો પર પડેલાં ઝાકળ બિંદુઓ મોતીના દાણાની માફક ભાસતાં હતાં, અનેક પ્રકારનાં પક્ષીયો પોતાના સુંદર સ્વરોદથી વનને ગજાવી શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં, પૂર્વ દિશામાં સૂર્ય ભગવાન પણ ઉદય થવાની તૈયારીમાં હતા, એવા ખુશનુમા સમયે ગુલાબસિંહનો કાફલો બહાર નીકળ્યો અને સૃષ્ટિ સૌન્દર્યનું અવલોકન કરતો કલ્યાણસિંહની છાવણી તરફ આવવા લાગ્યો. કમળ, રંભા, કિશોર અને ગુલાબસિંહ ઘોડાઓ ઉપર સ્વાર થઇને સૌથી આગળ ચાલતાં

અને પાછળ તીરકામઠાંવાળા સોએક ભીલ વીરો ચાલતા હતા. જાણે શંકર ભગવાનનું સૈન્ય નીકળ્યું હોયને એવો દેખાવ જણાતો હતો. આવી રીતે સઘળું મંડળ ચાલતું ચાલતું છાવણીમાં આવી પહોંચ્યું તો તેમને છાવણી જનશૂન્ય જણાઈ—કોઈ પણ માણુસ નજરે પડયું નહિ ત્યાંના તંબુઓ અને સૈનિકોની રાવટીઓ છીન ભીન્ન થઇને પડેલી દેખાઇ અન સઘળી વસ્તુઓ અસ્ત વ્યસ્ત થઇ રસ્તામાં આડી અવળી પડેલી હતી. આવું જોઈ ગુલાબસિંહ અને કિશોરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓએ ઝીણી નજરે તપાસ કરી તો તેમને માલુમ પડયું કે અહિં ઘણાં માણુસો આવી ગયેલાં હોવાં જોઇએ. વખતે દુશ્મનો તો નહિ આવ્યા હોય? ખરેખર! મને તો એમજ લાગે છે. મારા વિરાઓ! દોડો, દોડો, દુશ્મનોએ દગો કર્યો હોય એમ જણાય છે. આમ બોલતા ગુલાબસિંહે ઘોડાને ઝડપથી દોડાવ્યો. તેની પાછળ કિશોર, કમળ અને રંભાએ પણ ઘોડાઓને મારી મૂકયા. ભીલ વીરો પણ પાછળ દોડવા લાગ્યા. ઘોડેક દૂર જતાં રસ્તામાં મરી ગએલા સૈનિકોનાં મુડદાં પડેલાં જણાયાં. ગુલાબસિંહે તેમની તપાસ કરી તો તેને માલમ પડયું કે આ મરણુ પામેલાં મુડદાંમાં કેટલાંક આપણાં માણુસો પણ છે. નકી દુશ્મનોજ અહિં આવેલા અને તેમની સાથે યુવરાજને યુદ્ધમાં ઉતરવું પડયું હશે? પણ તેનું શું થયું હશે? આમ વિચારતા ગુલાબસિંહે કિશોર સામે જોયું. કિશોર પણ વિસ્મયતાથી સઘળું જોઈ રહ્યો હતો. એવામાં દૂરથી એક ઘોડેસ્વાર આવતો જણાયો. તેને જોઇ ગુલાબસિંહ ઉભો ઉભો વિચારવા લાગ્યો કે એ કોણુ હશે અને તે આટલી ઝડપથી શા માટે દોડી આવતો હશે?

જોતજોતામાં તો એ ઘોડેસ્વાર છેક તેની નજીક આવી પહોંચ્યો અને ઘોડા પરથી ઉતરી ગદ્દગદ્ કંઠે બોલી ઉઠયોઃ—"સરદાર! અમે તમારી શોધમાં રખડી રખડી થાકી ગયા. અહિં તો શત્રુઓએ જુલ્મ ગુજાર્યો છે. અચળગઢના રાજા રણુજીતકુમાર આપણા મહારાજા અને કલ્યાણુસિંહને હરાવી બંદીવાન બનાવી સાથે લેઇ ગયા છે."

"હે ! શું તું આ ખરૂં કહે છે?" કિશોરે તુર્પા જઇને પૂછ્યું.

"હા ! અહિં ભારે લડાઈ થઇ હતી. તેમાં આપણા બધા સૈનિકો અને સરદારો ખપી ગયા છે. ફક્ત હું અને બીજા દશેક સરદારો આપને સમાચાર જણાવવાને જીવતા રહ્યા છીએ." તે સરદારે જણાવ્યું.

"ઓહ ! હું આ શું સાંભળું છું? રણજીત ફાવી ગયો ? અરે ! શું તે મારા રક્ષણમાં રહેતા યુવરાજને તેમના પિતા સાથે બંદીવાન બનાવી લઇ ગયો ? હાય ! ધુળ પડી મારા આ જીવતરમાં મારૂં કર્યું કારવ્યું ધુળ મળ્યું." આમ શોક કરતો ગુલાબસિંહ નીચું જોઇ ઉભો રહ્યો.

કિશોરે તેને શાન્તિ આપી કહ્યું:—"વીર સરદાર ! આ સમય હવે શોક કરવાનો નથી. આપણે જેમ બને એમ જલ્દીથી દુશ્મનની પુંઠ પકડી યુવરાજ અને મહારાજાને છોડાવવા જોઇએ. હું ધારૂં છું કે હજી શત્રુઓ તેમના નગરમાં નહિ પહોંચ્યા હોય."

"હા ! ચાલો હવે એમજ કરીએ. દુષ્ટ દુશ્મનને દગાનું યોગ્ય ફળ ચખાડવું તે વાત તો નક્કીજ. કદાચ એ ઉદ્ધત રણજીત નગરમાં પહોંચી ગયો હશે તો હું નગરમાં જઇને પણ તેના નગરને ખેદાન મેદાન કરી નાંખીશ. તેના આખા શહેરને આગમાં હોમી ભસ્મીભૂત બનાવીશ." આમ બોલતો ગુલાબસિંહ ભયંકર દેખાવા લાગ્યો. તેની આંખો ધગધગતા અંગારાની માફક ચળકવા લાગી. તેણે મોટેથી બૂમ પાડી પાસે ઉભેલા સરદારને પૂછ્યું:—"આ બધો બનાવ ક્યારે બન્યો ?"

"આ બે દિવસમાં સઘળું બની ગયું છે." સરદારે કહ્યું.

"કાંઇ ફિકર નહિ. એ રણજીતનો પાપનો ઘડો હવે પૂર્ણ ભરાઇ ચૂક્યો છે. યુવાનીના મદમાં અંધ થઇ તેણે પિતા અને ભાઇનો દ્રોહ કર્યો છે તેને માટે તેને ઘણુંજ સહન કરવું પડશે. રંભાબહેન ! જોયુંને ! આ તમારા સ્વામીનું પાપમય કર્તવ્ય !" આમ કહી ગુલાબસિંહ તેના સામે જોઇ રહ્યો. રંભા કંઇ બોલી નહિ. રણજીતના આવા અવિચારી સાહસને માટે તેણીને ઘણું લાગી આવ્યું. તે પછી

તરતજ ગુલાબસિંહે એક ભીલ સરદારને ડુંગરી કિલ્લા પર જઇ ઢોલ વગાડવાની આજ્ઞા કરી. ભીલ સરદાર ત્યાંથી તરતજ ચાલ્યો ગયો અને ડુંગર પર મૂકેલા ઢોલને જોરથી વગાડવા લાગ્યો. ઢોલનો ભયાનક ધ્વની પર્વત પ્રદેશમાં ચારે તરફ ગાજી રહ્યો અને આખું જંગલ ખળભળી ઉઠયું. તેની સાથે અહિં વીર ગુલાબસિંહે પણ ખભે ભરાવેલું રણશીંગું ફુંકવાનું શરૂ કર્યું. ઢોલ અને રણશીંગાનો એકત્ર ધ્વની પ્રલયકાળના જેવો સંભળાવા લાગ્યો. બન્નેનો સામટો અવાજ સાંભળી જોતજોતામાં સેંકડો ભીલનાં ટોળેટોળાં ખભે તીરકામઠાં ભરાવી દોડી આવવા લાગ્યાં. આ વખતનો દેખાવ ખરેખર ઓરજ પ્રકારનો થઇ રહ્યો હતો. ભીલ લોકો કોઈ ડુંગરા ઉપરથી તો કોઇ ઉંડી ખીણોમાંથી તેમના માનીતા સરદારની પાસે દોડી આવ્યા. જેમ કીડીયો દરમાંથી ઉભરાય એવી રીતે સીસમના કકડા જેવા કાળા જણાતા અસંખ્ય ભીલ લોકો ગુલાબસિંહની આગળ આવી એકઠા થઈ ગયા. સર્વના એકઠા થયા પછી ઢોલ વાગતું બંધ થયું. કિશોરે સઘળાની ગણત્રી કરી જોઈ તો તેમની સંખ્યા દસહજાર ઉપરની થઇ. તેમાંના અડધાને સઘળાં સ્ત્રી પુત્રોનું રક્ષણ કરવાનું સોંપ્યું અને બાકીના" સાથે ગુલાબસિંહે ત્યાંથી ત્વરાએ કુચ કરી. ભીલ વીરો ચાલતા ચાલતા તેમની માતાની જય બોલાવતા હતા. સૌને મોખરે ગુલાબસિંહ ઘોડેસ્વાર થઇ ચાલતો હતો. રંભા, કમળ અને કિશોરસિંહ તેની પ્રસંશા કરતાં તેની પાછળ ચાલતાં હતાં. બરાબર મધ્યાહ્નકાળે તેઓ રણજીતની છાવણી નજીક આવી પહોંચ્યાં. છાવણીના તંબુ વેગળેથી દેખાતાંજ ગુલાબસિંહે સઘળાને આગળ વધતા અટકાવ્યા. રણજીતના સૈનિકો પણ આ અણધારેલી આફતથી ગભરાઇ ગયા અને છાવણીમાં આમતેમ દોડાદોડી કરવા લાગ્યા. એવામાં ગુલાબસિંહે યુદ્ધનું સૂચન કરવાને પુનઃ રણશીંગાનો નાદ કર્યો. ભીલ વીરોએ ખોડીયાર માની જય બોલાવી કામઠીઓ પર તીરનું સંધાન કર્યું. ફક્ત ગુલાબસિંહની આજ્ઞાનીજ વાર હતી. તેની આજ્ઞા મળતાંજ પાંચહજાર તીરનો વરસાદ વરસવાની તૈયારી હતી. કિશોરે સઘળા સૈનિકોને બરાબર ગોઠવી હારમાં ઉભા રાખ્યા અને

રંભા તથા કમળને કેટલાક સૈનિકોના રક્ષણમાં સોંપી દૂર ઉભાં રાખ્યાં. ખરા મધ્યાહ્નકાળે રણશીંગાનો અવાજ સાંભળી રણજીત, અંગારસિંહ અને કલ્યાણસિંહ ચમકયાં. બહાર સૈનિકોની દોડાદોડી અને શોરબકોર થઇ રહ્યો. તેઓ એકાએક ગાની તંબુમાંથી બહાર નીકળ્યા. તેમને જોઇ તરત એક સરદારે તેમની નજીક આવી સામે ઉભેલા સૈન્યને લાંબો હાથ કરી બતાવ્યું. "એ કોનું સૈન્ય હશે?" એમ બોલતો રણજીત આતુર નયને એ તરફ જોઇ રહ્યો.

યુવરાજ કલ્યાણસિંહ પણ વિચારમાં પડી એ તરફ જોવા લાગ્યો. રણશીંગું જોરથી ફુંકાતું હતું. સામેનું સૈન્ય મારો કાપોના પોકાર પાડી રહ્યું હતું. એવામાં ધ્યાનપૂર્વક સામેના સૈન્યને અવલોકન કરતા કલ્યાણસિંહે રણશીંગું ફુંકનારને ઓળખ્યો અને તેથી તે એકાએક સહર્ષ બોલી ઉઠ્યોઃ—"તેઓ દુશ્મન નથી પણ મિત્ર છે. વીર ગુલાબસિંહ આવી પહોંચ્યો છે!"

"શું ગુલાબસિંહ આવી પહોંચ્યો?" મહારાજા અંગારસિંહ બોલી ઉઠયા.

"જે ગુલાબસિંહ ફક્કડના નામે ઓળખાય છે એજ વીર આવી પહોંચ્યો કે બીજો?" રણજીતે પૂછ્યું.

"હા! એજ વીર યોદ્ધો મારી ખબર સાંભળી દોડી આવ્યો હોય એમ જણાય છે?" આમ કહી કલ્યાણે લાલ વાવટો ઉભો કરવાની એક સરદારને આજ્ઞા આપી.

સરદારે લાલ વાવટો ઉભો કર્યો કે, તરત ગુલાબસિંહે રણશીંગાનો અવાજ પણ બંધ કર્યો. તે પછી તરતજ કલ્યાણસિંહ અને રણજીત ઘોડેસ્વાર થઇ તેની તરફ જવા લાગ્યા. કિશોરે તરત બન્નેને ઓળખ્યા અને કલ્યાણ સાથે રણજીત આવે છે એમ તેણે ગુલાબસિંહને જણાવી દીધું. કલ્યાણને રણજીતની સાથે આવતો જોઇ ગુલાબસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. થોડીવારમાં એ બન્ને જણા ગુલાબસિંહની પાસે આવી પહોંચ્યા. ગુલાબસિંહે રણજીત સામે જોઇ મૂછ પર હાથ નાંખી ખુંખારો કર્યો; અને ઘોડેથી ઉતરી તેણે પ્રથમ

કલ્યાણની સાથે હાથ મેળવ્યો. તે પછી રણજીતની જોડે હાથ મેળવી ગુલાબસિંહે કલ્યાણને ખુશ ખબર પૂછી. કલ્યાણે તેને તમામ વાત જણાવી. ગુલાબસિંહે રણજીતને કેટલોક ઠપકો આપી ધરકલેશ નહિ કરવાની શિખામણ દઇ જણાવ્યું કે, તમારી ગૂમ થઇ ગએલી રંભાસુંદરીને હું ખોળી લાવ્યો છું. તેને બચાવવામાં આ મારો મિત્ર કિશોર અને તમારાં બહેન કમળ શત્રુઓથી સપડાઇ મરણની અણી પર પહોંચ્યાં હતાં; પણ "રામ રાખનાર તેને કોણ મારનાર?" મારા એકાએક ત્યાં જવાથી સઘળાં બચી ગયાં છે. દુષ્ટ દુસ્મનો મને જોતાંજ જીવ લેઇ નાસી ગયા. તેમને ખોળી કાઢવાને માટેજ મારે એ દિવસ રોકાવું પડયું. જો હું અહિં હાજર હોત તો તમે ભાગ્યેજ વિજય મેળવી મારા મિત્ર કલ્યાણસિંહને અને મહારાજા અંગારસિંહને બંદીવાન બનાવી લઇ જઈ શકત. રણજીતસિંહ! હું હવે બની ગએલી વાતને તાજી કરી તમારૂં દિલ દુભવવા નથી માગતો; પણ ભવિષ્યમાં આવું થવા ન પામે તેને માટે સંભાળ રાખજો કહી ગુલાબસિંહે મોટેથી બૂમ મારી કહ્યું:—"રંભા બહેન! અહિં આવો અને આ રણજીતકુમારને મળો."

તેનો અવાજ સાંભળી રંભા અને કમળ ત્યાં દોડી આવ્યાં. રંભાએ સ્વામીને પ્રણામ કર્યા. કમળે ભાઈના ખબર પૂછી. આ બધું એક પલક વારમાં બની ગયું. રણજીત વિસ્મયતાથી ગુલાબસિંહની સામે જોઇ રહ્યો. તેણે કરેલાં કર્મોનો પશ્ચાત્તાપ કરી ગુલાબસિંહનો ઉપકાર માની પૂછ્યું:—"વીર સરદાર! રંભા રાણીને ઉપાડી જવાનું સાહસ કરનાર કોણ હતો?"

"પદભ્રષ્ટ દિવાન વિજયરાજ." કિશોરે જણાવ્યું.

રણજીત આ સાંભળી સ્તબ્ધ બની ગયો; અને નક્કી તેમાં વિક્રમાજીતનો પણ હાથ હોવો જોઇએ એમ માનવા લાગ્યો. તે પછી રણજીત ખુલ્લા હૃદયથી કિશોરને મળ્યો અને કમળને પાસે બોલાવી તેનું કુશળ પૂછ્યું. બાદ રણજીત અને કલ્યાણ સર્વને લઈ સાથે છાવણીમાં આવ્યા. ગુલાબસિંહે ભીલ સૈનિકોને પડાવ નાંખવાની આજ્ઞા

આપી. એક તરફ ભીલ સૈન્ય અને બીજી તરફ રજપૂત સૈન્ય પડાવ નાંખી પડવાથી જાણે એક નગર ના વસ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો. ગુલાબસિંહ મહારાજા અંગારસિંહને મળ્યો. રંભા અને કમળે પિતાની પાસે આવી નમન કર્યું. મહારાજાએ બન્નેને આશીષ આપી. તે પછી ગુલાબસિંહે સૌ સાથે ભોજન કર્યું. ભોજનથી પરવાર્યાં પછી સઘળું મંડળ તંબુમાં બેસી વાતચિત કરવા લાગ્યું. અંગારસિંહે વિક્રમાજીત બેવફા થયાની સવિસ્તર હકીકત ગુલાબસિંહને જણાવી. જે સાંભળી ગુલાબસિંહ રાતો પીળો થઈ ગયો. તેણે એજ વખતે સકળ સૈન્ય સાથે અચળગઢ પર ચઢી જવાને જણાવ્યું: પણ અંગારસિંહે તેને શાન્ત કરી કહ્યું કે:-"આપણે હજી બે દિવસ સુધી અહિં રોકાવાનું છે; કારણ કે આપણી તરફથી એક સરદારને ખંડીયા રાજાઓ પાસે અને બીજા સરદારને રત્નગઢના મહારાજા પાસે મદદ લેવાને મોકલ્યા છે. તેમની આપણે રાહ જોવાની છે."

અંગારસિંહનો વિચાર ગુલાબસિંહને પસંદ પડ્યો નહિ છતાં તે કંઈ પણ નહિ બોલતાં બેશી રહ્યો. તે પછી તેણે સૈન્યના ચાર વિભાગ પાડ્યા. રણજીત, કિશોર અને તેજસિંહને ત્રણ વિભાગ સોંપ્યા અને કલ્યાણે તથા પોતે ભીલ સૈન્યની સરદારી લીધી. મહારાજા અંગારસિંહને રંભા અને કમળ સાથે છાવણીનું સંરક્ષણ કરવાનું સૂચવ્યું. આવી રીતે સઘળા સૈન્યની રચના કરવામાં આવી.

બાદ બીજે દિવસે રત્નગઢ ગયેલો સરદાર ત્યાંથી મોટા સૈન્યની મદદ લેઇ આવી પહોંચ્યો. મહારાજાએ પોતાના સેનાપતિ રણવીરસિંહને સૈન્ય સાથે મોકલ્યો હતો અને તેની સાથે કહેવડાવ્યું હતું કે 'અહિંથી બની શકતી બીજી મદદ મોકલવામાં આવશે; માટે સંપૂર્ણ વિજય મેળવજો અને દુષ્ટ વિક્રમાજીતનો નાશ કરી રણરંગ દિપાવજો." સેનાપતિ રણવીરસિંહે સઘળાને મળી પોતાના મહારાજા તરફના સમાચાર જણાવ્યા. તે પછી સાંજના સમયે ખંડીયા રાજાની કુમક લેવા ગએલો સરદાર પણ પાછો આવ્યો અને ખંડીયા રાજા વિક્રમાજીતને મળી ગયા છે એમ જણાવ્યું. આથી સઘળાના ક્રોધનો પાર રહ્યો

નહિ. સઘળાએ સવારમાંજ અચળગઢ પર ચઢી જવાનો ઠરાવ કર્યો, પણ રજપૂતના ધર્મ પ્રમાણે પ્રથમ દુશ્મનને સમજાવવા યા તો લડાઈની સૂચના આપવાને માટે કોને મોકલવો તેનો વિચાર ઉત્પન્ન થયો. તત્કાળ વીર ગુલાબસિંહ જાતે જવાને ઉભો થયો. રણજીત અને કલ્યાણે તેને ના કહ્યું છતાં તેણે માન્યું નહિ. તેણે જવાબમાં જણાવ્યું કે:—"હું વિક્રમાજીતને જોવાને ઇચ્છું છું ને રણજીતના સૈન્યમાં મારા જેવા અનેક બળવીરો પડ્યા છે એનું તેને ભાન કરાવવા ચાહું છું." આમ કહી તેણે રણજીતના હાથમાંથી યુદ્ધ આમંત્રણ પત્ર લઈ ત્યાંથી ગમન કર્યું. તેના પ્રચંડ બળથી ધરણીને ધ્રુજાવતો વીર ગુલાબસિંહ જોતજોતામાં નજરની બહાર નીકળી ગયો. સઘળા તેની પીઠ પાછળ જોઈ રહ્યા. ગુલાબસિંહ ચાલ્યો ગયો. અંતે દિવસ પણ પૂરો થયો અને અંધકાર અવનિ પર પથરાયો. રણઘેલા રજપૂત પ્રાતઃકાળમાં અચળગઢ પર ચઢી જવાના આતુરતાથી વ્હેલા વ્હેલા આરામ લઈ સુઇ ગયા.

---

## ૨૮

### જાસુસ વેષે ગુલાબસિંહ.

ઢાંક્યો ઢંકાયો ના રહે, જેમ વાદળમાં સૂર;
(તેમ) છુપ્યો છુપાયો નવ રહે, પ્રતાપી રણશૂર

જે વખતે રણજીતની છાવણીમાં ગુલાબસિંહના આવ્યા પછી યુદ્ધની તૈયારીઓ થઈ રહી હતી તે વખતે અચળગઢમાં પણ સૈન્ય એકઠું કરવા માંડયું હતું; કારણ કે વિક્રમાજીતના જાસુસોએ અહિંની રૂઘળી બાતમી મેળવી તેને જણાવી હતી. આખું નગર ઘોડેસ્વારોની દોડાદોડીથી ખળભળી રહ્યું હતું. દરબારના મયદાનમાં પાયદળ તથા ઘોડેસ્વાર સૈન્ય તમામ એકઠું થઈ ઉભુ હતું. વિક્રમાજીતે યુદ્ધ મોટું અને ભયંકર થશે ધારીને કિલ્લાના તુટેલા કેટલાક ભાગોને સમરાવી તેમાં ઘણા દિવસો ચાલે તેટલું અનાજ, આયુધો, દારૂગોળા વગેરેનો જથ્થો એકઠો કરી ભરી મૂકયો હતો. કપિંજલાએ પક્ષમાં લીધેલા તમામ ખંડીઆ રાજાઓ પોતપોતાનાં સૈન્યો સાથે અચળગઢમાં

આવ્યા હતા. એ મોટા સૈન્યના પાંચ વિભાગ પાડી તેની ઉપર પાંચ સરદારોને દેખરેખ માટે નિયુક્ત કર્યા હતા. તેમનાં નામ પ્હાડસિંહ, કરપીણસિંહ, ભાનુમલ્લ અને કજ્જલસિંહ હતાં. પાંચમા વિભાગની સરદારી વિજયરાજે પોતે લીધી હતી. સૈન્યની સર્વ તૈયારી કરી યુદ્ધ કેવી ચાલાકીથી કરવું વગેરે બાબતની સમજ વિક્રમાજીતે સઘળાને આપી હતી. સર્વ વ્યવસ્થા કર્યા પછી વિક્રમાજીતે મોટો દરબાર ભર્યો. દરબારમાં સેનાધિપતી, સરદારો અને અમલદારો શસ્ત્ર-અસ્ત્રથી સજ્જ થઈ પોતપોતાના આસનો પર બિરાજમાન થયા હતા. લશ્કરી અમલદારોએ પોતાના તાબાના સૈનિકોને હારબંધ શસ્ત્ર-અસ્ત્રથી સજ્જ કરીને બહાર ઉભા રાખ્યા હતા. સમય થતાં વિક્રમાજીત ત્યાં આવ્યો. સૈનિકોએ શસ્ત્ર નમાવી તેને અભિવંદન આપ્યું. વિક્રમાજીતે એક છેડાથી તે બીજા છેડા સુધી ફરી વળી સઘળી ગોઠવણ તપાસી જોઇ અને ત્યાંના અમલદારો સાથે હસ્તે વદને વાત કરી. તે પછી તેને માટે તૈયાર કરેલા આસન પર બેસી તેણે સિપાહીઓને કવાયત કરાવવાની આજ્ઞા આપી. સેનાપતિ કજ્જલસિંહે કવાયત કરાવરાવી. સૈનિકોએ પટાબાજી, ગોળીબ્હાર વગેરે પૂર્ણ નિપુણતાથી કરી બતાવી વિક્રમાજીતને પ્રસન્ન કર્યો. તેણે થનાર યુદ્ધ વિષે થોડુંક વિવેચન કરી સઘળા સૈનિકોને અને અમલદારોને ઇનામ-અકરામ આપ્યાં. ઈનામ મળવાથી સઘળા લશ્કરીઓ ખુશ ખુશ થઇ ગયા અને વિક્રમાજીતની જયગર્જના પોકારી એકી અવાજે બોલી ઉઠ્યા કે:-"અમે દુસ્મનો સામે પૂર્ણ પરાક્રમથી યુદ્ધરંગ ખેલીશું અને અમારી તલવારોનું પાણી બતાવીશું. જ્યારે અમારી સમશેરો કાળો કેર વર્તાવશે:ત્યારે શત્રુઓ ત્રાહ ત્રાહ પોકારી રણમાંથી પલાયન કરી જશે."

તે પછી વિક્રમાજીતે સઘળા સરદારોની સાથે મસલત ચલાવી નિશ્ચય કર્યો કે અચળગઢના દરવાજા બંધ રાખવા. તેમાં ફક્ત ઉત્તર તરફનો દરવાજો ખુલ્લો મૂકી દરવાજા બહારના મયદાનમાં શત્રુઓને અટકાવવા; કારણ કે લડાઇમાં કદાચ આપણી હાર થાય તો તરત અંદર પેસી જઇ દરવાજો બંધ કરી દેવાય. આમ નિશ્ચય કરી વિક્ર-

માજીતે સઘળા સરદારોને સૈનિકો સાથે ઉત્તર તરફના દરવાજાના મયદાનમાં જઈ પડાવ નાંખવાની આજ્ઞા આપી. રણતુરો વગાડતા લશ્કરીઓ ગમન કરવા લાગ્યા. સામાન્ય વર્ગનાં પ્રજાજનો વિક્રમાજીત ઉપર નારાજ થયાં હતાં અને તેના આ કૃત્યને માટે તેના ઉપર ધિક્કારનો વરસાદ વરસાવતાં હતાં. લશ્કરને જતું જોઇ તેઓ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં કે:—"હે પ્રભુ! આ સૈન્યનો વિનાશ કરજો અને મહારાજા રણજીતને વિજય અપાવજો." આમ બોલતા તે લોકો તિરસ્કારયુક્ત વદને જતા સૈન્યને જોઇ રહ્યા.

સઘળું સૈન્ય ચાલ્યું ગયું અને ઉત્તર તરફના દરવાજા બહાર આવેલા વિશાળ મયદાનમાં શત્રુને આવતો અટકાવવા છાવણી નાંખીને પડયું. વિક્રમાજીત અને બીજા દશેક સરદારો હજી દરબારના મયદાનમાં બેસી રહ્યા હતા. તેઓ ગંભીરતાથી યુદ્ધ સંબંધી વિચાર કરતા બેઠા હતા. વિક્રમાજીતને સારી રીતે ખબર હતી કે રણજીત, કલ્યાણ અને કિશોર પૂર્ણ પરાક્રમી છે. તેમની પાસે રહેલું સૈન્ય પણ પૂર્ણ વફાદાર છે. તેમાં વળી રત્નગઢનું સૈન્ય આવી મળ્યું હશે. સેનાપતિ તેજસિંહ યુદ્ધ રચના રચવામાં અને શત્રુપક્ષના સૈન્યની હાર બેદી ભંગાણ પાડવામાં નિપુણ છે. વિક્રમાજીતે ગુલાબસિંહનું નામ પણ સાંભળ્યું હતું. તેના નામથી અચળગઢના વીર યોદ્ધાઓ પણ ઘડીભર કાંપતા હતા. એવો મહાન્ યોદ્ધો રણજીતના પક્ષમાં છે, એવું જાણીને વિક્રમાજીત અને તેના મુખ્ય સરદારો ઉંડા વિચારમાં પડી ગયા. વિક્રમાજીતના મનમાં થતું હતું કે હાર થશે કે જીત? "જો હાર થઈ તો જીવાવું મુશ્કેલ છે." આમ વિચારે આવતાં તેના મુખ પર દિલગીરીની છાયા છવાઈ ગંઇ. આ અરસામાં દેવડી પરના પહેરેગીરે આવીને જણાવ્યું કે:—"એક ઘોડેસ્વાર દૂત આવ્યો છે; તે આપને મળવા ઇચ્છે છે."

"શું દૂત!?' વિક્રમાજીતે ચમકીને પૂછ્યું.

"હા, નામદાર!" સિપાહીએ કહ્યું.

"વારુ, તે કેમ આવ્યો છે?" પુનઃ વિક્રમાજીતે પૂછ્યું.

"તે કાંઈ જણાવતો નથી અને કહે છે કે મારે મહારાજાને રૂબરૂ મળવું છે." સિપાહીએ જણાવ્યું.

"અરે! એવો કોણ મગજમાં પવનવાળો દૂત છે?" વિક્રમાજીતે સ્હેજ ગુસ્સે થઇને પૂછ્યું.

"તે રજપૂત જાતિનો છે એટલુંજ જણાવે છે." પુનઃ સિપાહીએ નમીને કહ્યું.

"શું રજપૂત!? જા, તેને ફરીથી પૂછ કે તું કોનો દૂત છે?" વિક્રમાજીતે કહ્યું.

તે પણ આ સેવકે પૂછ્યું છે. "તે મહારાજા રણજીતસિંહનો દૂત છે."

"એમ! વારૂ, જા તેને આવવા દે." કહી વિક્રમાજીતે સેવકને આજ્ઞા આપી.

સિપાહી નીચો નમી ત્યાંથી ચાલતો થયો અને તે પછી થોડી વારે દૂત સ્વરૂપે આવેલા ગુલાબસિંહ ફક્કડે હાથમાં લાંબો ભાલો પકડી ત્યાં પ્રવેશ કર્યો અને વિક્રમાજીતને નમન કર્યા વિના બેદરકારીથી એક બાજુએ ઉભો રહ્યા. તેની આવી બેઅદબી નિહાળી વિક્રમાજીતના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ક્રોધથી પૂછ્યું:—"યુવાન તું કોણ છે? કયાંથી આવ્યો છે અને તારૂં શું નામ છે?"

"હું મહારાજા રણજીતસિંહ પાસેથી આવ્યો છું; જાતે ક્ષત્રિય છું અને અત્યારે નામ જણાવવાને લાચાર છું." ગુલાબસિંહે જરા અકડાશથી જણાવ્યું.

"નામ જણાવવાને કંઈ હરકત છે?" વિક્રમાજીતે શાન્તિથી પૂછ્યું.

"હા, કંઈક એવુંજ છે. મારા મહારાજાની આજ્ઞા છે કે પ્રથમ તમને સમાચાર જણાવવા અને તે પછી મારે મારૂં નામ જાહેર કરવું."

"વારૂ, શું સમાચાર લાવ્યો છે?"

"તે જણાવ્યા પહેલાં તમે મને જણાવો કે તમે આ શું ભયાનક તોફાન મચાવ્યું છે? શુદ્ધ રજપૂત વંશને વિશ્વાસઘાતી બની

શા માટે કાળું કલંક લગાડયું છે ?"

"તે પૂછવાની તને શું સત્તા છે ? શું એ પૂછવાનાજ ઇરાદે અહિં આવ્યો છે કે તારો કાળ તને પરાણે અહિં ખેંચી લાવ્યો છે ?"

"એક શ્રીભગવાન સિવાય મારો કાળ કરનાર બીજો કોઇ મુએોજ નથી. સરદાર ! જે હલકો છે, જેનું કુળ નીચું છે, તે તેનો જાતિસ્વભાવ છોડતોજ નથી. નીચ કૃત્ય કરતાં તે કદાપિ પાછું વાળીને જોતોજ નથી. એથીજ કહ્યું છે કેઃ—"જેવી જાત એવી ભાત." તમે એક દૂતનો નાશ કરવાનો ઉચ્ચાર કરી તમારૂં પોત પ્રકાશ્યું છે અને હલકી જાત સિદ્ધ કરી બતાવી છે. બસ આથીજ જણાઈ ચૂકયું છે કે તમે રાજા થવાને તદ્દન નાલાયક છો અને તેથીજ વિશ્વાસઘાત કરી રાજગાદી પચાવી પડયા છો. વિક્રમાજીત ! જે શૂરવીર છે, જે સાચો ક્ષત્રિય વીર છે; અને જે મર્દ કહેવાય છે, તેતો ખુલ્લી સમશેર સાથે યુદ્ધ રંગ ખેલી રાજ્ય મેળવે છે. બાકી તમારી પેઠે વિશ્વાસઘાત કરી રાજ્ય મેળવવાનું કામ તો એક નામર્દ પણ કરી શકે છે. જો તમે ખરા રજપૂત હો; જો તમને સમશેર પકડવાની તાકાત હોય તો અમારા મહારાજા રણજીતની સામે ખુલ્લા મયદાનમાં બહાર પડો. આમ દરવાજા બંધ કરી ઉંદરની માફક શા માટે છુપાઇ બેઠા છો ? અરે ! રજપૂત નામનું પાણી બતાવો."

"બસ ચૂપ થા. શું તું આવુંજ કહેવાને અહિં આવ્યો છે ?" વિક્રમાજીતે ગુસ્સે થઈ પૂછ્યું.

"હા ! આવી રીતે સ્વાર્થને વશ થઈ એક બીજાની સાથે કલેશ કરવાથી આખી રજપૂત કોમનું ભાવિ ભયંકર થતું જાય છે. વિક્રમાજીત ! તમારાથી આ અન્યાય થાય છે. તમે હરામની રાજગાદી લાંબો વખત સુખે ભોગવી શકશો નહિ. તમારી શુદ્ધ બુદ્ધિ જવાથી હવે એમજ સમજાય છે કે તમારા દિવસો ભરાઈ ચૂક્યા છે. તમારા પાપનો ઘડો હવે સંપૂર્ણ ભરાઈ ગયો છે; હવે એને ફુટતાં વાર લાગવાની નથી છતાં હજી એક વખત કહું છું કે તમે આ સારૂં કરતા નથી. રજપૂત વીરો આવી રીતે સ્વાર્થને વશ થઈ એક બીજાની સાથે સમશેર

એંચી લડી મરશે તો અવશ્ય તેમનો વિનાશ થશે. તમારા બન્નેનું યુદ્ધ કોઇ ત્રીજોજ સ્વાર્થાંધ આતુરતાથી જોઇ રહ્યો હશે અને તમને લઢીને નિર્બળ બનવા દઈ તે બેસી રહેનારોજ તમને પાયમાલ કરી તમારા ઇંદ્રભુવન જેવા મહેલનો ભોક્તા થઇ તમારૂં રાજ્ય છીનવી લેશે; અરે ! તમને આખરે ગુલામ જેવા બનાવી તેના પગ ચંપાવશે. માટે હજી વિચારો, સમય છે: પાછળથી પસ્તાવું પડશે. વિક્રમાજીત ! તમે જ્ઞાની છો. તમારૂં ગૂમ થએલું જ્ઞાન સંભાળો અને આ રાજ્ય તેના ખરા માલિકને સોંપી તેની ક્ષમા માગો." આટલું કહી ગુલાબસિંહ તેની સામે જોઈ રહ્યો.

તેનું બોલવું સાંભળી તરતજ વિક્રમાજીત ગર્જી ઉઠ્યો:–"શું હું તારૂં કહેવું માની રણજીતની ક્ષમા માગું ? નહિ નહિ ! આ વીર વિક્રમાજીતથી કોઇ કાળે પણ એમ બનનાર નથી. મને કોઇની દરકાર નથી. દરકારમાં દરકાર હાલ તો ફક્ત આ રાજગાદીની છે. તારા કહેવા પ્રમાણે ભલેને રજપૂત જાતીનું અનિષ્ટ થાય તેમાં મારે શું ? હું તો હાલ સંપૂર્ણ સુખી છું."

"એ સુખ ક્ષણ ભંગુર છે. આજે અમારો તો કાલે તમારો વારો નક્કી આવવાનો. હા ! તમારી બુદ્ધિ મંદ થઈ ગઇ છે: તેથીજ તમારો પ્રલયકાળ પાસે આવી પહોંચ્યો લાગે છે. વિક્રમાજીત ! તમે અત્યારે માનો છો કે હું સંપૂર્ણ સુખી છું, પણ ના, એમ સમજશો નહિ; તમારૂં સુખ ઝાઝા દિવસ નભવાનું નથી; કારણ કે તમે આ રાજગાદી હરામની ભોગવો છો: તમે જેવી કરણી કરી છે એવીજ પાર ઉતરણી છે એ નક્કી સમજજો." શું તમે આ વિદ્વાન કવિનું કથન સાંભળ્યું નથી ? સાંભળો ! ઓ અક્કલને ગૂમ કરી બેઠેલા વિક્રમાજીત ધ્યાન પૂર્વક સાંભળો:–

" કરી ચોરી ચાડી લબાડી હરામી, ભલે સુખ લે તે ઘડી દુઃખ નામી;
કરે કોટિધા તંત્ર તે તોય તુટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.
જુવો ! રાવણે આપણા ગ્રંથ વિષે, ગુમાને ચઢી પાપ કીધાં અતિશે;
કરે શીદ સીતા સતી પુન્ય ખુટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.

જુઓ ! રાય દુર્યોધને દુષ્ટ બુદ્ધિ, ધરી દ્રૌપદીથી કરી કુટ દ્રષ્ટિ;
ગદા ભીમનીથી પછી કેમ છુટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.
નવાણું વશા જીતશોયે તથાપી, પ્રપંચી ન ચિંતીત ફાવે કદાપિ;
યથા પંથી પાદરે ચોર લુંટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.
ઘણા ઢાંકિયા ઢાંચિયા કાંશિયાઓ, કરે કુટ હાજી કહે હાજીઆઓ;
સત્તાશેરથી શેરનો તાર તુટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.
કદી કર્મ કુડાં કરે ગુપ્ત કોટી, પ્રભુથી છુપી ના રહે વાત ખોટી;
ખતા ખાય ને આખરે કાળ ખુટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.
ભલે ભામિની ભોંયરે નાગી નાચે, જણાએ સહુ લોકમાં વાત સાચે;
રથા ચોરિનો માલ ચંડાળ લુંટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.
રૂડું થાય રૂડે ભુંડું થાય ભુંડે, નહીં જાણજો ફાવશો કર્મ કુડે;
મળ્યું દ્રવ્ય અન્યાયનું સદ્ય ખુટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.
સહુ સાંભળી શીખ આ સાર લેને, વિવેકીપણે વર્તતાં ધ્યાન દૈને;
ફળો વાવણી જેવી તેવાંજ લુંટે, ભરાયે ઘડો પાપનો તર્ત ફુટે.

"બસ ચૂપ થા. હું તારૂં લાંબું ટાયલું સાંભળી કંટાળી ગયો છું અને તારી આવી બેઅદબી જોઈ ક્રોધને આધીન થયો છું. જા, અહિંથી ચાલ્યો જા ! તું દૂત થઈને આવ્યો છે તેથીજ જીવતો બચી જાય છે." વિક્રમાજીત ગર્જી ઉઠયો.

"બસ, આજ જવાબ ?" ગુલાબસિંહે સ્હેજ હસીને પૂછયું.

"હા, એજ જવાબ, શું સાંભળતો નથી ?" વિક્રમાજીત બોલી ઉઠયો.

"હા, હા, હા, વિક્રમાજીત ! મને તારા બોલવાથી હસવું આવે છે. અરે ! તારૂં પ્રથમનું જ્ઞાન ક્યાં ગયું ? અરે તું કેટલાક લાંબા કાળ જીવવાને માટે આવું પૈશાચિક કર્મ કરી રહ્યો છે ! હા ! તું વૃદ્ધાવસ્થાને વશ તો થઈ ચૂકયો છે. તારા મ્હોતનો પેગામ ઈશ્વરના દરબારમાંથી ક્યારનોએ નીકળી ચૂકયો છે; છતાં તું પરલોકનું ભાતુ કેમ તૈયાર કરતો નથી ?" ગુલાબસિંહે કહ્યું.

"તું હવે એકદમ બોલતો બંધ થઈ જા. તું હજી આ વિક્-

માજીતને બરાબર ઓળખતો નથી, તેથીજ આવી રીતે બોલી શકવાની હિંમત ધરી શકે છે. એ બેઅદબ ! આ બળવાન વિક્રમાજીતના એક હાથમાં શત્રુઓને સંહારવા સમશેર રહેલી છે અને બીજા હાથમાં તારા મ્હોનને મ્હેં બળાત્કારે પકડી રાખ્યું છે: કારણ કે અત્યારે તું એક દૂત છે ? " વિક્રમાજીત ગર્જી ઉઠયો.

પુન: ગુલાબસિંહ અટ્ટહાસ્ય કરીને બોલ્યો:–"બળનાં મિથ્યા બણગાં ફુંકનાર ! હું સારી રીતે જાણુંછું કે તમારામાં કેટલું બળ છે. હા ! દૂત થઇને આવ્યો છું તેથીજ તમને મારા બળનો ચમત્કાર બતાવ્યા વિના ઉભો રહ્યો છું. હા ! વિક્રમાજીત ! આટલું બધું ગુમાન શા માટે કરી રહ્યા છો ? અરે કોઇનો ગુમાન રહ્યો છે તે તમારો રહેશે ? તો શા માટે અન્યાયથી વર્તી ધર્મને ધરણી પરથી હાંકી મૂકવાને તત્પર થયા છો ?

" આ નાશવંત સંસારમાં, કહે કોણ અમ્મર છે માનવી ?
મળશે નતીજે કર્મનો, એ રાખજે હૃદયે ધરી. "

વિક્રમાજીત:–સમજુ છું. સઘળાં શાસ્ત્ર હું જાણુંછું: તારે સંભળાવવાની કાંઇજ જરૂર નથી. જલ્દી અહિંથી નીકળી જા એટલે થયું.

" કોણે કર્યા છે પાપ પુન્યો, સૌ વૃથા બકવાટ છે;
પડયો દાવ જેહનો, બસ માલીક તે થાનાર છે.
નથી માનતો હુ ન્યાય કે, અન્યાય કેરા શબ્દને;
જો હોય ઇચ્છા જવી તો ભેટ આ સમશેરને "

ગુલાબસિંહ:–રજપૂતના હાથમાં પણ સમશેર હોય છે તે જાણો છો ? એ મદાંધ !

" અન્યાયથી આ મેળવેલી, રાજગાદી કે'વાય છે;
સમજ મૂર્ખા મન વિષે, ધર્મ તારો જાય છે.
ફુલાઇ જાનો તું નહિ, કે પૂર્ણ મારી જીત છે;
હરામની આ રાજગાદી, વમન જેવું અન્ન છે. "

વિક્રમાજીત:–તે પછીથી સમજાશે: પડશે એવા દાવ. દેવાશે એ મૂર્ખ !

" વિત્યો વખત આજે પછી, નહિ કાળની દરકાર છે;
સમશેર મારી હાથ છે, તો કોણ નામ લેનાર છે."

ગુલાબસિંહ:—એક વીર નરને મૂર્ખ શબ્દથી સંબોધનાર! બસ, બહુ થયું; તારી જાત આજે જણાઈ આવી છે.

" અભીમાનમાં અંધો થઇ, બહુ ગર્વથી મલકાય છે;
સમજજે એ બેવફા કે ઝટ કાળ તારો થાય છે."

વિક્રમાજીત:—મારો કાળ કરનાર કોણ છે? જા, જા, એ દૂત! મારા ક્રોધનો ભોગ થયા વિના જલ્દી અહિંથી નીકળી જા.

" જા ચાલ્યો કહ્યું માની, નહિ કાંઈ તુજ વળનાર છે;
શું જાણતો નથી મન વિષે, કે આ વીરનો દરબાર છે.
રાંક રણજીત બાપલો, રણ રંગમાં હોમાઈ જશે;
એ છોકરાની બીકથી, આ વીર નહિ ડરી જશે.
ગુલાબસિંહ:—ન માનીશ બાળ તું એને, એ સિંહનું સંતાન છે;
એ રણખેલાના હાથથી, નહિ કોઈ પણ બચનાર છે."

માટે એ વનરાજથી હવે સાવધ રહેજે, હેની શૂરી સમશેરનો સપાટો જોવાને તૈયાર થજે: બસ એ જણાવવાનેજ હું અહિં આવ્યો છું.

વિક્રમાજીત:—શું તું યુદ્ધનું આમંત્રણ કરવાને આવ્યો છે?

"હા, લે આ આમંત્રણ પત્ર." કહી ગુલાબસિંહે બેદરકારીથી તેની તરફ પત્ર ફેંક્યો.

"આ પત્ર કોણે આપ્યો છે?" પત્ર હાથમાં લઇ વિક્રમાજીતે પૂછ્યું.

"રાજ રાજેન્દ્ર રણજીતસિંહે." ગુલાબસિંહે જણાવ્યું.

વિક્રમાજીતે પત્ર વાંચવા માંડ્યો. તેમાં લખ્યું હતું કે:—

રણભૂમિ—ચૈત્ર શુકલપક્ષ.

"રાજદ્રોહી વિક્રમાજીત!

આ પત્રથી તને જણાવવામાં આવે છે કે તું તારી પ્રપંચીઓની સલાહથી નિમકહરામ થઈ અચળગઢની રાજગાદી પચાવી પડયો છે તે ઠીક કર્યું નથી. હેં આવું દુષ્ટ કર્મ કરી તારા પવિત્ર

વંશને કાળું કલંક લગાડયું છે. ત્હેં મને તારી પ્રપંચ જાળમાં ફસાવી મારા પિતા અને ભાઇની સાથે યુદ્ધમાં ઉતાર્યો છે; પણ શ્રી ઇષ્ટકૃપાથી મારા ભાઈ અને પિતાએ મારા એ અપરાધની મને ક્ષમા આપી છે. અમને નગરમાં આવવાને અટકાવવાના હેતુથી ત્હેં નગરના દરવાજા બંધ કરાવી સૈન્ય એકઠું કર્યું છે તેથી કરીને પણ તારી બુરી મતલબ મારા સમજવામાં આવી ગઇ છે. વિક્રમાજીત ! આ ભયંકર યુદ્ધમાં અનેકની પ્રાણ હાનિ થશે અને તેનો તારે ભયંકર દંડ ભોગવવો પડશે; માટે જો હજી પણ કંઇ જ્ઞાન હોય તો આવી મૂર્ખતા છોડી આવેલા સરદાર સાથે અમારી છાવણીમાં આવી ક્ષમા માગી જા. જો તું અમારા સરદાર સાથે અહિં નહિ આવે તો અમે સમજીશું કે તારો વિચાર યુદ્ધ કરવાનોજ છે; બસ તે પછી તરતજ મારા વીર યોદ્ધાઓ નગર ઉપર ધસી આવશે અને એક પલકવારમાં નગરનો કબજો લઇ તને બંદીવાન બનાવશે યાતો મારી નાંખશે. માટે ખુબ વિચાર કરીને રણરંગ ખેલવાને તત્પર થજે. આ પત્રને યુદ્ધના આમંત્રણ તરીકે માનજે. બસ હાલ એજ; વિશેષ રણમયદાનમાં.

લી૦

માજી મહારાજા અંગારસિંહ

દા.ˆરાજેન્દ્ર રણજીતસિંહ."

વિક્રમાજીતે પત્ર પૂરો વાંચી તેના ફાડીને ચૂરેચૂરા કરી નાંખ્યા. અને તે પછી ગુલાબસિંહ સામે જોઈ ગુસ્સાથી બોલ્યો:—" દુષ્ટ ! જા, તારા રાજાને જણાવજે કે વીર વિક્રમાજીત બળવાન છે. તે તમારા જેવાં શીયાળવાંથી ડરાવ્યો ડરનાર નથી. જા, તેને જલ્દીથી અહિં મોકલ; તેની ભેટ લેવાને મારા શૂરાઓ તૈયાર થઇને રાહ જોઈ રહ્યા છે."

વિક્રમાજીત ! અન્નદાતાની સાથે નિમકહરામી કરવાથી કંઇ સાર નહિ નીકળે." ગુલાબસિંહે જણાવ્યું.

"તે કહેવાની તારે જરૂર નથી. બસ ચાલ્યો જા." વિક્રમા-

જીતે ગુસ્સાથી કહ્યું.

"હું આ ક્ષણેજ ચાલ્યો જાઉં છું અને જતા પહેલાં જણાવું છું કે તમારી ઉપર હવે દૈવનોજ કોપ ઉતર્યો છે અને તેથી......"

ગુલાબસિંહ આગળ બોલે એ પહેલાંજ વિક્રમાજીત આસન પરથી ઉભો થઇને બોલી ઉઠયો:--"ઓહ! અપમાન! આજે એક હલકા દૂતે મારૂં અસહ્ય અપમાન કર્યું! પણ શું કરૂં, દૂતનો વધ કરવો શાસ્ત્ર વિરૂદ્ધ છે. બસ જા, જલ્દી જતો રહે ગુલામ."

"બસ ચૂપ કર નાદાન? એક વીરને તું કોણ કહેનાર ગુલામ? હું આ પળેજ તારી જીભ ખેંચી નાંખીશ." ગુલાબસિંહ ગર્જી ઉઠયો.

વિક્રમાજીત ક્રોધાંધ થઈ બૂમ પાડી પાસે ઉભેલા સરદારોને કહેવા લાગ્યો:—"સરદારો! પકડો એ નરાધમ દૂતને! દોડો, જલ્દી જકડો. તેને જીવતો ન છોડો. તેના કાપી કટકે કટકા કરો."

રાજાની આજ્ઞા થતાંજ ત્યાં ઉભેલા સરદારો સમશેરો ખેંચી ગુલાબસિંહ તરફ દોડયા. તરતજ ગુલાબસિંહે ભયાનક અવાજે કહ્યું:—"બસ, એટલેજ રહેજો. એક તસુ પણ જો આગળ વધ્યા તો મુઆજ સમજજો. સરદારો! આ વીરનો રૌદ્ર કોપ થતાંજ તમારા હાથમાંની સમશેરો જમીન પર પડી જશે. અરે! કદાચ તમારે પણ લાંબા થઇને સુઇ રહેવું પડશે. આ ગુલાબસિંહ તમને જલ્દીથી આ જગતમાંથી વિદાય કરવાને તૈયાર છે; માટે જેને વ્હેલું સ્વર્ગમાં જવું હોય તે પહેલો આવો." કહી ગુલાબસિંહે ખભો ઠોકયો.

તેનું નામ સાંભળી સઘળા સરદારો આગળ નહિ વધતાં જડવત્ બની ઉભા રહ્યા. વિક્રમાજીત પણ તિક્ષણ નજરે તેની તરફ જોઈ રહ્યો. તેને પોતાની તરફ જોઇ રહેલો જોઇ પુનઃ ગુલાબસિંહ બોલ્યો:—"મારી સામે શું જોઈ રહ્યો છે? જો તાકાત હોય તો તારા સરદારોને મારૂં પાણી જોવાનું કહે? અરે તું પોતેજ મારી સામે આવી જા."

તેના ભયાનક અવાજથી વિક્રમાજીત પણ સ્તબ્ધ થઈ ગયો અને અંતે ગંભીર અવાજે બોલ્યો:—"તું કોણ ગુલાબસિંહ?"

"હા, હુંજ ગુલાબસિંહ ફક્કડ. કેમ હવે ઓળખાણ પડીને?"

ગુલાબસિંહે મુછ પર હાથ નાંખતાં કહ્યું.

કોઇ બોલ્યું નહિ તેથી તત્કાળ ગુલાબસિંહ બોલી ઉઠયો:— "બસ, અત્યારથીજ ડરી ગયા કે? અરે જ્યારે તમે રણભૂમીમાં આવશો ત્યારે શું ઉકાળશો? ત્યાં તો મારા જેવા અનેક યોદ્ધાઓ છે. હા વિક્રમાજીત! તારા અન્યાયી વર્તનથી મને ઘણું લાગી આવે છે; પણ શું કરૂં કે હું દૂત થઇને આવ્યો છું નહિ તો તારૂં આ ક્ષણેજ ખૂન કરી સઘળી બાબતનો ફેંસલો કરી નાંખત."

"કોનું ખૂન! મારૂં?" પુનઃ વિક્રમાજીત ગર્જી ઉઠયો.

"હા, તારૂં! ઓ રાજદ્રોહી તારૂં! કારણ કે મને તારા પર અત્યંત ક્રોધ વ્યાપ્યો છે."

"કર્યો પ્રપંચ પાપી ત્હેં, જીગરમાં આગ વરસી છે;
દગાનું વૈર હું લેઉં, જીગરમાં આગ વરસી છે.
લગાડું ઝેરની ફુંકો, જીગરમાં આગ વરસી છે;
દબાવું પલકમાં પાપી, જીગરમાં આગ વરસી છે."

બસ હવે સમજજો કે:—

"ચલાવીશ લોહીની નદીયો, જીગરમાં આગ વરસી છે;
નહિ જીવો હવે દુષ્ટો, જીગરમાં આગ વરસી છે.
મુકું નહિ એક પણ જીવતા, જીગરમાં આગ વરસી છે;
તમારા ખુનને માટે, જીગરમાં આગ વરસી છે."

આમ બોલતા વીર ગુલાબસિંહે એકદમ મ્યાનમાંથી સમશેર બહાર ખેંચી કાઢી. સૌ સ્તબ્ધ બની તેની સામે જોઇ રહ્યા એટલામાંજ પુનઃ ગુલાબસિંહ રૌદ્ર ગર્જના કરી બોલી ઉઠયો:—'ઓ કાળચક્રે ઘેરાયેલા વિક્રમ! હું હવે જાઉં છું. તું અમારી ભેટ લેવાને તૈયાર રહેજે." કહી તે વીર યોદ્ધો વીજળીની ઝડપે ત્યાંથી ચાલતો થયો અને ચોગાનમાં બાંધેલા અશ્વ પર સ્વાર થઇ છાવણી તરફ પૂર વેગે જવા લાગ્યો. સઘળા સરદારો આશ્ચર્ય પામી તેની પીઠ પાછળ જોઇ રહ્યા. બાદ વિક્રમાજીતે સરદારો સાથે ત્યાંથી ગમન કર્યું.

ગુલાબસિંહે છાવણીમાં આવી ત્યાંના સઘળા વર્તમાન કહી

સંભળાવ્યા. વિક્રમાજીતનો જવાબ સાંભળી રણઘેલા યોદ્ધાઓ તલવારો પર હાથ નાંખવા લાગ્યા. સઘળાને તેજ વખતે કુચ કરવાની આજ્ઞા મળી. શૂરાઓ જય ગર્જનાથી ગગન ગજાવતાં અચળગઢ તરફ જવા તૈયારી કરવા લાગ્યા. રણનાં વાજાં વીરનાદ ઉપજાવે એવી રીતે વાગવા લાગ્યાં. રાજકવી ઘોડેસ્વાર થઇ સકળ સૈન્યમાં ફરી સૌને બિરદાવવા લાગ્યા. રણજીત, કલ્યાણ, કિશોર, ગુલાબ વગેરે વીર યોદ્ધાઓ ઘોડેસ્વાર થઇ ગમન કરવા લાગ્યા. એટલે તીડનાં ટોળાંની માફક રણજીતનું સૈન્ય પણ પાછળ પાછળ ઝડપથી કુચ કરવા લાગ્યું.



## ૨૯

### રણજંગ.

**શ્રી** ભગવાન અર્જુન પ્રત્યે કહે છે કેઃ—જાણે સ્વર્ગનું દ્વાર ખુલ્લુંજ મૂક્યું હોય, એવું યુદ્ધ પોતાની મેળે જે ભાગ્યશાળી ક્ષત્રિયો હોય તેનેજ પાત્ર થાય છે.

“રણભૂમિમાં દુશ્મનોનો સંહાર કરવાને અર્થે આતુર બનેલા રણઘેલા રજપૂતોનો રણોન્માદ કંઇક ઓરજ પ્રકારનો હોય છે. તેઓ યુદ્ધ વખતે ઉન્મત્ત થઇ દુશ્મનદળ તરફ દોડે છે અને દુશ્મનોને પૃથ્વી પર સુવાડી રણમયદાન ગજાવી મૂકે છે. જે વખતે વીર યોદ્ધાઓ ગાંડા હાથીની માફક ઘુમે છે ત્યારે અપ્સરાઓ હાથમાં વરમાળા ઝાલી તે વીર યોદ્ધાઓને વરવાની ઇચ્છાથી આકાશમાં અદ્ધર ઉભી રહે છે અને દેવનાઓ પણ તેમના પર પુષ્પની વૃષ્ટિ કરે છે.”

સાગરની ભરતીની માફક રણજીતસિંહનું સૈન્ય અચળગઢની સમિપ આવી પહોંચ્યું. વિક્રમાજીતના યોદ્ધાઓ તેમનું સ્વાગત કરવાને તૈયાર થઇ ઉભા હતા. વિક્રમાજીતે હાથી પર સ્વારી કરી હતી. દુશ્મન સૈન્યને જોતાંજ કિશોરે રણજીતની આજ્ઞા લેઇ પોતાના સૈન્યને આક્રમણ કરવાનો હુકમ કર્યો. સરદારની આજ્ઞા થતાંજ ભૂખ્યા વરૂની માફક રણઘેલા સૈનિકો કારમી ગર્જના કરી શત્રુદળ પર તુટી પડયા. યુદ્ધનાં વાજાં વાગવા લાગ્યાં. રણતુરોના અવાજથી રણવીરો ઉન્મત્ત થઇ

દુશ્મનોને કાપવા લાગ્યા. રણજીતના અશ્વારોહી સરદારોની સમશેરો દુશ્મનોને, ઘાસની માફક કાપવા લાગી. તેમણે ધારણ કરેલાં લોહજડિત બખ્તરો સૂર્યના પ્રકાશમાં ચમકીને અન્ય સૂર્યપ્રકાશનો આભાસ કરાવવાં લાગ્યાં. સમશેરો વિજળીની માફક ચળકવા લાગી, ભાલા ઉછળવા લાગ્યા અને બીજા વીરોનાં તીરોથી આકાશ જવાઇ ગયું. સર્વત્ર મારો, કાપોના પોકાર સંભળાવા લાગ્યા. બન્ને પક્ષની સેનાઓ ગંગા યમુનાની માફક એક બીજા સાથે મળી ગઈ અને ભયાનક યુદ્ધ મચી રહ્યું.

રણજીતસિંહ મહારાજાની જય ! મારો, કાપો, જય મહિષાસુર મર્દિની જય ચંડિકા ! વગેરેના ગગનભેદી અવાજો રણજીતની સેનામાંથી વારંવાર સંભળાતા હતા. બન્ને પક્ષમાં તલવારો સડસડાટ ઉછળવા લાગી અને એક બીજાના લોહીથી લાલ થવા લાગી. સર્વત્ર કોલાહલ મચી રહ્યો. મરણના પોકારો થવા લાગ્યા. જખમી સૈનિકો ટપોટપ જમીન પર પડી રણમાં ઘુમતી શૂરાઓના પગ તળે કચડાવા લાગ્યા. રણઘેલા ગોદ્ધાઓ મૃત સૈનિકોના શબ પર પગ મૂકી ચાલવા લાગ્યા. દગાખોર વિક્રમાજીતને દગાનું ફળ આપવાને શૂરા રજપૂતો ગાંડા ગજરાજની માફક ચારે તરફ ઘુમી કાળો કેર વર્તાવવા લાગ્યા.

આ સમયે વીર ગુલાબસિંહનું શૌર્ય અપ્રતિમ દેખાતું હતું. તેનો દેખાવ જાણે ભૂતની વચ્ચે ઉભો રહી ભૈરવ ભોગ લેતો હોય એવો જણાતો હતો. તેના હાથમાં રહેલી લાંબી તલવાર એક હલકા પીંછાની માફક ચારે તરફ ફરી દુશ્મનોને ઘાસની માફક કાપતી હતી. તેનું સર્વાંગ લોહીથી લાલ રંગાઈ ગયું હતું. તેણે જોતજોતામાં વિક્રમાજીતના સો સરદારોને જમીનદોસ્ત કરી નાંખ્યા. તેનો ક્રોધ અસીમ હતો. "જાણે પ્રલય કરવાને શ્રી શંકરનું ત્રીલોચન ન ઉઘડયું હોય એવા વિકાળ દેખાવથી વીર ગુલાબસિંહ શત્રુદળની ખુવારી કરતો હતો." તેણે એક હાથે ઘોડાની લગામ અને બીજા હાથે લાંબી સમશેર પકડી હતી. તેણે થોડી વારમાં તો દુશ્મનદળને છીન્ન ભીન્ન કરી નાંખ્યું. દુશ્મનો તેનો વેગ રોકી શકયા નહિ. ગુલાબના વીર બીજા યોદ્ધાઓએ પણ તેમના સરદારનું અનુકરણ કર્યું હતું. પોતાના સૈન્યની

અવ્યવસ્થા જોઇ સરદાર કરપીણસિંહ આગળ આવ્યો અને આડા અવળા ખસી જતા સૈનિકોને ઉશ્કેરી ગુલાબસિંહ પર તૂટી પડયો. બન્ને વચ્ચે ભયાનક કાપાકાપી શરૂ થઇ.

"દુશ્મન તું ભલે આવ્યો.' કહી ગુલાબસિંહે ઘોડાની લગામ ખેંચી અને પોતાના સૈનિકોને મોટેથી બૂમ મારી કહ્યું:—"આગળ વધો! મારા વીરાઓ! ઝડપથી આગળ વધો અને એ સરદારના સૈન્યના ચૂરેચૂરા કરી નાંખો."

કારમી ગર્જના કરી વીર યોદ્ધાઓ આગળ વધ્યા અને પ્રબળ વેગથી શત્રુઓને કાપી નીચે સુવાડવા લાગ્યા. થોડી વારમાંજ ગુલાબસિંહના બીજા વીરોએ પ્રબળ ધસારાથી શત્રુઓને પાછા હઠાવી દીધા કરપીણસિંહ પણ પાછળ હઠવા લાગ્યો. આવું જોતાંજ ગુલાબસિંહે પોતાના ઘોડાને એડી મારી તેની તરફ દોડાવ્યો અને પાછળ હઠતા કરપીણસિંહની સમક્ષ જઈ ઉભો રહ્યો. તે ભયાનક ગર્જના કરી બોલ્યો:—"ચાલ કરપીણસિંહ સાવધ. હવે તું જીવતો જનાર નથી. આ વીરની સમશેર તારા પ્રાણનું વિસર્જન કર્યા વિના રહેનાર નથી. ચાલ હોંશીયાર! આમ બોલી તેણે તેની પ્રચંડ સમશેરનો ઘા કરપીણસિંહ પર કર્યો. પરંતુ તેણે લોહજડીત બખ્તર પહેરેલું હોવાથી તેનો ઘા બખ્તરને વાગી ખાલી ગયો. ગુલાબસિંહનો ઘા વ્યર્થ જતાંજ કરપીણસિંહે પોતાના ઘોડાને તડપાવી તેની પર સામો તલવારનો ઘા કર્યો; પણ યુદ્ધકુશળ ગુલાબસિંહે તેના ઘાને પોતાની સમશેર પર ઝીલી લીધો; અને ક્રોધાયમાન થઇ પાસે ઉભેલા એક સરદારના હાથમાંથી ભાલો છીનવી લેઇ કરપીણસિંહને તે ભાલાના સખ્ત આઘાતથી ઘોડા પરથી નીચે ઢોળી પાડયો. પોતાના સરદારને નીચે ગબડી પડેલો જોઈ તેના સૈનિકો બીજી ટુકડીમાં ભળી ગયા. કરપીણસિંહ નીચે ઢળી પડતાં તેની આસપાસ બીજા વીરો ફરી વળ્યા અને તેનું બખ્તર ઉતારી તેને રામશરણ કરી દીધો. ગુલાબસિંહે આ વિજયની નીશાનીમાં રણશીંગુ વગાડયું.

બીજી બાજુ કિશોરે, તેજસિંહ, રણજીત, કલ્યાણ વગેરે અપૂર્વ

પરાક્રમથી દુષ્મનોનો સંહાર કરતા હતા તેમને ગુલાબસિંહ પોતાની ટુકડી સાથે જઈ મળ્યો. પોતાના સૈન્યની આવી છિન્ન ભિન્ન સ્થિતિ નિહાળી વિક્રમાજીતે પોતાનો હાથી આગળ કર્યો અને સૈનિકોને ઉશ્કેરી રણજીતના સૈન્યમાં તૂટી પડયો. પુનઃ બન્ને પક્ષમાં ભયંકર યુદ્ધ મચી રહ્યું. ભેટંભેટામાં કટાર, જમૈયા, છરા વગેરે નાના પ્રકારનાં શસ્ત્રોનો ઉપયોગ થવા લાગ્યો. મરણીયા થએલા વીર યોદ્ધાઓ પર્વતની માફક અડગ થઇ દુષ્મનોની સાથે યુદ્ધ કરતા હતા. બન્ને પક્ષમાંથી એકે પક્ષ પાછો પડતો નહિ; પણ એ અરસ્સામાં સેનાપતિ તેજસિંહે અને કિશોરસિંહે દુષ્મન પક્ષના બીજા પાંચ સરદારોને જમીનદોસ્ત કરી નાંખ્યા. મરણ પામેલા સરદારોની ટુકડીઓ પાછાં પગલાં ભરવા મંડી. આવું જોઇ સેનાપતિ પ્હાડસિંહ અને પ્રધાન વિપયરાજ લોહીથી રંગાએલી તલવારો સાથે આગળ ધસી આવ્યા. તેમના સૈનિકો પણ તેમનું અનુકરણ કરી પાછળ દોડી આવ્યા.

સેનાપતિ તેજસિંહે કિશોરને તેની ટુકડી સાથે ત્યાંથી ખસી જઈ દુષ્મન પર પાછળથી હલ્લો કરવાનું સૂચવ્યું. કિશોર તેજસિંહના કહેવા પ્રમાણે દુષ્મનોની નજર ચૂકાવી ત્યાંથી ખસી ગયો. વિપયરાજ તથા પ્હાડસિંહના સૈનિકો સાથે સેનાપતિ તેજસિંહ અને રણજીતનું જબરૂં યુદ્ધ મચી રહ્યું. વીર ગુલાબસિંહ તેમની મદદે દોડી આવ્યો. તેને જોઇ દુષ્મનોનાં કાળજાં કંપી ઉઠયાં. વિક્રમાજીત પણ હાથી સાથે ત્યાં ધસી આવ્યો અને દુષ્મનોનો સંહાર કરવા લાગ્યો.

બંનેમાંથી એકે સૈન્ય પાછું હઠતું નથી એમ જોઇ ગુલાબસિંહે ઓચિંતો પોતાના ઘોડાને વિક્રમાજીતના હાથી પર તલપાવ્યો અને એકજ ઝટકે તે હાથીની સુંઢનો અડધો ભાગ કાપી નાંખ્યો. હાથી ચીસ પાડી પાછો દોડયો અને વચમાં આવતાં માણસોનો સંહાર કરવા લાગ્યો. આથી જબરો ઘોંઘાટ મચી રહ્યો. હાથીએ પોતાનાજ સૈન્યમાં ભંગાણ પાડયું. વિક્રમાજીત યુક્તિ પૂર્વક તેના પરથી ઉતરી પડયો અને ઘોડેસ્વાર થઇ દુષ્મનદળ સામે લડવા પાછો આવ્યો. બેઉ સૈન્યોમાં ધાન્યની કાપણીની માફક મનુષ્યોની કાપણી થવા લાગી.

સૂર્યભગવાનને અસ્ત પામવાની તૈયારી થઈ ચૂકી હતી; તેમજ સૈનિકો પણ આખા દિવસના યુદ્ધથી કંટાળી ગયા હતા તેથી બન્ને પક્ષે શાન્તિની પતાકા ચઢાવી યુદ્ધનું કાર્ય આજને માટે બંધ કર્યું. બેઉ તરફનું સૈન્ય પોતપોતાની છાવણીમાં ગયું. વિક્રમાજીતે આજના યુદ્ધથી વિજયની આશાનો ત્યાગ કર્યો હતો; કારણ કે તેના સૈનિકોનો કચ્ચરઘાણ નીકળી ગયો હતો. તેના સૈન્યમાં મરણ પામેલાઓ કરતાં ઘાયલોની સંખ્યા વિશેષ હતી. ઘાયલ થએલાઓની ચીસોથી પોચાં કાળજાંવાળા ત્રાસ પામી જતા હતા. યુદ્ધ બંધ થતાં બંને પક્ષ તરફથી ઘાયલોની સારવાર થવા લાગી.

સઘળા સૈનિકો પોતપોતાને માટે રસોઇ કરવા મંડી પડયા. ભોજન કાર્યથી પરવાર્યા બાદ બીજા દિવસના યુદ્ધમાં કેવી રીતે કામ લેવું વગેરે બાબતોનો નિર્ણય કરી આખા દિવસના પરિશ્રમથી સઘળા નિદ્રાધિન થઇ ગયા. રાત્રિનો ગાઢ અંધકાર પથરાયો હતો તેથી સમરક્ષેત્ર ભયંકર ભાસતું હતું. શીયાળવાં મુડદાંની ખેંચતાણ કરી રહ્યાં હતાં. અસંખ્ય મુડદાંમાંથી કોઇ કોઇ ઘાયલોની કરૂણાજનક ચીસો સંભળાતી હતી. બન્ને છાવણીઓમાં પહેરેગીરો, પહેરો ભરી રહ્યા હતા અને સર્વત્ર શાન્તિ પ્રસરેલી હતી. મધ્યરાત્રિ થતાં સુધી રણજીત, કિશોર કલ્યાણ વગેરેએ બીજા દિવસના યુદ્ધ સંબંધે મસલત ચલાવી અને અંતે થોડી વ્હેલા જાગૃત થવાની ઇચ્છાએ નિદ્રાવશ થયા.



## ૩૦.

### રણરંગ.

રણઘેલા યોદ્ધાઓને પુણ્યકારક અને અક્ષય કીર્તિ પ્રાપ્ત કરાવનાર ફક્ત ધર્મયુદ્ધજ છે.

રાત્રિનો પાછલો પ્રહર ચાલી રહ્યો છે, આકાશમાં તારાઓ મોતીની માફક ઝગઝગી રહ્યા છે, શાન્તિનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપેલું છે, સૈનિકો ગાઢ નિદ્રામાં પડેલા છે, પહેરેદાર સિપાહીઓ ખુલ્લી સમશેરો ખભા પર મૂકી છાવણીમાં આમ તેમ આંટા મારી રહ્યા છે,

એવા સમયે વીર સેનાપતિ તેજસિંહ પોતાના તંબુની બહાર ઉભો ઉભો એકલો કંઇક ઉંડા વિચારમાં ઉતરી પડ્યો છે. તેને આખી રાત્રિ ઉંઘ આવી નથી. તે સઘળાની સાથે યુદ્ધ સંબંધે મસલત ચલાવી છૂટો પડી તંબુમાં આવી બિછાનામાં સૂતો હતો. તેણે ઘણીવાર પાસાં ફેરવ્યાં પણ નિદ્રાદેવીએ તેની પર કૃપા કરી નહિ. રાત્રિ શાન્ત હતી; પરંતુ સેનાપતિ તેજસિંહનું હૃદય અશાન્ત હતું. તેના મનમાં અત્યારે હજારો વિચાર ઉત્પન્ન થતા હતા. વિશ્વાસઘાતી વિક્રમાજીતને તેની કરણીનાં ફળ એવાં તો ચખાડવાં કે તે ત્રાહ્ય ત્રાહ્ય પોકારે અને અન્ય સરદાર પણ ભવિષ્યમાં વિશ્વાસઘાત કરતાં વિચારે. આ ઉપરાંત સૈન્યને કેવી વ્યવસ્થાથી ગોઠવવું કે દુશ્મનો ફાવી શકે નહિ, અને બીજી બાજુએ કેટલું અનામત સૈન્ય રાખવું કે જેથી સમય આવ્યે તેઓ દુશ્મનોની હાર ભેદી કિલ્લામાં પહોંચે. આવા આવા અસંખ્ય વિચાર કરતો તેજસિંહ તેની પથારીમાં પડ્યો રહ્યો. “જેને ચિન્તાએ અને વિચારોએ ઘેર્યો હોય તેને કદાપિ નિદ્રા આવેજ નહિ.” એ પ્રમાણે તેજસિંહની સ્થિતિ હતી. અંતે અકળાઇને તે ઉભો થયો અને હવે ઉંઘવુંજ નથી એમ નિશ્ચય કરી તેણે મુખ ધોઈ નાંખ્યું અને પછી બહાર નીકળી તેણે પહેરેદારને પૂછ્યું કે હવે રાત્રિ કેટલી બાકી છે. પહેરેદારે જણાવ્યું કેઃ—“મોટું મળસકું થવા આવ્યું છે.” તે પછી પાસે પાણી મંગાવી તેણે સ્નાન કરી પ્રાતઃકર્મ કરી લીધું. તેની આરતીના ખંડખડાટથી તેના તંબુમાં સૂતેલા રાજબારોટ જાગી ઉઠ્યા. તે પણ જાગૃત થઇ સ્નાન વગેરેથી પરવારી તૈયાર થઇ ગયા.

પ્રાતઃકર્મથી પરવારી સેનાપતિ તેજસિંહ ઉપર પ્રમાણે તેના તંબુની બહાર વિચારમાં ઉભો હતો. આખરે મોટું મળસકું થયું. નગરમાંથી કુકડાના અવાજ સંભળાવા લાગ્યા. આકાશમાં ઝગમગતા તારાઓ એક પછી એક નભમંડળમાં છૂપાઈ જવા લાગ્યા. અંધકાર અવનિ પરથી અદ્રશ્ય થવા લાગ્યો અને પ્રકાશ પૃથ્વી પર પથરાવા લાગ્યો. શૂરાઓ વીર ગુલાબસિંહના રણશીંગાનો નાદ સાંભળી આળસનો ત્યાગ કરી જાગૃત થયા અને ઝપોઝપ શસ્ત્રો સંભાળી સજ્જ

થવા લાગ્યા. રાજબારોટે પણ વીર યોદ્ધાઓને ઉદ્દેશી એક વીર રસભરી નીચે પ્રમાણેની લાવણી લલકારીઃ—

રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા.
તનુ કેશરીના દુગ્ધ જનુનીનું દીપાવા—રણ.

છે રક્ત આપણું માતૃભુમીના માટે,
છે દેશસેવના ખરી શીરાના સાટે;
આ જશ જયનો વિરલ હોય તે ખાટે,
ડર તજી નિડર થઈ જાય વેરીની વાટે.

બળ વીર ફરી અવસર નહિ આવે આવા:
રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા.

કરી દયા ખરી આપણ ઉપર જગનાથે,
નિજ માતૃભૂમિનું ઋણ ચઢ્યું છે માથે;
તો અડગ થઈ લ્યો ખડગ હવે નિજ હાથે,
સમરાંગણમાં શૂરવીર ચડો સૌ સાથે.

અરી દળ વાદળને હિમ્મત ધરી હઠાવા.
રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા.

છે એજ આપણી ટેક શૂર થઈ ચડવું,
વીર ધીર થઈને બાગુ હિમ્મતે પડવું;
પગ ડગલું પાછું એક કદી નહીં ભરવું.
નિજ માતૃભૂમિની કાજ હર્ષથી લડવું.

વળી રાજરણથી સદાયે મુક્તિ થાવા,
રણશીંગાં વાગ્યાં વીર ઉઠો રણાંગણ જાવા. રાયદા.

રાજબારોટની વીરવાણી સાંભળી રણશૂરાઓએ આકાશ ફાડી નાંખે એવી જયગર્જના કરી કે જેથી દુસ્મનની છાવણીમાં ગભરાટ ફેલાઇ ગયો.

શત્રુસૈન્ય પણ તૈયાર થઈ સામે આવી ઉભું. રણનાં વાજાં વાગવા લાગ્યાં અને તે સાંભળીને યોદ્ધાઓ શૌર્યથી ડોલવા લાગ્યા.

સેનાપતિ તેજસિંહે પોતાના સૈન્યને અર્ધચંદ્રાકારમાં ગોઠવ્યું.

ગુલાબસિંહ, રણુજીત, કલ્યાણુ અને કિશોર પોતપોતાની ટુકડીઓમાં ફરી સૈનિકોને યુદ્ધનું સૂચનં આપતા હતા. તે પછી સૂર્ય ઉદય થતાંજ રણુનાં રણુતૂરો જોરથી વાગવા માંડયાં. યુદ્ધનાં નિશાન ઉભાં કરવામાં આવ્યાં. યોદ્ધાઓને યુદ્ધ કરવાની આજ્ઞા મળી. મારો–કાપોના પોકાર કરતા રણુધીરો એક બીજાની પર આક્રમણુ કરવા લાગ્યા. શસ્ત્રો ઉંચા નીચી ઉછળવા લાગ્યાં. સૈનિકોની ગર્જનાથી અને ઘોડેસ્વારોની દોડાદોડીથી રણુમેદાન ખળભળી ગયું. શૂરા સૈનિકો મુડદાં ઉપર પગ મૂકી આગળ વધવા લાગ્યા. રણુજીત, કલ્યાણુ, કિશોર, ગુલાબ, તેજસિંહ વગેરે રણુનિપુણુ યોદ્ધાઓ વિકરાળ વાઘની માફક બળ કરી દુશ્મનદળને વિદારવા પ્રબળ પ્રયત્ન કરતા હતા. મહારાજા અંગારસિંહ પણુ પાંચસો સૈનિકો સાથે સૈન્યની પાછળ ઉભા રહી રંભા અને સુમનનું રક્ષણુ કરતા હતા.

વિક્રમાજીત અને તેના સરદારો પણુ ઘોડેસ્વાર થઇ સૈનિકોને ઉશ્કેરી ચારે તરફ ઘુમતા હતા. વિક્રમાજીતના સપાટામાં આવનાર ભાગ્યેજ બચી જતું. તે વનરાજની માફક ચારે તરફ ઘોડાને દોડાવી માણુસોને સતેજ કરતો હતો. તેના ક્રોધનો પાર નહોતો. તે વારંવાર રણુજીતના સૈન્યમાં પ્રવેશી માણુસોની કાપણી કરતો હતો. વિષયરાજ, પહાડસિંહ, કજ્જલસિંહ વગેરે પણુ વિક્રમાજીતનું અનુકરણુ કરી પૂર્ણુ પરાક્રમ દર્શાવતા હતા. ધીમે ધીમે યુદ્ધની ભયંકરતા વધવા લાગી. લોહીની નદી વહેવાં લાગી. સૈનિકોનાં માથાં પગની અડફટે ચઢવા લાગ્યાં. હથીઆરોના ખડખડાટથી અને વીરયોદ્ધાઓની ગર્જના તેમજ બંદુકોના અવાજથી કાન બ્હેરા થવા લાગ્યા. બન્ને બાજુના યોદ્ધાઓ જોસથી લડીને એક બીજાને કાપવા લાગ્યા. વિષયરાજ પણુ ચારે તરફ ગાંડાની માફક ઘૂમતો હતો અને પોતાના ઘોડાને આમતેમ દોડાવી સૈનિકોને ઉશ્કેરતો હતો. અતુલ પરાક્રમ દર્શાવતો વિક્રમાજીત તેના અંગરક્ષકો સાથે રણુજીતની અને કલ્યાણુની આગળ આવી ઉભો. રણુજીતનો અને તેનો ઘોડો એક બીજાની સામે આવી ગયા. એટલે બંને વીરો વચ્ચે જબરૂં યુદ્ધ મચી રહ્યું. કલ્યાણુ વિક્રમાજીતને જોતાંજ

પોકારી ઉઠયો:—"વિશ્વાસઘાતી ! ઘણું સારૂં થયું કે તું મારી સામે આવ્યો નહિ તો મારે તને ખોળવાને અત્યંત શ્રમ વેઠવો પડત. હવે જોઇ લે કે વિશ્વાસઘાતનું ફળ તને કેવું મળે છે." કહી કલ્યાણે તેન પર ભાલો ફેંકયો. ભાલાનો પ્રહાર વિક્રમાજીતના બખ્તરને વાગી વૃથા ગયો.

વિક્રમાજીત રૌદ્ર કોપથી બોલી ઉઠયો:—"કલ્યાણ ! તારામાં ઘા કરવાની આવડત નથી, તું હજુ નાદાન બચ્ચું છે; જો ઘા તો આમ થાય." કહી તે રાજદ્રોહીએ ઘોડાને ફેરવી તેની પર તલવારનો ઘા કર્યો. કલ્યાણે ચાલાકીથી ઘોડાને બાજુએ ખસેડી લીધો; પણ તેમ કરતાં તલવારનો ઘા ઘોડાની ગરદન પર પડ્યો. તલવારનો ઘા પડવાથી અશ્વ મરણ પામ્યો અને કલ્યાણ પગપાળો થઇ રહ્યો. વિક્રમાજીતે તેનો વધ કરવાને તલવાર ઉંચી કરી; પણ રણજીતે તરત ત્યાં ધસી આવી તેના હાથના કાંડા પર સમશેરનો પ્રહાર કર્યો: પરંતુ તે ઘા દૈવેચ્છાએ તેના કાંડાને નહિ વાગતાં તેની તલવાર પકડેલી મુઠ્ઠીને લાગ્યો. વિક્રમાજીતનાં બે આંગળાં તેથી કપાઇ ગયાં અને તલવાર હાથમાંથી છૂટી ગઇ, એટલે તરત તે ઘોડાને પાછો ફેરવી પાછળ હઠી ગયો. તેના અંગરક્ષકો અને સૈનિકો કલ્યાણ અને રણજીતની પર તૂટી પડયા. પોતાના મહારાજાને બચાવવા શૂરા રજપૂતો જીવ પર આવી દુષ્મનોને હઠાવવા લાગ્યાં; પણ ત્યાં દુષ્મન પક્ષનું જોર વિશેષ હોવાથી ફાવી શકયા નહિ. કલ્યાણ અને રણજીતનાં જીવન જોખમમાં જોઇ વીર ગુલાબસિંહ અને કિશોરસિંહ એકદમ પોતપોતાની ટુકડીઓ સાથે ત્યાં ધસી આવ્યા. મદદ મળતાં કલ્યાણના અને રણજીતના સૈનિકો પૂર્ણ જોસથી યુદ્ધરંગ ખેલવા લાગ્યા. કલ્યાણ અત્યાર સુધી પગપાળો હતો તે તરતજ બીજા સૈનિકના ઘોડા પર સ્વાર થઈ ગયો અને કાળો કેર વર્તાવવા લાગ્યો. આ દેખાવ જોઈ વિક્રમાજીતે રણશીંગુ વગાડી પાછળના સૈનિકોને આગળ ધસી આવવાની સૂચના કરી. જેમ જેમ વખત વિતતો ગયો તેમ તેમ યુધ્ધની ભયંકરતા પણ વધવા લાગી. વિક્રમાજીત, કલ્યાણ, રણજીત, કિશોર અને ગુલાબને છૂટ!

પાડવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. તેણે તરત પ્હાડસિંહ અને કજ્જલસિંહને બીજી બાજુએથી હલ્લો કરવાનું સૂચવ્યું. બન્ને સરદારો થોડોક ચક્રાવો ખાઈ પાછળથી કિશોર અને ગુલાબસિંહ પર તૂટી પડ્યા. બન્ને વીર યોધ્ધાઓ પ્હાડસિંહ અને કજ્જલસિંહ સામે સિંહનાદ કરી વીરતાથી લડવા લાગ્યા. વિક્રમાજીત અને બીજા સરદારો તેમની મદદે જતા અન્ય સૈનિકોને અટકાવવા લાગ્યા. રણજીત તેમની મદદે જવાનો લાગ તપાસતો હતો; પણ તેને અને કલ્યાણને પણ વિક્રમાજીતે રોકી રાખ્યા હતા. રણજીત અને કલ્યાણ પૂર્ણ પરાક્રમથી દુશ્મનોને પાછા હઠાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ દુશ્મનો પર્વતની માફક અડગ થઈનેજ ઉભા રહ્યા. જ્યારે આવી રીતે આ બાજુની સ્થીતિ હતી ત્યારે પેલી તરફ સેનાપતિ તેજસિંહે વિપધરાજની ટુકડી સાથે જબ્બર ટક્કર ઝીલી હતી. તે વીર સેનાપતિએ વિપયરાજના શરીર પર ધસી જઈ તેને ઘણે ઠેકાણે જખમી કર્યો હતો. છતાં પણ વિપયરાજ ત્યાંથી પગ પાછો નહિ ભરતાં યુદ્ધ કરે જતો હતો.

વિક્રમાજીતે જોતજોતામાં પોતાના સૈન્યને એવી તો સરસ રીતે ફેરવી દીધું કે જેથી રણજીત અને કલ્યાણ ઘેરાઈ જવાની અણી પર આવી પહોંચ્યા. એવામાં બીજા પાંચ સરદારોએ આવી તેમને તેમના સૈન્ય સાથે ઘેરી લીધા. બન્ને ભાઈઓની ઉપર ચારે તરફથી મારો શરૂ થયો. આવો દેખાવ બીજી બાજુએ યુદ્ધમાં મચેલા ગુલાબસિંહની નજરે પડ્યો. તરતજ તેણે રણશીંગાનો અવાજ કરી પોતાના સૈનિકોને પાછળ હઠવાનું ઇશારતથી સમજાવ્યું. તેની ટુકડી પાછળ હઠવા લાગી. દુશ્મનો પાછળ હઠતા સૈનિકોને કાપવા લાગ્યા. આવું જોઈ કિશોરે ગુલાબસિંહને પાછળ હઠવાનું કારણ પૂછાવ્યું ગુલાબસિંહે હાથ લાંબો કરી રણજીત અને કલ્યાણની પરિસ્થિતિ દેખાડી. કિશોર ગભરાયો. તેમનું આખું સૈન્ય છૂટું પડી જુદે જુદે સ્થળે લડતું હતું. કિશોરે તરત એક સ્વારને દોડાવી સૈન્યને એકત્ર કરવાનું તેજસિંહને કહેવરાવ્યું. તેજસિંહ પણ પરિસ્થિતિ સમજી ગયો અને તેણે વેગથી ધસારો કરી વિષયરાજને પાછો હઠાવ્યો. એવી રીતે તે વીર સરદારે તેને હઠાવતાં

હઠાવતાં ઠેઠ વિક્રમાજીતના સૈન્ય ભેગો કરી દીધો અને પોતે પોતાના સૈનિકો સાથે રણજીત અને કલ્યાણને દુષ્મનના ઘેરામાંથી મુક્ત કરાવવા દુષ્મન પર પાછળથી તૂટયો. તત્કાળ ગુલાબસિંહ અને કિશોરસિંહ પણ પાછળ હઠી તેને મળી ગયા. રણજીતનું સૈન્ય એક જથે થઇ ગયું. દુષ્મન લશ્કરના હવે બે ભાગ પડી ગયા. રણજીતનું લશ્કર દુષ્મનદળને ઘાસની પેરે કાપવા લાગ્યું. દુષ્મનો પાછળ હઠવા લાગ્યા. તેઓ દુષ્મનોનો માર સહન કરી શકયા નહિ. વિક્રમાજીતે લશ્કરને એક જથે કરવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પણ યુધ્ધનિપુણ સેનાપતિ તેજસિંહે તેને તેના તે કાર્યમાં ફાવવા દીધો નહિ.

આખરે સાંજ પડતાં તો તેના લશ્કરમાં ભંગાણ પડયું. રણજીતના શૂરા સૈનિકો પ્રબળ વેગથી તેમની પાછળ ધસ્યા. વિક્રમાજીતના સૈનિકો નાસવા લાગ્યા. વિક્રમાજીતે તેમને અટકાવવાને ઘણોએ પ્રયત્ન કર્યો; પણ તેનો યત્ન નકામો ગયો. આથી તેણે શોકાતુર મુખે બાકી રહેલા સૈનિકોને પણ પાછળ હઠવાની સૂચના કરી. દુષ્મનોને નાસતા જોઇ રણજીત વીરહાક વગાડી બોલી ઉઠયોઃ " મારો, કાપો, એક પણ રાજદ્રોહી કુલાંગારને જીવતો નગરમાં જવા દેશો નહિ. મારા બહાદુરો! પૂર્ણ વેગથી દોડો અને પેલા રાજદ્રોહી કર્મચંડાળ વિક્રમાજીતને પકડો. તેને જીવતો પકડનારને ભારે ઇનામ આપવામાં આવશે. "

આમ કહેતા રણજીતે તેની પાછળ ઘોડાને દોડાવ્યો એટલે ગુલાબસિંહ, તેજસિંહ, કલ્યાણ, કિશોર વગેરે પણ તેની પાછળ દોડયા.

વિક્રમાજીત પોતાના સૈન્ય સાથે ઝડપથી પાછળ હઠવા લાગ્યો. પણ નગરના દરવાજા સુધી જતામાં તો તેના ઘણા ખરા સૈનિકો મરણને શરણ થયા. નગરનો દરવાજે આવતાંજ વિક્રમાજીત સૈનિકોને અટકાવી ઉભો રહ્યો. તેણે પાંચ સરદારોને થોડાક સૈન્ય સાથે ત્યાં ઉભા રહી દુષ્મનોને આગળ વધતા અટકાવી યુધ્ધ કરવાનું કહ્યું. દરવાજા નજીક પુનઃ યુધ્ધ મચી રહ્યું. વિક્રમાજીતે થોડા સરદારો અને સૈન્ય સાથે નગરમાં પેસી જઇ દરવાજાનાં દ્વાર બંધ કરી દીધાં. દરવાજો બંધ કરી તે સૈન્ય સાથે કોટ પર ચઢયો અને ઉપરથી તીર

બંદુકો વગેરેનો મારો ચલાવવા લાગ્યો. વિજયથી હાંફેલા બનેલા સૈનિકોએ થોડી વારમાં તો પાંચે સરદારોને તેમના સૈન્ય સાથે જમીનદોસ્ત કરી નાંખ્યા. કેટલાક જીવતા રહેલા દુશ્મનો જીવ બચાવવાને ફાવે એમ નાસી જવા લાગ્યા.

કલ્યાણે દરવાજો બંધ જોતાંજ તેને તોડી નાંખવાની પોતાના માણસોને આજ્ઞા આપી. દરવાજો તોડવાનાં હથીઆરોનો ઉપયોગ થવા લાગ્યો. કોટ ઉપરથી શત્રુઓ મારો ચલાવવા લાગ્યા. બહારના યોદ્ધાઓ તેમના મારને નહિ ગણકારતાં કોટ પર ચડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાક ખીલા ઠોકી, તો કેટલાક નીસરણીયો મૂકી ઉપર ચડવા લાગ્યા. જીવ સટોસટનો આ પ્રસંગ હતો. કિલ્લા પર ચડતા દરેક યોદ્ધાઓના જીવ જોખમમાં હતા. આ સમયે એ રણઘેલા રજપૂતો દૈત્ય જેવા બળથી ઉપર ચડતા હતા. કોટ ઉપરથી આવતાં તીર ભાલા અને બંદુકોની ગોળીઓનો સુમાર નહોતો: પણ રાજભક્ત યોદ્ધાઓ તેની દરકાર કર્યા વિના કાર્ય આગળ કર્યે જતા હતા ઉપર ઉભેલાઓ નીચેથી ચડનારને લાંબા ભાલાવડે હેઠળ ઢોળી પાડવા લાગ્યા: આવી રીતના ત્રણ દિવસના સતત્ પ્રયાસને અંતે ચોથા દિવસની છેક સાંજે રણજીતના સૈનિકોએ દરવાજો તોડી પાડ્યો અને વીર ગુલાબસિંહ પણ બીજે રસ્તે થઇને કિલ્લા પર ચડી ગયો. તેને ઉપર આવેલો જોતાં શત્રુઓનાં કાળજાં કંપી ઉઠ્યાં. વીર ગુલાબસિંહ અને તેના સૈનિકો દુસ્મનોને પકડી પકડી નીચે ફેંકવા લાગ્યા. તૂટેલા દરવાજામાંથી પાણીના પૂરની માફક રણજીતનું સૈન્ય અંદર પેઠું. કોટ પર ચડેલા ગુલાબસિંહે વિજયની સુચના આપવા રણશીંગાનો નાદ કર્યો. રણઘેલા યોદ્ધાઓએ આભને ફાડી નાંખે એવી જયગર્જના પોકારી. નગરની અંદર પણ યુદ્ધ મચી રહ્યું. તે યુદ્ધ મધ્ય રાત્રિ સુધી ચાલ્યું. અજવાળી રાત્રિ હોવાથી ચંદ્રના અજવાળામાં વીર યોદ્ધાઓની તલવારો ચળકતી હતી. દુસ્મન સિપાહીઓની જબરી કતલ ચાલી રહી. અંતે તેમાં પણ ભંગાણ પડી, નાશ ભાગ શરૂ થઇ. વિક્રમાજીતે ભાગ્ય પલટાએલું જોઇ હાય મારી કપાળે કર પ્રહાર કર્યો. તેના તમામ અંગરક્ષકો લડાઇમાં ખપી

ગયા. સરદારો નાશીને મહેલમાં ભરાયા અને સૈનિકો જીવ બચાવવાને જ્યાં ત્યાં નાશી છૂટયા. આથી વિક્રમાજીતના શોકનો પાર રહ્યો નહિ. તેણે આત્મહત્યા કરવાનો નિશ્ચય કરી કેડમાંથી કટાર કાઢી પણ એવામાંજ પાછળથી તેનો હાથ કોઇએ પકડી લીધો. તેણે પાછળ જોયું તો તેને કપિંજલા જણાઈ તે શોક કરવાને બદલે હસતી હતી. વિક્રમાજીતે તેને કર્કશ સ્વરે પૂછ્યું:—" આ હસવાનો સમય છે ? '

" હા, તમે જે કામ પાર ઉતારી શકયા નથી એ કામ હું ફક્ત થોડાજ સમયમાં પૂરૂં કરી બતાવીશ. હાલ તો જીવ બચાવવાને મારી પાછળ ચૂપચૂપ ચાલ્યા આવો." કહી કપિંજલા તેનો હાથ પકડી તેને ખેંચી જવા લાગી. વિક્રમાજીત મૂઢ જેવો બની તેની પાછળ પાછળ જવા લાગ્યો. કપિંજલા તેને લઇ રાજમહેલમાં આવી. ત્યાં અનેક સરદારો સાથે વિષયરાજ, પહાડસિંહ કનકજલસિંહ વગેરે ઉભેલા હતા. તે બધાઓમાંથી તેણે તેના પિતા વિષયરાજને કેટલાક સૈનિકો સાથે એક છૂપા રસ્તે થઇને બહાર નીકળી જવાનું કહી કંઇક ખાનગી સૂચના આપી. તરત વિષયરાજ સૈનિકો સાથે ચાલ્યો ગયો. બાદ તેણે સર્વને ત્યાંથી ચાલવાની ઈશારત કરી. કપિંજલા હવે તેના પ્રથમના મહેલમાં આવી અને તે મહેલમાંજ સર્વની સાથે અદ્રશ્ય થઈ ગઈ. તે આટલા બધા માણસો સાથે કયાં ગૂમ થઇ ગઇ તે કોઈ જાણી શકયું નહિ. વિજયી થએલા રજપૂતોએ નગરનો કબજો લઇ લીધો. રાજમહેલના સેવકોએ વિના વિલંબે મહેલનો કબજો સોંપી દીધો; સઘળા મશાલો સળગાવી વિક્રમાજીત અને તેની સ્ત્રીને ખોળવા લાગ્યા. તેઓએ મહેલના ખૂણેખાચરે ફરી વળી તપાસ કરી પણ કોઇનો પત્તો લાગ્યો નહિ. આથી સઘળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કારસ્થાની કપિંજલા તેના સ્વામી સાથે કયાં જતી રહી હશે તેનો તર્કવિતર્ક તેઓ કરવા લાગ્યા. આખરે નગરમાં શાન્તિનો ઢંઢેરો પિટાવી સઘળા આરામ લેવા લાગ્યા.



કપિંજલાનું કપટ.

એક દિને સતી જાનકીનું થયું હર્ણ વળી રણ રાવણ હાર્યો,
એક દિને દમયંતી નળે તજ્યું રાજ ફરી મળ્યું મહા યશ જામ્યો;
એક દિને વન પાંડવ વાસ કરી વળી રાજ તણી રીધ પામ્યા;
લેખ લલાટ લખ્યા પ્રિય કો દીન ટાળી શકાય નહિંજ ટળાવ્યા.

પ્રાતઃકાળે રણજીતે પિતાની અનુમતિ મેળવી દરબાર ભરી કલ્યાણસિંહને રાજગાદી પર બેસાડયો. કલ્યાણસિંહે ઇનામ—અકરામ વહેંચ્યાં. રત્નગઢથી આવેલો સરદાર રણવીરસિંહ રણજીતની રજા લેઇ તેના સૈન્ય સાથે રત્નગઢ તરફ ઉપડી ગયો. શૂરા સરદારો અને સૈનિકો વિજયનું ઇનામ મેળવી પોતપોતાના મુકામે ચાલ્યા ગયા. રંભાસુંદરી પણ રણજીતને મળી આનંદ પામી હવે આનંદમાં સમય પસાર થવા લાગ્યો. એક દિવસે જ્યારે બધા ભેગા થઇ બેઠા હતા ત્યારે રણજીતે પિતા અને ભાઇની સલાહ લેઈ કમળનું લગ્ન કિશોરની સાથે કરવાનો ઠરાવ કર્યો. તેને માટે એક શુભ દિવસ મુકરર કરવામાં આવ્યો. અચળગઢમાં ધામધુમ થવા લાગી. વીર ગુલાબસિંહ પણ સર્વને મળી ભેટી લગ્ન પ્રસંગે હાજર થવાનું કહી તેના બીજા વીરો સાથે અચળગઢમાંથી વિદાય થયો. રત્નગઢના મહારાજાએ રણજીતને તેણે મેળવેલા વિજયને માટે અને કમળનું લગ્ન કિશોર સાથે લીધું તેને માટે અભિવંદન પત્ર મોકલી પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. આ બનાવથી આખા નગરમાં ખુશાલી ફેલાઇ. રાજમહેલને સારી રીતે શણગારવાનું કામ ચાલુ કરી દીધું અહિં આવી રીતની લગ્નની તૈયારીઓ ચાલે છે ત્યારે કુદરત કાંઇ ઓરજ તૈયારી કરે છે. મનુષ્ય ધારે છે શું અને કુદરત કરે છે શું? એની કોઇને ખબર પડતી નથી.

આજે રણજીત તથા કલ્યાણને નગરમાં પ્રવેશ્યાને ચોથો દિવસ થયો છે; સમય મધ્યરાત્રિનો થવા આવ્યો છે; ઘોર અંધકાર સૃષ્ટિ પર પથરાયો છે; નિશાચર પક્ષીઓ આકાશમાં ઉડી પાંખોનો ફડફડાટ કરી રહ્યાં છે; ચોર લુચ્ચાઓ પોતપોતાનાં કાર્ય કરવાને ગલીકુંચી-

ઓમાં ભરાતા છૂપાતા ચાલ્યા જાય છે; પરેગીર સિપાહીઓ રોન ફરવાને નીકળેલા છે; તેઓ ભયથી ગલીકુંચીઓમાં નહિ જતાં મોટા રસ્તાઓ પરથીજ મોટી બૂમો પાડી સૂતેલા જનોને સાવધ રહેવાની સૂચના કરે છે; જનસમાજ નિદ્રાને ખોળે પડેલો છે; આવા શાન્તિનાં વખતે વિક્રમાજીતના મોટા મકાનમાં એક અદ્‌ભુત બનાવ બની રહ્યો છે. મકાનના દિવાનખાનામાં કપિંજલા અને વિક્રમાજીત ગંભીર મુખે વાતો કરી રહ્યાં છે. વાતોમાં વિક્રમાજીત જાણે કપિંજલાના વિચારને મળતો થતો નથી એવું તેના મુખ પરથી અનુમાન થાય છે. છેવટે કપિંજલાએ વિક્રમાજીતના કાનમાં ધીરેથી કંઈક વાત કહી; જેથી ગંભીર મુખે ઉભેલો વિક્રમાજીત આનંદી દેખાયો અને તરતજ કપિં-જલાએ દિવાનખાનાની જમીનમાં આવેલું એક લાકડાનું ઢાંકણ ઉઘાડી નાંખ્યું. તેમાંથી અસંખ્ય શસ્ત્રધારીયો બહાર નીકળી આવ્યા અને વિશાળ દિવાનખાનું માણસોથી ખીચોખીચ ભરાઇ ગયું. કપિંજલાએ સઘળાને કેવા પ્રકારે કામ લેવું તેની ખાનગી સૂચના આપી દીધી.

વાંચકો ! કપિંજલા અને વિક્રમાજીત તેમના સરદારો અને સૈનિકો સાથે જે ગુપ્ત સુરંગમાં ઉતરી પડયાં હતાં. તે ગુપ્ત સુરંગ ઠેઠ રત્નગઢ સુધી ખોદેલી હતી અને તેનું મુખ પણ ઠેઠ રાજભુવનમાં આવેલું હતું. કપિંજલાએ અપાર દ્રવ્યનો ભોગ આપી આ સુરંગ તૈયાર કરાવી હતી. આ સુરંગ તૈયાર કરાવવાનું કારણ ફક્ત તેની રાક્ષસી મહાત્વાકાંક્ષા હતી. તેની આકાંક્ષા પૂર્ણ થાય છે કે કેમ ? તે હવે જોવાનું છે. ભવિષ્યમાં શું થશે એ અત્યારે કેવી રીતે કહી શકાય ?

કારસ્થાની કપિંજલા સઘળાને લેઇ બહાર જવાને તત્પર થઈ હતી એવામાંજ પ્હાડસિંહ કંઇક સમાચાર લઈ બહારથી અંદર આવ્યો. તેને જોતાંજ કપિંજલા તેની પાસે દોડી જઇ બોલી ઉઠી:—" કાં સર-દાર ! બધું બરાબર છેને ? "

" હા, વૈરની વસુલાત કરવાનો આ અતિ ઉત્તમ સમય છે. રાજમહેલના ચોગાનમાં રહેતા સૈનિકો અત્યારે ભરનિદ્રામાં પડેલા છે. મારો વિચાર અત્યારેજ સર્વની કતલ કરી નાંખવાનો છે. " પ્હાડ-

સિંહે જણાવ્યું.

"મારો પણ એવોજ વિચાર છે. હું પણ જોઉં કે દુશ્મન કેવી રીતે સુખે રાજ કરી શકે છે? એક બળવાન પ્રધાનની સાથે વૈર બાંધવાનું શું પરિણામ આવે છે તેની તેમને આજે સંપૂર્ણ ખબર પડશે. હું જ્યારે તે સઘળાનું ખૂન કરી આ હાથ રંગીશ ત્યારેજ શાન્ત થઈશ." આમ બોલી તેણે પાસે ઉભેલા પ્હાડસિંહને કહ્યું:- "તમે જાઓ અને મારા પિતા વિષયરાજને જણાવો કે તમે હવે તમારી જગાએથી નીકળી રાજમહેલના ચોગાનમાં પડેલા સૈનિકોને કાપી નાંખો. હું અત્યારેજ રાજમહેલને ઘેરી અંદરનાં તમામ માણસોને કત્લ કરી નાંખું છું." તેણે સઘળાને બહાર નીકળવાની આજ્ઞા આપી.

સઘળા સૈનિકો તેની આજ્ઞા મુજબ બહાર નીકળી ગયા. પ્હાડસિંહ વિષયરાજની પાસે જવા ચાલતો થયો અને કારસ્થાની કપિંજલા વિક્રમાજીતનો હાથ પકડી બહાર નીકળી. સઘળાં ગૂપચૂપ રાજમહેલ તરફ જવા લાગ્યાં અને રસ્તામાં સામા મળતા પહેરેગીરોને જખ્મી કરી નાંખવા લાગ્યાં. વિક્રમાજીત કપિંજલાનું કાવત્રુ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો હતો. તે યંત્રના પુતળાની માફક તેણી ખેંચી જતી તે તરફ જતો હતો. તેને આવી રીતે મૌન રહેલો જોઈ કપિંજલા કહેવા લાગી:—"કાં આમ મુંગા થઈને ચાલો છો? હવે સાવધ થાઓ. સમય નજદીક આવી પહોંચ્યો છે. જો આપણે સાવધાનતાથી અને હિંમતથી કામ કરીશું તો જેટલું ગુમાવ્યું છે તેના કરતાં ત્રણગણું મેળવીશું; અને તે પણ ફક્ત થોડાજ વખતમાં."

"તે પહેલાં કદાચ આપણો પ્રાણ જશે તો?" વિક્રમાજીતે પૂછ્યું.

"એવા નામર્દીના વિચાર કરવાનો હાલ વખત નથી. જે થવાનું હશે તે થશે. મ્હોત કે વિજય બેમાંથી એકનો તો આપણને જરૂર લાભ મળશે." આમ બોલતી કપિંજલા આગળ ચાલવા લાગી.

તેઓ થોડીવારમાં ચાલતાં ચાલતાં રાજમહેલની પાછળના મયદાનમાં આવી ઉભાં. તેણે પોતાના માણસોને રાજમ્હેલને ઘેરો ઘાલવાની આજ્ઞા આપી એટલે તરતજ રાજમહેલના રક્ષકોને ઉંઘતાજ

કાપી નાંખી દુષ્મનોએ મહેલને ઘેરી લીધો. થોડી વારમાંજ ત્યાં શોર-બકોર થઇ રહ્યો તેથી રાજમહેલના બાકીના રક્ષક સિપાહીઓ શસ્ત્રો સંભાળી સાવધ થઇ ગયા; પણ તે પહેલાં તો વિષયરાજ અને તેના સિપાહીઓ ઝપોઝપ તેમને કાપવા લાગ્યા. મારો કાપોના પોકારથી શાન્ત રાત્રિ ગાજી રહી. રાજમહેલમાં ખળભળાટ થઇ રહ્યો. રણજીત કલ્યાણ, કિશોર અને મહારાજા અંગારસિંહ જાગૃત થઈ ખુલ્લી તલવારો સાથે બહાર નીકળી આવ્યા એટલે તેમને દુષ્મનોના દગાની તરતજ ખબર પડી ગઇ. તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વિક્રમાજીનું આવું નીચ કારસ્થાન જોઇ તેઓ સ્તબ્ધ બની ગયા. તેઓએ ઘોડાને માટે તપાસ કરી પણ અંધારામાં કઇ તરફ જવું તથા શું કરવું તે કાંઇ પણ સુઝયું નહિ. હવે તો જે થાય તે ખરૂં ધારીને તેઓ દુષ્મનો પર તૂટી પડયા. અંધકાર તો એટલો વ્યાપેલો હતો કે તેમાં મિત્ર કે દુષ્મન કોણ છે તે જણાતું નહોતું. કિશોરે બીજા સૈનિકોને બોલાવવાનો વિચાર કર્યો પણ કાંઇ રસ્તો સુઝયો નહિ તેથી તેનો વિચાર તેના મનમાંજ સમાયો. છેવટે તે સમશેર ખેંચી દુશ્મનો ઉપર તૂટી પડયો. અંગારસિંહ, રણજીત અને કલ્યાણ ક્રોધાયમાન બની વચ્ચમાં જે આવ્યું તેનો સંહાર કરવા લાગ્યા. મારો કાપોની બૂમરાણથી નગર જાગી ઉઠ્યું. કાળિ રાત્રે તલવારો ઉછળવા લાગી અને જે વચ્ચમાં આવ્યું તે ખપી જવા લાગ્યું. જોતજોતામાં રણજીતના અંગરક્ષકોમાંના કેટલાક કપાઈ ગયા અને કેટલાક જીવ બચાવવા નાસી ગયા. દુષ્મનોનું જોર વધવા લાગ્યું. એવામાં વિક્રમાજીતના સૈનિકોએ મશાલો સળગાવી એટલે સર્વત્ર પ્રકાશ પડી રહ્યો. રણજીત, કલ્યાણ, અંગારસિંહ અને કિશોર લોહીથી રંગાઇ દુષ્મનોને કાપતા હતા. તેઓની આંખ અત્યારે ફાટી હતી. દુષ્મનો તેમની ચારે તરફ ફરી વળ્યા હતા તેથી મરણ સિવાય હવે એક પણ રસ્તો નથી એમ ધારીને તેઓ પૂર જોસથી ઝઝુમતા હતા. એવામાં વિક્રમાજીતે લાગ તપાસી કલ્યાણ પર તલવારનો ઘા કર્યો. કલ્યાણના માથા પર ઘા થયો પણ તેણે નીચે પડતાં પડતાં વિક્રમાજીત પર પણ ઘા કર્યો;

તેથી વિક્રમાજીતનો એક હાથ કપાઇ ગયો અને કલ્યાણનો આત્મા પરલોકે પ્રયાણ કરી ગયો. રણજીત અને અંગારસિંહ આ બનાવ જોઈ ભૂખ્યા વરૂની માફક તેની પર તૂટી પડયા. વિક્રમાજીતને મરણ પાસે આવી પહોંચ્યું છે એમ જણાયું. એટલામાં પ્હાડસિંહ અને વિષધરાજ તેની મદદે આવી પહોંચ્યા. પણ તે પહેલાં તો રણજીતે વિક્રમાજીતને ઘાયલ કરી જમીન પર સુવાડી દીધો. કપિંજલાએ તરતજ નસપાડીઓને આજ્ઞા આપી એટલે તેને ત્યાંથી ઉપાડી જવામાં આવ્યો. રણજીત અને મહારાજા અંગારસિંહની આસપાસ દુશ્મનો તીડની માફક ફરી વળ્યા. તેમને પણ એ સમય ઘણો ભયંકર થઇ પડયો. પળે પળે તેમના મરણની ઘડીઓ ગણાતી હતી. તેમણે જોતજોતામાં સામા પક્ષના હજારો સૈનિકોનો સંહાર કરી નાંખ્યો. બન્નેના શરીર પર અસંખ્ય નાના મોટા જખમો થયા હતા શરીરમાંથી લોહીની ધારાઓ વહેતી હતી. અંગારસિંહે હવે જીવનની આશા મૂકી રણજીતને ગાઢ આલિંગન આપ્યું. પિતા પુત્ર એક બીજાને ભેટી છૂટા પડયા અને કૃતાંત કાળરૂપ ધરી શત્રુઓનો સંહાર કરવા લાગ્યા; પણ દુશ્મનના પ્રબળ ધસારા સામે તેઓ ઘણી વાર ટકી શકયા નહિ. અંતે મહારાજા અંગારસિંહ પૂર્ણ પરાક્રમ દાખવી સ્વર્ગે સંચર્યા. કિશોર અને રણજીત હજી મરણીયા થઇને લડતા હતા. તેવામાં કપિંજલા ત્યાં દોડી આવી મોટેથી બોલી:—"રણજીત! જો જીવવું હોય તો હથીઆર મૂકી શરણ થા. હું તને જીવતદાન આપીશ."

આ રણજીતને હથીઆર મૂકાવી શરણ થવાનું કહેનાર શંખણી! રણજીત મરશે પણ કદાપિ તારે શરણે આવશે નહિ. આ રણજીત મરતાં મરતાં પણ કાળો કેર વર્તાવશે એ યાદ રાખજે. આમ બોલતો તે રણઘેલો વીર યોદ્ધો તેની તલવારને ચારે તરફ ફેરવી જેમ ઝાડ પરથી ટપોટપ ફળ નીચે ગરી પડે એ પ્રમાણે તેની તલવારથી દુશ્મનોનાં માથાં કાપવા લાગ્યો. આવી રીતે યુદ્ધ મચી રહ્યું. રણજીતના બળથી દુશ્મનો દિઙમૂઢ બની ગયા; તેવામાં એક કાળી આકૃતિ રાજમહેલમાંથી બહાર નીકળી આવી; અને તેણે ભયંકર બૂમ મારી

કહ્યું:—“ અરે દોડો દોડો ! હજી કેટલાક દુશ્મનો જીવતા રહી જાય છે.”

“ ક્યાં છે દુશ્મનો ? ” કપિંજલાએ પૂછ્યું.

“ રાજમહેલની ઉપર જવાહીર એકઠું કરે છે; માટે દોડો અને તેમને પૂરા કરી નાંખો. ” કહી તે વ્યક્તિ બીજી બાજુએ ચાલી ગઈ. છેવટે રણજીત ઘાયલ થઇ નીચે પડયો. કિશોર સજળ નયને તેની સામે જોઇ રહ્યો. તેને ત્યાં પડેલો રહેવા દઈ કપિંજલા સૈન્ય સાથે રાજમહેલ તરફ ગઇ. તેને ત્યાંથી ગએલી જોઇ તે કાળી વ્યક્તિ કિશોર પાસે આવી કહેવા લાગી:—“ કિશોરસિંહ ! આ વિચાર કરવાનો વખત નથી. સંકટને જોઈ રજપૂતે રડવાનું નથી માટે તૈયાર થાઓ અને રાજમહેલમાં ગએલી ચુડેલને આવતા પહેલાં આ ઘાયલ રણજીતને અને રંભાને લઈ નિર્ભય સ્થાને પસાર થાઓ તમને વખત મળે એ કારણથીજ મ્હેં આ પ્રપંચ કર્યો છે.”

“ પણ હું ક્યાં જાઉં ? અત્યારે રંભાને ક્યાં ખોળું ? કિશોરે ગભરાઈને પૂછ્યું.

“ રંભાને મ્હેં તૈયાર કરી છે; તમે રણજીત કુમારને ઉપાડી મારી પાછળ ચાલ્યા આવો. ” કહી તે વ્યક્તિ આગળ ચાલવા લાગી.

તરત કિશોર પણ રણજીતને ઉપાડી તેની પાછળ પાછળ જવા લાગ્યો.

સઘળા સિપાહીઓ અને સરદારો દુશ્મનોને પકડવાની ગડમથલમાં પડયા હતા, એટલે આ લોકોને જતાં કંઇ અડચણ નડી નહિ. ઝડપથી આગળ ચાલી જતી વ્યક્તિ કિશોરને લઈ વિક્રમાજીતના મકાનમાં આવી. ત્યાં ચાર સિપાહીઓ ઉભેલા હતા. તેમણે તેને જોઇ માથું નમાવ્યું. તે પછી તે કિશોરને લેઈ ઓરડામાં આવી ત્યાં રંભા બેઠી હતી. તેના દુઃખનો પાર નહોતો, સ્વામીની દશા જોઇ તે ચીસ પાડી રડી પડી. તેની આંખ્યોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યા. તેને રડતી અટકાવી પેલી વ્યક્તિએ ત્યાં આવેલી સુરંગનું દ્વાર ઉઘાડયું અને તેમાં કિશોરને રણજીત સાથે પ્રથમ ઉતારી પોતે રંભાને લઈ અંદર ઉતરી પડી. તેના ચાર સિપાહીઓ પણ અંદર ઉતરી પડયા

અને સુરંગનું દ્વાર પુનઃ બંધ કરવામાં આવ્યું.

પેલી તરફ દુશ્મનોને શોધવા ગએલી કપિંજલા નિરાશ થઇ પાછી આવી. તેણે રણજીત અને કિશોરની તપાસ કરાવી; પણ કોઇનો પત્તો લાગ્યો નહિ. તેઓ જીવ બચાવવાને નાશી ગયા હશે એમ ધારીને તેણે ત્યાં પડેલ સઘળાં મુડદાં સ્મશાનમાં લઇ જવાની આજ્ઞા કરી. પુનઃ તે રાજમહેલમાં આવી. આ વખતે વિક્રમાજીત સાવધ હતો તેના કપાઇ ગએલા હાથના ખભા પર પાટો બાંધ્યો હતો. બન્નેએ એક બીજાને મળી આનંદ પ્રદર્શિત કર્યો. બન્નેએ આ જીતના આનંદમાં સિપાહીઓને ઇનામ વ્હેંચ્યાં. આવો કાળો કેર થએલો જોઇ પ્રજા ત્રાસ પામી. બંડ ઉઠવાની તૈયારી થઇ પણ વિજયરાજ અને પ્હાડ-સિંહે નગરમાં ફરી વળી સઘળાને સમજાવી શાન્ત કર્યાં.

હા પ્રભુ ! તમારી અકળ કળા ન્યારી છે. પળમાં શું થાય છે તેની ખબર કોઇને પડતી નથી. સર્વને કુદરતના નચાવ્યા નાચવાનું છે.

વાંચકો ! વિક્રમાજીતને તેની કારસ્થાની સ્ત્રીના પ્રપંચથી પુનઃ રાજ્યસના પ્રાપ્ત થઇ. હવે ચાલો આપણે સુરંગમા ઉતરી પડેલી વ્યક્તિ પાછળ જઇએ અને જોઇએ કે તે કિશોર રણજીત અને રંભાને ક્યાં લઇ જાય છે ? તથા તે કોણ છે ?

એ વ્યક્તિ બીજી કોઇ નહિ પણ રંભાની વ્હાલી સખી સુમન છે. તે આજ સુધી કપિંજલાની પાસે રહી હતી; અને તેથીજ તે આ સુરંગની માહિતી મેળવી સઘળાંને બચાવવાને ફાવી હતી. સુરંગમાં ઉતરેલાં તેઓ મોટે પરોઢીએ રત્નગઢના મહેલમાં નીકળ્યાં. આ વખતે મહારાજા ચંદ્રકેતુ જાગૃત થયા હતા. તેઓ તેમને આવી રીતે એકાએક આવેલાં જોઇ આશ્ચર્ય પામ્યા. કિશોરે ટુંકાણમાં સઘળી હકીકત જણાવી દીધી. રંભા પિતાને જોઇ રડી પડી. રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. તરત રણજીતને મહેલમાં મોકલી સરદારોને તેની સારવાર કરવાનું સુચવ્યું. રંભાએ અને સુમને ચંદ્રકેતુ મહારાજાને સવિસ્તર હકીકત કહી સંભળાવી. રાજા કપિંજલાનું કારસ્થાન સાંભળી આશ્ચર્ય પામ્યા. તેમણે સુરંગના મુખ પર સખ્ત પહેરો મૂકી દીધો;

અને સેનાપતિ રણવીરને બોલાવી સૈન્યને તૈયાર કરવાની સૂચના આપી. બીજે દિવસે અચળગઢનો સેનાપતિ પણ સૈન્ય એકઠું કરી રત્નગઢ આવી રણજીતને મળ્યો. રણજીત સાવધ હતો; પણ તેનામાં ઉઠી શકવાના હોશ નહોતા. તેણે પિતા તથા ભાઈનો શોક કરી મહારાજા અને સેનાપતિ સમક્ષ વૈરની વસુલાત કરવાની પ્રતિજ્ઞા લીધી. કોઈ જાણે નહિ એમ રત્નગઢમાં મોટા પાયા પર સૈન્યની તૈયારીઓ થવા લાગી. વીર ગુલાબસિંહને પણ આ વાતની ખબર પડી એટલે તે પણ ક્રોધાતુર બની તેના ભીલ વીરો સાથે રત્નગઢમાં આવ્યો. સઘળા તૈયાર થઈ રણજીતના ઘા રૂઝાવાની રાહ જોઈ રહ્યા.

"વાંચકો! આપણે રાજકુમારી કમળને તો ભૂલી ગયા. અરે! તેનું શું થયું હશે? ચાલો આપણે તેની તપાસ કરીએ."



## ૩૨

### કમળ પકડાઈ.

ગુણ તેવું વર્તન દિસે, કરીએ નહિ કદી કેર;
કરૂણાથી કસાઈને, જન્મો જન્મનું વેર.

અંધારી રાત્રિનો એક પ્રહર વિત્યો હતો. પ્રકૃતિ દેવીએ શાન્તિ સ્વરૂપ ધારણ કર્યું હતું. તમરાં કસારી વગેરે નાનાં જંતુઓના અવાજ સંભળાતા હતા. પર્વતોની ગુફામાંથી ક્વચિત વાઘના અવાજ સંભળાતા હતા. રાત્રિએ દેખનારાં ચિબરી આદી નિશાચર પક્ષીઓ નીચે જતા શિકારને ઝડપથી પકડી લેતાં હતાં; વૃક્ષ પર બેઠેલાં ઘુવડ ઘુઘુ શબ્દનો અવાજ કરી આનંદ પામતાં હતાં; તેથી સમય ભયાનક ભાસતો હતો. સ્મશાનમાં પડેલાં સડેલાં હાડકાંમાંથી નીકળતી હવાને પવનનો સ્પર્શ થતાં અગ્નિના જેવા ભડકા થતા હતા. સ્મશાન ક્ષેત્રમાં ઢગલો કરાવેલાં મુડદાંની ખેંચતાણ કરતાં શિયાળવાં વગેરે માંસાહારી પ્રાણીયો માંસ મળવાથી આનંદમાં આવી બૂમાબૂમ કરતાં હતાં. આવા ભયાનક સમયે પાંચ કાળાં વસ્ત્રધારી માણસો સ્મશાન તરફ ચાલી આવતાં જણાયાં. તે સઘળાએ કાળા ઝભ્ભા ઓઢેલા હતા. આગળ

ચાલનારે હાથમાં ફાનસ પકડયું હતું. ફાનસનો પ્રકાશ જોઇ શિયાળવાં ભય પામી નાસવા લાગ્યાં અને તે પાંચે માણુસો મુડદાંના ઢગલા પાસે આવી ઉભાં રહ્યાં. આ પાંચ માણુસોમાં એક તો રમણી સ્ત્રી હતી. તેના વાળ છુટા હતા. રડવાથી તેની આંખ્યો સુઝી આવી હોય એમ જણાતું હતું.

આ રમણી બીજી કોઇ નહિ પણ આપણી પરિચીત કમળ-કુમારી હતી; તે તેના વફાદાર પાંચ માણુસો સાથે પિતા અને ભાઇનાં મુડદાંને અગ્નિસંસ્કાર કરવાને અત્યારે આવી હતી. જે વખતે અચ-ળગઢમાં આ ભયંકર બનાવ બન્યો તે વખતે કમળ મહેલમાં હતી. તે અચાનક થએલા તોફાનથી ગભરાઈ ગઇ હતી અને અંતે ભાઇ તથા પિતાના મૃત્યુ સમાચાર સાંભળી બેશુદ્ધ થઈ પડી હતી. તેના ચાર વફાદાર સરદારો તેને એવી સ્થિતિમાં ઉપાડી ત્યાંથી બહાર નીકળી ગયા હતા. જ્યારે કમળ સાવધ થઇ ત્યારે તેણે સઘળા સમાચાર જાણ્યા. ભાઇ પિતા અને કિશોર વગેરે મરી ગયા ધારીને પોતે નિરા-ધાર થઈ તેથી અત્યંત કલ્પાંત કરવા લાગી. તેને બિચારીને ખબર નહોતી કે કિશોર અને રણજીત જીવતા છે. કમળના કલ્પાંતનો પાર નહોતો. ક્રૂર કપિંજલાએ સઘળાં મુડદાંનો ઢગલો સ્મશાન ભૂમિમાં કરાવ્યો છે એવી ખબર મળવાથીજ ઉપર લખવા પ્રમાણે કમળ તેના ચાર સરદારો સાથે પિતા અને ભાઈના શબને અગ્નિસંસ્કાર કરવા અત્યારે સ્મશાન ક્ષેત્રમાં આવી છે.

કમળ સજળ નયને મુડદાંના ઢગલા સામે જોઈ રહી. ચાર સરદા-રોમાંથી બે જણા હાથમાં કુહાડા લેઇ લાકડાં કાપવાને ચાલ્યા ગયા અને બાકીના બે મુડદાંના ઢગલામાંથી મહારાજા અંગારસિંહ અને યુવરાજના શબને ખોળી કાઢવા મંડયા. કમળ હાથમાં ફાનસ પકડીને ઉભી રહી. તેની આંખ્યોમાંથી અખંડ અશ્રુધારા હજુ પણ વહેતી હતી. તે ભાઈ અને પિતાને સંભારી ડુસકાં ભરી ભરીને રડતી હતી. મુડદાં ફેંકતાં સરદારો તેને "બહેન રડશો નહિ, રડવાથી હવે કંઇ વળવાનું નથી." એમ કહી આશ્વાસન આપતા હતા. આખરે કમળ

પહેરેલી સાડીના છેડાથી આંસુ લોહી આત્મગત્ બોલવા લાગીઃ—"હા ! વિધી ! તારી વક્ર લિલા મ્હેં પ્રત્યક્ષ જોઈ. ઓ પ્રભો ! અમે એવું તે શું પાપકર્મ કર્યું હશે કે અમારી આ દશા થઈ ? હાય ! પિતા—ભ્રાતા તમે ક્યાં ગયા ? મને આ સંસારમાં એકલી મૂકીને શા માટે ચાલ્યા ગયા ? અરે ! વ્હાલા કિશોર ! શું તનેએ મારી જરા દયા ન આવી ? અરે તું તો મને અત્યંત પ્રેમથી ચાહતો હતો; મારાથી એક પળવાર પણ જુદા પડતાં તું મનમાં મુઝાતો હતો ! શું તારો એ પ્રેમ કૃત્રિમ હતો ? હાય ! તું આ કમળને એકલી મૂકી ચીર નિદ્રામાં સુતો ? હાય ! મારૂં શું થશે ? હું ક્યાં જાઉં ? ઉંચે આભ અને નીચે પૃથ્વી સિવાય હવે અન્ય કોઈ મારૂં રહ્યું નથી. ઓ પ્રભુ ! આ શું કહેવાય ? પાપી દગાબાજનો વિજય અને સત્યવાદીનો ક્ષય એ શું આપનો ન્યાય છે ? પ્રપંચી પાપીઓ સુખમાં મ્હાલે અને સત્ય પંથે વિચરનારા દુઃખના ડુંગરા તળે દટાય એ શું કુદરતનો કાયદો છે ? હા ! કાંઇ સમજાતું નથી.. કુદરત તારી કળા ન્યારી છે. કોણ જાણતું હતું કે એકાએક આવી રીતે પ્રચંડ જ્વાળામુખી ફાટી નીકળશે ? અરે કોણ જાણતું હતું કે અમારી ઉપર અચાનક વિધીની વક્ર નજર થશે ? હા ! વિધી તને પણ પ્રણામ છે. આટલી વખતમાં ત્હેં ત્હારા અપૂર્વ રંગ દેખાડયા છે. આ રાજપુત્રી આજે રસ્તાની એક રખડતી ભીખારણ બની ગઈ છે. હાય ! બાપુ ! ભાઇ ! તમે ક્યાં ગયા ?" આમ શોક કરતી કમળ પુનઃ કલ્પાંત્ કરવા લાગી. એવામાં મુડદાં ઉથામતા બે સરદારોમાંથી એક કમળને આશ્વાસન આપવા માટે નીચે પ્રમાણે સમજાવા માંડયુંઃ—

વિધિને વશ આખું જગત આ જણાય (૨)
ખાવ્યું ખળે ન કોથી થવાનું તે થાય.........વિધિ.
પૂર્વ સંબંધે પલક એકનો પંખી મેળો ભરાય
ભાગ્યબળે થઈ ભેગાં સર્વે ઉડી ઉડી આવે જાય...વિધિ.

માલતી માધવ.

આમ પૂરૂં કરી સરદારે કમળ સામે જોયું. તે ગળગળે સાદે

કહેવા લાગ્યોઃ—" બહેન ! થયું તે ન થયું થનાર નથી. પ્રભુ એ દુષ્ટ વિક્રમાર્જુનને નક્કી તેના કર્મનો બદલો આપશે. બહેન ! તમારું કલ્પાંત જોઈ મારૂં હૃદય ચિરાઇ જાય છે."

તેનાં આશ્વાસનપૂર્ણ વાક્યોથી કમળ શાન્ત થઇ. બાદ બન્નેએ થોડીવારમાં સઘળાં મુડદાં આઘાં ખસેડી અંગારસિંહ અને કલ્યાણના શબને ખોળી કાઢયાં. પિતા અને ભાઈનાં મુડદાંને જોતાંજ કમળ ત્યાં દોડી ગઈ અને તે શબ પર પડી મોટેથી રડવા લાગી. તેના કલ્પાંતથી બન્ને સરદારોની આંખોમાં પણ આંસુ આવી ગયાં. આ વખતે પેલા લાકડાં લેવા ગએલા સરદારો પણ લાકડાંના ભારા બાંધી ત્યાં આવી પહોંચ્યા. તેમણે બે ચાર ફેરા ખાઈ થોડીવારમાં તો લાકડાંનો ઢગલો કરી દીધો. એ મુડદાં બાળવાને આટલાં લાકડાં પૂરતાં છે ધારીને ચારે સરદારો ચિતા ખડકવા લાગ્યા. તેમણે જોતજોતામાં તો એક સમચોરસ ચિતા ખડકી દીધી. હજી પણ કમળકુમારી ભાઇના શબ પર પડી રડયાજ કરતી હતી. ચિતા તૈયાર કરી એક સરદાર તેની પાસે આવ્યો; અને ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યોઃ—" બહેન ! હવે આઘાં ખસી જાઓ, આ મુડદાંને ચિતામાં સૂવાડવા દ્યો !"

" હેં ! શું મારા પિતા અને ભાઇને ચિતામાં સુવાડશો ? અરે શું તેમને બાળીને ભસ્મ કરશો ? ઓ બાપુ ! ઓ ભાઈ !" કહી પુનઃ કમળ મોટેથી રડી પડી.

તે સરદાર તેની છેક નજીક જઈ બોલ્યોઃ—" બહેન ! તમે સમજુ છો. મુઆનો શોક કરવો વૃથા છે. તમે આવી રીતે વર્ષોનાં વર્ષો કદાચ કલ્પાંત કર્યા કરશો તો તેથી શું તમે મરી ગએલા આત્માને ફરીથી જોઇ શકવાનાં છો ? જ્યારે ત્યારે દેહ તો પડવાનોજ છે. તો પછી શા માટે રડો છો. બહેન ! સાવધ થાઓ. તમે જાણો તો છો કે આ સમય આપણે માટે કેવો ભયંકર છે. આપણે આપણું કામ જલ્દીથી પૂર્ણ કરવું જોઇએ. આપણા કામની જો શત્રુને ખબર પડશે તો તે તત્કાળ અહિં આવી આપણને પકડી જશે; માટે શાન્ત થાઓ અને કામ પૂર્ણ કરી લ્યો."

"કમળ આંસુ લ્હોઇ મુડદાં પાસેથી ઉભી થઈ. ચારે સરદારોએ શબને ઉપાડી ચિતામાં પધરાવ્યાં. તે પછી તેના ઉપર લાકડાં ગોઠવી ચકમકથી અગ્નિ સળગાવ્યો. ધીમે ધીમે અગ્નિદેવે ભયંકર રૂપ ધારણ કર્યું ને તેની પ્રચંડ જ્વાળાઓ વીર યોદ્ધાઓનાં મૃત શરીરની આસપાસ ફરી વળી. કમળ ફાટી આંખે ભષ્મ થતા પિતા અને ભાઈના શબ તરફ જોઇ રહી. તે મનમાં બોલવા લાગી કેઃ–"અંતે સર્વની આ દશા થનાર છે. હા! જ્યારે આવી દશા થનાર છે ત્યારે માણસો શા માટે અભિમાનમાં અંધ થઈ ન કરવાનાં કામ કરતા હશે? હા! શું વિક્રમાજીતને પણ આવી રીતે એક દિવસે ભષ્મ નહિ થવું પડે? હરિ, હરિ! અંતે સર્વને મરવાનું છે એ જાણવા છતાં દુષ્ટ માણસો કાળની દરકાર કર્યા વિના દુષ્કર્મો કરે છે." આમ અનેક પ્રકારના તર્કવિતર્ક કરતી કમળ ચિતાની સામે જોઇ રહી. સુખ શૈય્યામાં સુનાર રાજરાજેન્દ્રની આ છેલ્લી અવસ્થા નિહાળી નજીકમાં બેઠેલા સરદારો પણ અશ્રુ વિસર્જન કરતા સ્મશાન વૈરાગ્ય અનુભવવા લાગ્યા.

પાછલી રાત્રિનો સમય થતામાં તો અગ્નિદેવે તેમનું કામ પૂરૂં કર્યું. લાકડાંના મોટા ઢગલામાં સૂવાડેલાં શબ બળીને રાખોડી થઇ ગયાં. પંચ મહાભૂતનાં પૂતળાં પંચ મહાભૂતમાં સમાઇ ગયાં. કમળ અને ચારે સરદારોએ પુષ્કળ રૂદન કરી હૃદય હલકાં કર્યાં.

પાછલી રાત્રિનો ચંદ્ર નભમંડળમાં ઉગવાથી અંધકાર અદ્રશ્ય થયો અને સર્વત્ર રૂપેરી પ્રકાશ ફેલાઇ ગયો. ચંદ્રિકામાંથી શીતળતા ઝરવા લાગી. સ્મશાનમાં બેઠેલા ચાર સરદારો અને કમળ ત્યાં નજીકમાં આવેલા એક ઝરામાં સ્નાન કરી આવ્યાં; અને પુનઃ સ્મશાનમાં આવી હવે ક્યાં જવું તેનો વિચાર કરવા લાગ્યાં. હજી તો તેઓ બેઠાં બેઠાં વિચાર કરે છે તેવામાં તેમને અજવાળામાં દૂરથી ત્રણ ચાર ઘોડેસ્વારો સ્મશાન તરફ ચાલી આવતા જણાયા.

કમળ અને સરદારો ચોંક્યા. આ તરફ આવનાર કોણ હશે? શું તેઓ દુષ્મનો તો નહિ હોય? શું ખબર પડે? આમ વિચારતા તે સરદારો દિઙમુઢ બની એ આવનાર ઘોડેસ્વારો તરફ જોઈ રહ્યા.

થોડીવારમાં એ આવનાર ઘોડેસ્વારો સ્મશાનમાં આવીને ઉભા રહ્યા. તેમણે તેમનાં શરીરો કાળા જબ્બાથી ઢાંક્યાં હતાં અને મુખ રૂપાળાને બુકાનીયો બાંધેલી હતી. સઘળા શસ્ત્ર—અસ્ત્રથી સજ્જ થઈ આવેલા હતા.

આવી રીતે તેમને ત્યાં આવેલા જોઇ ચારે સરદારો ઉભા થઇ ગયા. કમળ તેમની બાજુમાં ઉભી. ઘોડેસ્વારો નીચે ઉતરી પડ્યા અને તેમને ધારી ધારીને જોવા લાગ્યા. એવામાં એ ઘોડેસ્વારોમાંથી એક જે સરદાર જેવા જણાતો હતો તેણે પૂછ્યું:—"તમે કોણ છો અને આટલી રાત્રે સ્મશાનમાં કેમ આવ્યાં છો ?"

"ભાઈ કાલના યુદ્ધમાં અમારા બે સગા મરી જવાથી અમે તેમને અગ્નિસંસ્કાર કરવાને અહિં આવ્યા હતા. પ્રભુ કૃપાએ તેમનાં મુડદાં જડ્યાં છે અને અમે તેમને અગ્નિસંસ્કાર કર્યો છે. હવે ઘર તરફ જવાનો વિચાર કરીએ છીએ." એક સરદારે કહ્યું.

"એ તો જાણે સમજ્યા; પણ તમે છો કોણ ?" પુનઃ સરદારે પૂછ્યું.

"અમે રજપૂત છીએ અને હાલ પ્રારબ્ધના પરીબળે રસ્તાનાં રઝળતાં ભીખારી થઈ ગયાં છીએ." કમળે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું.

"એ તો સૌ સૌના નશીબે સઘળું થયાજ કરે છે એમાં શોક કરવા જેવું કંઇ નથી. તમે આવી રીતે ગુપચૂપ અહિં આવ્યાં છો તેથી મને તમારી પર વહેમ આવે છે. તમારે અત્યારે અમારી સાથે નગરમાં આવવું પડશે." પ્રથમના સરદારે કહ્યું.

"અમારો અપરાધ ?" એક સરદારે આગળ આવી પૂછ્યું.

"અપરાધમાં એજ કે તમે છૂપી રીતે અગ્નિસંસ્કાર કરવાને અહિં આવ્યાં છો. શું તમને ખબર નથી કે આ મુડદાં બાળવાની મહારાજા વિક્રમાજીતની સખ્ત મનાઇ છે ? બસ, એથીજ તમારી પર આજ્ઞા ભંગનો ગુન્હો લાગુ પડે છે. તમે સઘળાં શિક્ષાને પાત્ર થઈ ચૂક્યાં છો."

"સરદાર કૃપા કરી એ વિક્રમાજીત નર રાક્ષસનું નામ અત્યારે ન સંભળાવો. તે નરાધમના પિશાચી કર્મેજ અમારી આ દશા થઇ છે. તે રજપૂત કુળમાં આ પૃથ્વી પર અવતરેલો એક રાક્ષસ છે. તેણે તેની સ્ત્રીના રૂપમાં અંધ થઈ તેની અક્ષય કીર્તિને કાળું કલંક લગાડ્યું છે." કમળ બોલી ઉઠી.

"છોકરી! બોલતી બંધ થા. હું તને એ બાબત વિષે અત્યારે કંઇ પુછતો નથી. ત્હેં અત્યારે આવા અપશબ્દોનો ઉચ્ચાર કરી તારા ગુન્હામાં વધારો કર્યો છે." તે સરદારે કહ્યું.

"પણ તમે અમને શું કરવા માગો છો તે તો જણાવો?" કમળના એક સરદારે આગળ આવી પૂછ્યું.

"અમે તમને કેદ કરી નગરમાં લઈ જવાને આવ્યા છીએ. વળી તમે દુશ્મનો છો એમ અમે સારી રીતે જાણીએ છીએ."

"શું અમે દુશ્મનો છીએ?"

"હા, તમે રણજીતના સરદારો છો અને આ રાજપુત્રી કમળ છે. તમે અત્યારે અહિં છૂપી રીતે આવી અંગારસિંહ અને કલ્યાણના શબને અગ્નિસંસ્કાર કર્યો છે એ સઘળું અમે જાણ્યું તેથી અહિં આવ્યા છીએ અને એજ કારણથી તમે અમારાં કેદી છો."

"કોણ કેદી? શું અમે? અરે અમને કેદ કરનાર કોણ છે?" કમળે ગર્જના કરી કહ્યું.

"છોકરી! હાથે કરીને રહોત શા માટે માગી લે છે? તારા બકવાદથી કાંઇ વળનાર નથી. અમે તમને કેદ કરી લઇ ગયા વિના રહેનાર નથી."

"અમને કેદ કરતાં પહેલાં વિચારજો. રજપૂતને કેદ કરવો તે કેટલા શેરની વાત છે? અમને કેદ કરવા આવતાં તમારે અમારી કમ્મરે લટકતી તલવારોનું આમંત્રણ પ્રથમ સ્વીકારવું પડશે." આમ બોલતો કનકસિંહ નામનો સરદાર પાછળથી નીકળી આગળ આવી ઉભો રહ્યો.

તે ઘોડેસ્વારોમાંથી એક જણ તેને ઓળખતો હતો, તે તેને

જોતાંજ બોલી ઉઠયો:–" અલ્યા કનક! તું વળી કયારનો આવો નીકળ્યો?"

"હું તમારા કરતાં લાખ દરજ્જે સારો છું. તમે જેનું ખાધું છે તેનુંજ હરામ કર્યું છે. જાઓ, નિમકહરામો! જાઓ, અહિં તમારૂં કંઇ વળનાર નથી." કનકે ક્રોપ કરી કહ્યું.

"એમ! તો તું જોયા કર કે તમારા શા હવાલ થાય છે."

"ઠીક છે, એની હમણાંજ ખબર પડશે. આ કમ્મરે લટકતી તલવાર ત્યાર પહેલાં તો તમારો ભોગ લેશે. આ વીર યોદ્ધાઓ મુંગે મોઢે કદાપિ તમારે શરણ થનાર નથીજ." કનકે કહ્યું.

" તમારાથી શું થનાર છે? વિક્રમાજીત મહારાજાના અસંખ્ય સેવકોના સપાટામાંથી તમે ક્યાં છટકી જનાર છો?"

"સ્વદેશને માટે પ્રાણ અર્પણ કરી બેઠેલા મરણીયા વીર યોદ્ધાઓ તારા વિક્રમાજીતના અસંખ્ય સૈનિકોને તૃણવત્ ગણે છે. ઓ નિમકહરામો! જુઓ, આ તમારી સામે ઉભેલા વીર યોદ્ધાઓ અંચળગઢના ઉદ્ધારની દ્રઢ પ્રતિજ્ઞા કરીનેજ તે વિશ્વાસઘાતી વિક્રમાજીતની સામે પડયા છે. અમે અમારાં શિર વેગળાં મૂકીનેજ ફરીએ છીએ. દુષ્ટો! યાદ રાખજો કે તે પ્રપંચના પુતળા વિક્રમાજીતનો આખરે વિનાશ છે.' કનકે ક્રોધથી કહ્યું.

અત્યાર સુધી શાન્ત ઉભો રહેલો ઘોડેસ્વારોનો સરદાર તેના અસહ્ય શબ્દોથી ઉશ્કેરાયો અને તત્કાળ કનકની સામે આવી બોલી ઉઠયો:–" ઓ બેઅદબ! તું કોનું અપમાન કરે છે એ જાણે છે?"

"હા, જાણું છું તેથીજ તે વિશ્વાસઘાતી કર્મચંડાળ વિક્રમાજીતને ઉદ્દેશીને સઘળું બોલું છું." કનકે જવાબ આપ્યો.

"ઓ દુષ્ટો! તમારૂં હવે આવી બન્યું છે. મારો ભયંકર ક્રોધ તમારી ઉપર પૂરેપૂરો ઉતરી ચૂકયો છે."

"તારા ક્રોધની પરવાહ અહિં કોઇ કરનાર નથી. કદી તે દુષ્ટ વિક્રમાજીત પોતે અહિં આવે તોપણ તેનાથી કોઈ ડરનાર નથી." કમળ બોલી ઉઠી.

"ચૂપ રહે, હું તને કાંઇ પણ પૂછતો નથી. જો હવે વધારે વધુ પડતું બોલીશ તો તારૂં માથું ધડપરથી જુદું થઇ જશે."

"એનું માથું જુદું કરતાં કયાંક તારૂં માથું જુદું ન થઇ જાય સંભાળજે." કનક બોલી ઉઠયો.

"ઓ કાળના કોળીયાઓ ! તમે જાણો છો કે તમે આ કોની આગળ ફાવે તેમ બોલી રહ્યા છો ?" વિક્રમાજીત શરીર પર ઓઢેલો જભ્ભો દૂર ફેંકી દઇ બોલ્યો.

કમળના સરદારો તેને ઓળખી આશ્ચર્ય પામી એકાએક બૂમ પાડી ઉઠયા:-"અરે ! કોણ નિમકહરામ વિક્રમાજીત !" એમ બોલતાંજ તેમણે મ્યાનમાંથી સમશેરો ખેંચી કાઢી.

કમળકુમારી પણ કમ્મરમાંથી કટાર કાઢી વાઘણની માફક તેની તરફ ધસી જઇ બોલી ઉઠી:-"ઓ વિશ્વાસઘાતી ! ઓ પૈશાચિક કર્મ કરી કાળો કેર વર્તાવનાર ! ચાલ, સાવધ. આ ક્ષણેજ તારી છાતીમાં કટાર ભોંકી મારા વૈરની વસુલાત કરૂં છું. ઓ દુષ્ટ ! જો, જો, તારૂં દુષ્ટ કર્મ નિહાળી આ ચંદ્રદેવ આકાશમાં છુપાઇ જવાના ઇરાદાથી ઝડપથી ચાલ્યા જાય છે. પાપી ! તું તારૂં શ્યામમુખ લઈ હજી શા માટે જીવે છે ? આવ, આવ, જલ્દી આગળ આવ, અને આ મારી કટારને ભેટ." કહી કમળે તેની પર ઘા કર્યો.

વિક્રમાજીતે તેનો કટારવાળો હાથ યુક્તિપૂર્વક પકડી લેઈ પોતાના સરદારોને કહ્યું:-"આ ઉદ્ધત છોકરીને પકડો."

તેની આજ્ઞા સાંભળી તેના સરદારો આગળ વધ્યા અને જેવા તેઓ કમળને પકડવા જાય છે તેવા કમળના ચારે સરદારો આગળ ધસી આવ્યા. વિક્રમાજીતના સરદારો પણ તલવારો ખેંચી તેમના સામા થઇ ગયા. ઝપાઝપી શરૂ થઇ. ચંદ્રના અજવાળામાં ઉંચે નીચે ઉછળતી તલવારો ચળકવા લાગી. વિક્રમાજીત પણ કમળનો હાથ મૂકી તલવાર ખેંચી એ ચારે સરદારો પર તુટી પડયો. તે રાજભક્ત સરદારોએ ઘણી વાર સુધી તેમની સામે ટક્કર ઝીલી; પણ અંતે તેમનું કાંઇ ચાલ્યું નહિ. બળવાન વિક્રમાજીતની તલવારે જુલ્મ ગુજાર્યો. ત્રણ સરદારો

મરણને શરણ થયા અને કનક ઘાયલ થઇ જમીન પર પડયો. નિરાધાર કમળ પકડાઇ ગઇ. તે પોતાના સરદારોનું મરણ જોઇ કારમી ચીસ પાડી બેશુદ્ધ થઇ નીચે પડી. વિક્રમાજીતે તેને પોતાના ઘોડા પર નાંખી સરદારો સાથે ત્યાંથી ચાલવા માંડયું. તેણે જતાં જતાં ઉગ્ર ક્રોધથી પોતાના સરદારોને કહ્યું:—"આ રાજદ્રોહી છોકરીને ત્રણ દિવસ સુધી એક કોટડીમાં પૂરી રાખવાની છે અને ચોથા દિવસની સાંજે તેને જીવતીજ ભીંતમાં ચણવાની છે." આમ કહી તેણે ઘોડાને દોડાવી મૂક્યો. તેના સરદારો પણ તેની પાછળ ઝડપથી ઘોડાઓ દોડાવી ગયા.

ઘાયલ કનક તે વખતે કાંઇક શુદ્ધિમાં હતો તેથી તેણે તે દુષ્ટનું બોલવું સાંભળી એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો. પછી કંઇક કળ વળતાં તેણે બેઠો થઇ વાગેલા ઘા ઉપર ફેંટામાંથી લુગડું ફાડી પાટો બાંધ્યો. થોડીક વાર ત્યાં બેસી તેણે વિચાર કર્યો કે હવે કયાં જાઉં? અંતે તે રત્નગઢ જવાનો નિશ્ચય કરી ઉભો થયો અને મંદ મંદ પગલાં ભરતો રત્નગઢના પંથે પડ્યો.

---

## ૩૩

### રણજીતના હૃદયોદ્ગાર.

કળીયુગ કેરા રાજ્યમા, કંઈ કૈં થાયે કેર;
સદાચરણનાં સુખ સૌ, થાય હળાહળ ઝેર.

રત્નગઢના દેદિપ્યમાન દિવાનખાનામાં રણજીતસિંહ એક પલંગમાં સૂતો છે. તેના ઘા હજી બરાબર રૂઝાયા નથી. તે મહા પ્રયાસે તકીયાને અઢેલી બેસી શકે છે. રંભા, સુમન અને કિશોર તેની પૂર્ણ કાળજીથી સારવાર કરે છે અને તેના વિકળ હૃદયને અનેક પ્રકારનાં દૃષ્ટાંતો આપી શાન્ત કરે છે. રણજીત પોતાના ભાઇ અને પિતાને સંભારી શોક કર્યા કરે છે. આજે અત્યંત શોકથી તેને તાવ આવી ગયો. તે તાવની ઝુમમાં વારંવાર બેઠો થઇ બોલી ઉઠે છે કે:—"પાપી વિક્રમાજીતને કોઇ પકડી લાવો. અરે! તેણે મારા વ્હાલા પિતા અને

ભ્રાતાનો દગાથી નાશ કર્યો છે. મારે તેમના ખૂનનો બદલો તેનું ખૂન કરી લેવો છે." આમ બોલી તે બળાત્કારે ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અશક્તિને લીધે તેનાથી ઉઠી શકાયું નહિ તેથી તેણે નિ:શ્વાસ નાંખી પુનઃ પલંગમાં પડતું નાંખ્યું. રંભા તેને માથે ગુલાબજળ છાંટવા લાગી અને સુમન વાયુ ઢોળવા લાગી. એવામાં ગુલાબસિંહ અને કિશોર ત્યાં આવ્યા. ગુલાબસિંહે રંભાને રણજીતના ખબર પૂછ્યા પણ રંભા તરફથી કાંઇ બરાબર સારી તબિયતનો જવાબ મળ્યો નહી; તેથી તેણે જાતે રણજીત પાસે જઇ તેને ધીમેથી પૂછ્યું:— "ભાઈ! કેમ છે ? તબીયતને આરામ છેને ?"

રણજીત ગુલાબને જોઇ તાવની ઝુમમાં એકદમ બેઠો થઈ બોલી ઉઠ્યો:—"ગુલાબસિંહ ! મારી તલવાર લાવો. હું પિતાના વૈરનો બદલો લેવા જાઉંછું. એ દુષ્ટ વિક્રમાજીતને હું હવે સુખેથી રહેવા દેનાર નથી."

"ભાઈ! શાન્ત થાઓ. તમને આરામ થયા પછી તે દુષ્ટને આપણે સારી રીતે તેની કરણીનાં ફળ ચખાડીશું. ભાઇ ! આવી રીતે નકામો ઉદ્વેગ કરવાથી કંઇ વળનાર નથી. તેમ બન્યુ તે ન બન્યું પણ થનાર નથી. રાજવૈદ્યે પણ જણાવ્યું છે કે જો વધારે બોલશો તો તબિયત સુધરતાં વાર લાગશે; માટે શાન્ત થાઓ."

ગુલાબ આગળ બોલવા જાય છે એ પહેલાં રણજીતજ બોલી ઉઠ્યો:—"ગુલાબ ઓ વીર ગુલાબ ! તું આજે આવા નિર્માલ્ય શબ્દો કેમ ઉચ્ચારે છે ? ભાઈ અને પિતાનો ઘાત થયેલો જોઇ આ હૃદય ચિરાઇ જાય છે. પ્રાણ નીકળી જાય છે. ઓફ ! શું દગો ! દુશ્મન. અરે પાણી ! મને કોઈ પાણી પાઓ." આમ ફાવે એમ બોલતા રણજીતે પાણીને માટે હાથ લાંબો કર્યો.

તરત રંભાએ તેને પાણી પાયું. તેણે રંભા સામે જોઇ કહ્યું:— "રંભા ! પ્રિયતમા ! દુષ્ટે દગો કર્યો છે. પિતા અને ભાઇનો નાશ કર્યો છે. હવે આપણે દુ:ખી થયાં છીએ."

"નાથ ! આપણું ભાવિ આવું ભયંકર હશે તેની શું ખબર પડે. આ સુમને અને કિશોરસિંહે જો આપણને વખતસર સ્હાય ન

કરી હોત તો આપણે પણ ક્યારનાંએ સ્વર્ગમાં સિધાવ્યાં હોત. વ્હાલા ! હવે તો મનને શાન્તિ રાખ્યા વિના છૂટકો નથી. તમને આરામ થશે ત્યારે સૌ સારૂં થશે; માટે હવે વધારે નહિ બોલતાં સૂઈ જાઓ." કહી રંભા તેને માથે ગુલાબજળ છાંટવા લાગી.

રણુજીત સુમન સામે જોઇ બોલ્યો:—સુમન ! હું તમારા ઉપકારનો બદલો વાળવાને હાલ અશક્ત છું. તમે ખરેખરી રાજભક્તિ દર્શાવી છે."

"મહારાજ ! ઉપકાર માનવાની જરૂર નથી. મ્હેં તો મારી ફરજ બજાવી છે. તમે હવે શન્તિથી આરામ લ્યો. વધારે બોલવાથી કદાચ માથે લોહી ચડી જશે." સુમને કહ્યું.

"સુમન ! હું બોલવાને માટે નથી ઇચ્છતો, પણ આ હૃદય પરાણે બોલાવે છે. તેમાં પ્રચંડ આગ સળગી રહી છે. તેની જ્વાળામાં કોણ કોણ ભસ્મ થાય છે એ જોવાનું છે. અરે ! કિશોર ક્યાં છે?" કહી રણુજીતે બૂમ મારી.

"આ રહ્યો." કહી કિશોર તેની નજીક આવી ઉભો.

તેને જોઇ પુનઃ રણુજીત બોલી ઉઠ્યો:—' મારી કમળના કંઇ સમાચાર ?"

કિશોર કમળનું નામ સાંભળી ગળગળો થઇ ગયો. તે એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શક્યો નહિ. આથી પુનઃ રણુજીત બોલી ઉઠ્યો:—" કિશોર ! શું મારી કમળ તારા પિતાના કેદખાનામાં છે? તું કેમ જવાબ આપતો નથી ?"

"કમળની શોધમાં ઘણા સ્વારો દોડાવ્યા છે; પણ હજી કાંઇ સમાચાર મળ્યા નથી." આમ બોલતા કિશોરની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

રણુજીત તાવની ઝુમમાંજ તેની પર ગુસ્સે થઈ બોલી ઉઠ્યો:— "હા ! કિશોર તું બહાદુર થઈ આજે એક બાયલાની માફક રડે છે. શું તું કમળની ખબર કાઢવા અચળગઢમાં ગયો હતો ? મને લાગે છે કે તું ત્યાં નથી ગયો. હા ! શું તું તારા પિતાથી ડરે છે ? શું

રાજભક્તિ કરતાં એક નીચવૃત્તિના પાપી પિતાની ભક્તિ તું વિશેષ સમજે છે ?"

તેનાં વચન કિશોરને હાડોહાડ લાગી આવ્યાં. તે રોષયુક્ત વદને બોલી ઉઠયોઃ—" મહારાજ ! આ કિશોરે અચળગઢના ઉદ્ધારને અર્થે પ્રાણ આપવાની પ્રતિજ્ઞા કરી છે, તે તમો જાણો છો છતાં બોલીને આ બળતાને શા માટે વધારે બાળો છો. હું આ પળેજ કમળાની શોધમાં નીકળી પડું છું."

" શું તું કમળાની શોધમાં જાય છે ?"

" હા."

" ક્યારે જવાનો વિચાર રાખે છે."

" આ પળેજ."

" વારૂ, પ્રથમ ક્યાં જઇશ ?"

" આ ભાવિ લઈ જશે ત્યાં."

" બસ એથીજ સમજાય છે કે તારૂં શુરાતન નષ્ટ થયું છે. એમ કેમ કહેતો નથી કે હું આ પળેજ અચળગઢમાં જઇશ અને કાળો કેર વર્તાવીશ ? કિશોર ! જા, સુખેથી જા; તારે ફાવે એમ કર; પણ યાદ રાખજે કે મારી કમળાને લાવ્યા સિવાય તું તારૂં મુખ મને દેખાડીશ નહિ." ઉન્મત્ત દશામાં બોલતા રણજીતે આટલું બોલી તકીયા પર માથું નાંખી દીધું.

કિશોરે કંઇક વિચાર કરી ગુલાબસિંહને કહ્યુંઃ—" વીર સરદાર ! મહારાજ ઉન્મત્ત દશામાં બોલે છે એ હું સમજુ છું. પરંતુ તેમની આજ્ઞા પાળવી એ મારી ફરજ સમજી હું અત્યારેજ અહિંથી વિદાય થાઉંછું. તમે સઘળાં મહારાજાની સંભાળ રાખજો અને તેમને જલ્દીથી આરામ થાય એમ કરજો." કહી કિશોર સત્વરે ત્યાંથી નીકળી ગયો.

સઘળાં તેની પાછળ જોઇ રહ્યાં. તેના ગયા પછી શાન્ત પડેલો રણજીત વળી પાછો કંઇક વિચાર આવતાં ટટાર થયો અને મોટેથી બોલ્યોઃ—" ગુલાબસિંહ ! ઓ ગુલાબસિંહ !"

" જી મહારાજ ?" કહેતો ગુલાબસિંહ પાસે આવ્યો.

"આપણે અચળગઢ પર ક્યારે ચડાઈ કરી પાપીને પાતાળમાં ચાંપીશું ?"

"આપને આરામ થયા પછી."

"મને ક્યારે આરામ થશે ?"

"લગભગ આઠેક દિવસમાં."

"ઓહ ! શું આઠ દિવસ ? અરે ! ત્યાં સુધી મારાથી ધિરજ ધરી શકાશે નહિ. ગુલાબસિંહ ! લાવો ક્યાં છે મારી વ્હાલી સમશેર ?" કહી રણજીત આમ તેમ જોવા લાગ્યો.

ગુલાબસિંહ તેની નજીક જઇ તેને વાંસે હાથ ફેરવી કહેવા લાગ્યો:–"મહારાજ શાન્તિ ધરો; આવી......"

"મારી શાન્તિ સદાયને માટે ગૂમ થઈ છે. મારા શરીરમાં વૈરાગ્નિ ભડભડાટ સળગે છે. પાપી વિક્રમાજીતને લોહીમાં તરબોળ કરવા હું અત્યંત આતુર છું. ઓ ભાઈ ! ઓ પિતા ! અરે ગુલાબસિંહ. આમ ઉંચે તો જુઓ ! મારા ભાઇ અને પિતા મારી સામે દયાર્દ્ર નેત્રે કેવા જોઈ રહ્યા છે. તેઓ મને ઠપકો આપે છે કે જો તું મારો ખરો પુત્ર હોય તો વિક્રમાજીતને મારી નાંખ. જુઓ, જુઓ ! તે આટલું કહી આકાશમાં ચાલ્યા જાય છે." આમ બોલી તે ફાટી આંખ ઉંચે જોઇ રહ્યો. સઘળાં તેની સ્થિતિ જોઇ વ્યાકુળ બની ગયાં. રંભા રડવા લાગી. ગુલાબસિંહે રંભાના હાથમાંથી ગુલાબજળનું પાત્ર પોતાના હાથમાં લેઈ લઈ તેને નીચે બેસાડી અને પોતે રણજીતને માથે ગુલાબજળનાં પોતાં મૂકવા લાગ્યો.

તેને પોતાની પાસે જોઇ પુનઃ રણજીતે કહ્યું:–"ગુલાબસિંહ ?"

"જી."

"તમે રજપૂત વીર યોદ્ધા કહેવાઓ છોને ?"

"જી, તમે ધારો તે ખરૂં !"

"હું તો ધારૂં છું કે તમે કિશોર જેવા હલકા વિચારના નથી. તમે તો એક બહાદુર માણસ છો. તમારી વીરતા મ્હેં રણભૂમિમાં જોઈ છે. વારૂ તમે મારૂં એક વચન માનશો ?"

"હાજી."

"મને વચન આપો."

"પણ તમારૂં કહેવું સાંભળ્યા વિના હું કેવી રીતે વચન આપું?"

"અને તમે કદાચ મારૂં કહેવું સાંભળી ના કહો તો?"

"એમ બનેજ નહિ. આપને માટે આ પ્રાણ પણ આપવાને હું તૈયાર છું."

"તેની ખાત્રી શી?"

"રજપૂતનો શબ્દ એજ તેની ખાત્રી?"

"એમ! તો તમે અત્યારે હાથમાં પાણી લેઇ એક પ્રતિજ્ઞા કરો."

"શાની પ્રતિજ્ઞા?"

"વિશ્વાસઘાતી વિક્રમાજીતને આ દુનિયામાંથી સદાને માટે વિદાય કરવાની."

ગુલાબસિંહ વિચારમાં પડ્યો. રણજીત ભાન કે બેભાન અવસ્થામાં બોલતો હતો પણ ગુલાબસિંહ બોલવામાં બંધાઇ ગયો તેથી તેનાથી ના કહી શકાઇ નહિ. તે વીર યોદ્ધો તત્કાળ બોલી ઉઠ્યો:—"મહારાજ! હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે તમારા કહેવા પ્રમાણે વર્તીશ અને દુષ્ટ વિક્રમાજીતને પૃથ્વીના પટમાંથી બાળી કાઢી ઠાર કરીશ."

"પણ તે ક્યારે?" પુનઃ રણજીતે પૂછ્યું.

"પંદર દિવસમાં." ગુલાબે ગંભીર સ્હેરે જણાવ્યું.

"બસ! હવેજ આ અશાન્તિપૂર્ણ હૃદયમાં શાન્તિની સ્થાપના થઇ. ગુલાબસિંહ! હવે મને પાણી પાઓ, પછી હું સૂઇ જાઉં." કહી રણજીતે ગુલાબ સામે જોયું.

રંભાએ તેને પાણી પાયું એવામાં વળી પાછું તેને કંઇક શુદ્ધ આવતાં તે બોલ્યો:—"કિશોર ક્યાં ગયો?"

"તે આપની આજ્ઞાથી અચળગઢ ગયો છે." ગુલાબે જણાવ્યું.

"કેમ?"

"કમળકુમારીને શોધવા."

"ખરેખર મ્હેં મોટી ભૂલ કરી. ગુલાબસિંહ! તમે પણ એની

પાછળ અચળગઢ જાઓ. તે યુવાન્ સાહસિક છે અને દુષ્મનોને જોતાં જરૂર તે સાહસ કરશે. જો કમળ ત્યાં હોય તો તમે કિશોરની મદદે રહી તેને છોડાવી અહિં લેઇ આવો.” આમ કહી તે લાંબો થઈ પલંગમાં સૂતો અને સુમન તેને પવન નાંખવા લાગી.

“થોડીવાર પછી રણજીતની આંખ મળી ગઇ એટલે રંભાને તેની પાસે એકલી બેસવા દઈ ગુલાબસિંહ ઉભો થયો. તેવામાં મહારાજા ચંદ્રકેતુ સેનાપતિ રણવીરસિંહ સાથે રણજીતની ખબર કાઢવા આવ્યા. તેને ઉંઘતો જોઇ મહારાજા ગુલાબસિંહની સાથે વાતો કરી દરબારમાં ચાલ્યા ગયા. તે પછી ગુલાબસિંહે સર્વને તેની સંભાળ રાખવાનું સૂચવી ત્યાંથી અચળગઢ તરફ પ્રયાણ કર્યું.



## ૩૪.

## કમળની શોધમાં કિશોર.

“ સહેતા હજારો આફત, સીનો ગયો ઘવાઇ !
ગરદન હમારી કિસ્મત, કાપે બની કસાઇ !
સંકષ્ટ સંત સહે છે, ખળને ખુશાલી રહે છે !
ઉલટું સલીલ વહે છે : શી સૃષ્ટિની સફાઈ !

× × × × ×

વેશ્યા વિલાસ માણે, સતી આંખ અશ્રુ આણે !
જીવે દુઃખે પરાણે, કજીની કળા છવાઈ !

× × × × ×

વિશ્રામ વૃક્ષ આપે, તેનીજ ડાળ કાપે !
આખીર તવાગ તાપે ! તેની નથી કાંઈ નવાઈ ! ”

બહારે વસંત.

આ પ્રમાણેના ઉદ્ગાર કાઢતો કિશોર રત્નગઢથી નીકળી રાજેશ્વર મહાદેવ કે જ્યાં પહેલાજ પ્રકરણમાં રંભાસુંદરી તેની સખી સુમન સાથે આવી રણજીતકુમારને મળી હતી તે સ્થળે આવી અચળગઢ કેવી રીતે જવું અને ત્યાં જઇ શું કરવું વગેરેનો વિચાર કરવા લાગ્યો. તેને

કમળને માટે ઘણું લાગતું હતું. તે વારંવાર મનને પૂછતો હતો કે શું વ્હાલી કમળ હજી જીવતી હશે ? શું રાક્ષસી માતા કપિંજલાએ હજુ તેને જીવતી રાખી હશે ? ના ના, તે રાક્ષસી માતામાં દયાનો વાસ સ્વપ્ને પણ હોઇ શકેજ નહિ. જો તેનામાં દયા હોત તો કદાપિ તે આવો ભયંકર રક્તનો પ્રવાહ વહેવડાવતજ નહિ. હા ! વિભો ! મારી ધારણાઓ ધુળ મળી છે. મારી આશાઓ નિરાશામાં બદલાઈ ગઈ છે. અરેરે ! આ નસીબની ફરીયાદ હું કયાં જઇને કરૂં ? હા ! એક કવિએ કહ્યું છે કે:—

“ અરમાન બહોત રખતે થે હમ, દિલમેં ચમનકે,
ઐંઠે ન ખુશીસેં કભી સાયે કે તલે હમ;
અબ પહેલેહી આઘાઝમાં પામાલ હુવે હાય,
ફરિયાદ કીસીસે કરે કિસ્મતકે જલે હમ. ”

ઉર્દુ કવિ.

હે પરમાત્મન્ ! તમારા સિવાય આ ભયંકર કષ્ટમાંથી ઉદ્ધાર કરનાર બીજું કોઇજ નથી. મારી કમળ શત્રુઓના પંજામાં ફસાઇ ગઈ હશે કે તેનું શું થયું હશે ? તેની મને કંઇ સમજ પડતી નથી. અરે ! મને આ સમયે કોઇ આવીને મારી કમળના સમાચાર આપે તો કેવું સારૂં થાય ? હા ! આ મન પણ કેવી ખોટી આશા રાખે છે ? કમળના સમાચાર અન્યની પાસેથી મળવાની આશા રાખવી વ્યર્થ છે. તેની શોધને માટે તો મારે મહાન્ સાહસ ખેડવું પડશે અને કદાચ આ પ્રાણનું પણ બળિદાન આપવું પડશે. હા ! પિતા ? તમારો જન્મ કયે ચોઘડીએ થયો હશે કે જેથી તમારી શુદ્ધ બુદ્ધિમાં વૃદ્ધાવસ્થાની વેળાએ આવો અચાનક ફેરફાર થઇ ગયો ? હા ! રાક્ષસી માતા ! તારી કૃત્રિમ મોહ જાળેજ મારા શુદ્ધ પિતાને અનીતિના કુપમાં ઉતારી કલંકિત કર્યા છે. ઓ નીચ માતા ! તારી રાક્ષસી મહત્વાકાંક્ષા હું સારી પેઠે સમજી ગયોછું. તારી ઇચ્છા મારા પિતાને પણ દુનિયાની પાર કરી સ્વતંત્ર થવાની છે; પણ આ કિશોરના શરીરમાં રક્તનું એક બિંદુ જયાં સુધી રહેશે ત્યાં સુધી તે તારી એ

ઇચ્છાને હવામાં ઉડાવી દેશે. સમયની રાહ જોઉં છું. સમય આવતાંજ હું કૃતાંત કાળરૂપ બની તારો અને તારા નીચ મદદગારોનો નાશ કરીશ. ઓ કપિંજલા! તું કમળાના રૂપમાં અવતરેલી જીવલેણ રાક્ષસી હોઇશ એવું હું નહોતો ધારતો. હાય! ત્હેં નિરપરાધી જનોનાં લોહી વહેવડાવ્યાં છે. ત્હેં કાળી રાત્રે દગો કરી નિર્દોષ જનોની કત્લ કરાવી છે. હા! તે સઘળું યાદ કરતાં આ દેહમાં આગના ભભુકા ઉઠે છે. ઓ ઝેરી નાગણ! તારાં કૃત્યોથીજ આ કિશોરને વનવાસી થવું પડયું છે; પણ યાદ રાખજે કે આ વનવાસી કિશોર સમય આવ્યે તને તથા પાપી પિતાને શિક્ષા આપ્યા સિવાય જંપશે નહિ. માતા! તું નાગણી છે તો કિશોર વિષધર નાગ છે; તું ભયંકર આગનો તનખો છે તો હું જ્વાળામુખી છું." આમ બોલતો કિશોર ઉગ્ર દેખાવા લાગ્યો.

સમય સમીસાંજનો હોવાથી કુદરતની લીલા નીરખતો નીરખતો ફરવા નીકળેલો તેજસિંહ પણ ત્યાં રાજેશ્વર મહાદેવ આગળ આવી પહોંચ્યો. આટલે સુધી આવ્યો છું ત્યારે લાવ મહાદેવનાં દર્શન તો કરતો જાઉં એવો વિચાર આવવાથી તેજસિંહ મહાદેવમાં ગયો તો તેણે કિશોરને મુખ નીચું રાખી ઉંડા વિચારમાં ઉભેલો જોયો. તેને ત્યાં ઉભેલો જોઈ સેનાપતિ તેજસિંહને નવાઇ લાગી. લાવ છાનોમાનો ઉભો રહી તે શું કરે છે તે જોઉં એવો વિચાર આવવાથી તેણે જાહેર થવું યોગ્ય ધાર્યું નહિ. જો જાહેર થઇશ તો તેના વિચારમાં ખલેલ પડશે. એમ ધારી તે સરદાર આગળ નહિ વધતાં ત્યાંજ ઉભો રહ્યો અને કિશોરના તરફ જોઈ રહ્યો. વિચારગ્રસ્ત કિશોર અત્યંત ગુસ્સામાં હોય એવું તેના મુખ પરથી તેને જણાતું હતું. તરતજ તેજસિંહ તેની પાસે ગયો અને ગંભીર અવાજે બોલી ઉઠયો:– "કિશોરસિંહ!"

"હાં, કોણ સેનાપતિ તેજસિંહ! તમે અહિં ક્યાંથી?" કિશોરે પૂછ્યું.

"હું અશાન્તિને દૂર કરવાના ઈરાદે ફરવા નીકળ્યો હતો તેથી ફરતો ફરતો અહિં આવી ચઢયો છું. કિશોરસિંહ! હવે તો જે પળે

જે થાય તે ખરૂં. જેવા પડશે તેવા દેવાશે. વધારે વિચારો કરવાથી માથું ભમી જાય છે માટે તમે પણ સર્વ વિચારોનો ત્યાગ કરી શાન્ત થાઓ. વખત આવે સૌ સારૂં થશે." તેજસિંહે કહ્યું.

"સેનાપતિ ! શાન્તિ આ હૃદયમાંથી સદાને માટે અલોપ થઇ ગઇ છે. જ્યાં સુધી દેશદ્રોહીઓને તેમનાં કર્મની શિક્ષા કરી નથી ત્યાં સુધી શાન્તિ પ્રાપ્ત થનારજ નથી."

તેજસિંહે ત્યાં પડેલા પત્થર પર બેસતાં કહ્યું:–"કિશોરસિંહ ! આવો. આ પત્થર ઉપર મારી સાથે બેસો અને હૃદયને સ્વસ્થ કરી મારા બે બોલ સાંભળો."

કિશોર તેની જોડે પત્થર ઉપર જઇ બેઠો એટલે તેજસિંહ કહેવા લાગ્યો:–"કિશોરસિંહ ! વિધીની વિડંબનાથી અચળગઢમાં કેવી મોટી ઉથલપાથલ થઇ ગઇ તેની આપને સારી રીતે ખબર છે. તેમાંયે જો આપણે આવી રીતે વિચાર કર્યા કરીશું તો આપણાથી કંઇ બની શકનાર નથી. અત્યારે ક્રોધને આધિન થવાથી પણ કંઇ વળનાર નથી. માટે શાંતિ રાખો અને હું કહું તે ધ્યાનપૂર્વક સાંભળી છેવટના એક નિશ્ચય પર આવો. મારો વિચાર આ પખવાડીયામાંજ અચળગઢ પર હલ્લો લઇ જવાનો છે. તેમાં વિક્રમાજીત અને તેની કારસ્થાની સ્ત્રી કપિંજલાને બને ત્યાં સુધી, જીવતાં પકડવાં છે. જો જીવતાં પકડાય નહિ તોજ પછી મારી નાંખવાં. ત્યાર પછીથી સઘળા દેશદ્રોહીઓને ઠાર કરવા છે; બસ આજ મારો દૃઢ નિશ્ચય છે. કિશોર ! તે દુષ્ટાત્માઓનો પાપનો ઘડો હવે સંપૂર્ણ ભરાઇ ચૂક્યો છે એટલે તેમને તેમની કરણીનાં ફળ મળ્યા વિના રહેનાર નથી. તે પાપાત્માઓ આ દુનિયામાં હવે થોડા દિવસનાંજ મહેમાન છે માટે હવે સર્વ વિચારોનો ત્યાગ કરી જે કરવાનું છે તેના નિશ્ચય પર આવો."

"તેજસિંહજી ! આપનું કહેવું યથાર્થ છે. હું પણ સારી રીતે સમજું છું કે નકામા વિચાર અને ક્રોધથી કંઇ વળનાર નથી. પણ ગત બનાવો મારી નજરે વારંવાર તરી આવે છે એટલે મને આવેશ આવી જાય છે. મહારાજા અંગારસિંહ અને યુવરાજ કલ્યાણસિંહનું

દગાથી રણમાં રોળાવું જોઇને આ હૃદય વિદીર્ણ થઇ જાય છે. હા! રાજપૂત્રી કમળનો પણ કંઇ પત્તો નથી. તે સુકોમળ બાળાનું શું થયું હશે? તેને હું ક્યાં ખોળું? બસ આવા આવા અનેક વિચારોને લીધે હું શાન્તિ ધારણ કરી શકતો નથી. અરેરે! જે અચળગઢમાં શાન્તિનું સામ્રાજ્ય અને સત્યનું તેજ ચારે દિશાએ ઝગઝગી રહેલું હતું; હા! અફસોસ! તેજ નગરમાં આજે પાપીઓની પ્રપંચ જાળ પૂર્ણ રીતે પથરાઇ રહી છે. અધમોનાં અધમાચરણથી ઘોર અંધકારમાં વિકાળ કાળ મુખ વિકાશીને ઉભો રહ્યો છે. પ્રજાજનો અને સરદારો પણ સ્વાર્થાંધ થઈ પરસ્પરમાં વિરૂદ્ધ ભાવ ધારણ કરી રહ્યા છે. હા! જે કાર્યકુશળ યોદ્ધાઓ! જે પ્રથમ સત્યને માટે પ્રાણ આપવાને તત્પરતા બતાવતા, હાય! તેજ રજપૂતો કારસ્થાનીઓની કપટજાળમાં જકડાઇ સ્વાર્થી બન્યા છે; અને વિશ્વાસઘાતી વિક્રમાજીતના ગુલામ બની તેના પાપાચારની વૃદ્ધિ કરી રહ્યા છે. હા! તેજસિંહ! આનું પરિણામ આખરે ઘણુંજ માઠું આવશે અને સમય આવતાં સર્વ—ભક્ષી કાળ આ પૃથ્વીને વીર વિનાની કરી મૂકશે.' આટલું બોલી કિશોર એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી સેનાપતિ તેજસિંહના સામે જોઇ રહ્યો.

"વીર કિશોર! મનને વધારે વ્યાકુળ કરીશ નહિ. શું તું નથી જાણતો કે દુઃખ પાછળજ સુખ હોય છે? જો વિક્રમાજીત આવો રાજલોભી અને સ્વાર્થાંધ થયો ન હોત તો તમારા જેવા રણનિપુણ રજપૂતોને એકમેકના બળનું પ્રતિભાન કરવાનો સમય ક્યારે મળત? કિશોરસિંહ! જ્યાં સુધી આપણે જીવતા છીએ ત્યાં સુધી તે પાપનાં પુતળાંઓને સુખેથી જંપવા તો દઇશું નહિ." તેજસિંહે કહ્યું.

કિશોર આ સાંભળી ચૂપ બેસી રહ્યો. પુનઃ તેજસિંહ બોલ્યોઃ— "હવે આપણે નગરમાં જઇશું?"

"હા, આપ પધારો. હું થોડીવાર પછી આવું છું." કિશોરે જણાવ્યું.

તેજસિંહ ચાલ્યો ગયો. "લાવ હવે હું પણ આ સાથે લાવેલો ભગવો વેશ ધારણ કરી અચળગઢ જાઉં અને તપાસ કરૂં કે મારી

કમળ ત્યાં છે કે નહિ." આમ વિચારી કિશોરે પહેરેલાં વસ્ત્ર પર ભગવી કફની ધારણ કરી લીધી.

કિશોર પોતાના ધારણ કરેલા વેષ તરફ ઘણીવાર સુધી જોઈ રહ્યો. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તેણે પુનઃ નિઃશ્વાસ નાંખી "હા, ભાવી!" કહી કપાળે કર મૂક્યો. એવામાં રાજેશ્વર મહાદેવના શિવાલયમાંથી કોઇકનો ગાવાનો અવાજ સંભળાયો.

"કિશોર તે સાંભળી ચોંક્યો અને ચોગાનમાંથી તરત તે શિવાલય તરફ ગયો. ત્યાં તેણે કોઇ એક માણસને શિવાલયમાં સૂતો સૂતો સંગીત ગાતો દીઠો. કિશોર એકાએક અંદર નહિ જતાં બહાર બેસી તેનું સંગીત ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. કારણ કે એ સંગીત વિધિની વિડંબનાથી ત્રાસેલાને આશ્વાસન સ્વરૂપ હતું.

"ભાવિ એજ હોનાર, ભવોભવ ભાવિ એજ હોનાર;
ભાવિ મિથ્યા થશે નહિ ભાઈ, થયું અને થાનારઃ—ભવો

ભાવિ આગળ કંઇ જન ભૂલ્યા, મોટા પંડિત સાર;
અન્ય જનોનું ત્યાં શું કહેવું, ચાલે ન જોર લગારઃ—ભવો.

મહારથી મોટા દાનવ બળીયા, જેનું જોર અપાર;
નિર્બળ થઇ તે નાશ પામીયા, ક્ષણ નવ લાગી વારઃ—ભવો.

રઘુપતિ સરખા રાને રખડયા, સંગે સીતા નાર;
સુવર્ણ મૃગ મિષ ભ્રમે ભૂલિયા, પરવશ જે ઘડનારઃ—ભવો.

જુઓ યુધિષ્ટિર સરખા ભૂલ્યા, દ્યુત પ્રસંગે સાર;
દ્વાદશ વર્ષ મહા દુઃખ વેઠયું, મહારણ્ય મોઝારઃ—ભવો.

સહ્યો ન સીતા વિયોગ રામે, કર્યું યુદ્ધ અપાર;
કુબુદ્ધિ રાવણ નષ્ટ થયો જે, પરત્રિયનો હરનારઃ—ભવો.

સન્મતિ દુર્મતિ સમય પ્રસંગે, ભાવિ તેજ કરનાર;
રોકયું નાહિં રહેશે ભાવિબળ, સમરો સરજનહારઃ—ભવો.

ખરેખર! ભાવિજ પ્રાબલ્ય છે. આમ આત્મગત બોલી કિશોર શિવાલયમાં ગયો. તેણે બે હાથ જોડી માથું નમાવી રાજેશ્વર મહાદેવને પ્રણામ કર્યા.

ઉપરોક્ત ગાન ગાનાર માણુસ જો કે કિશોરે ભગવી કફની પહેરી હતી છતાં તરત તેને ઓળખી ગયો. તેણે ઉભા થઇ કહ્યું:–
"કોણ કિશોરસિંહ? આવો આવો."

તે અજાણ્યા માણુસના મુખમાંથી પોતાનું નામ સાંભળી કિશોર ચમક્યો અને ઘણી વાર સુધી તેના સામે જોઈ રહ્યો. અંતે કિશોર પણ તેને ઓળખી એકાએક બોલી ઉઠયો:–"કોણ કનકસિંહ! ભાઈ તમે અહિંયાં ક્યાંથી?"

"હા! આ કમભાગ્ય કનકસિંહ!" તેણે કહ્યું.

"કનકસિંહ! રાજપુત્રી કમળના કાંઇ સમાચાર?" કિશોરે પૂછ્યું.

"હા! શું કહું? કહેતાં જીભ ઉપડતી નથી; રાજકન્યા હાલ પાપીના પંજામાં સપડાએલાં છે." કનકે જણાવ્યું.

"શું તે દુશ્મનના કેદખાનામાં છે?"

"હા, હાલ તો ત્યાંજ છે: પણ મારા સાંભળવા પ્રમાણે કાલે તેમનું ભયાનક રીતે મ્હોત થનાર છે."

"શું કમળનું મ્હોત!? અરે તેનું મ્હોત નીપજાવનાર આ જગતમાં કોણ છે?" કિશોર ઉશ્કેરાઇ જઇ બોલી ઉઠયો.

"આપના પાપી પિતાએ તે સુકોમળ રાજકન્યા પર રાજદ્રોહનો ગંભીર આરોપ મૂક્યો છે અને તેથી તેને જીવતાંજ ભીંતમાં ચણવાનો હુકમ કર્યો છે." કહી તેણે દુશ્મનો કમળને કેવી રીતે લઇ ગયા વગેરે બાબત કિશોરને કહી સંભળાવી.

"ઓહ! હું આ શું સાંભળું છું? ઓ કર્ણેન્દ્રિયો! તમે બહેરી થઇ જાઓ." આમ બોલતો કિશોર અત્યંત ગુસ્સે થઇ ગયો. તેનો હાથ કફનીમાં છુપાવેલી સમશેર તરફ વળવા લાગ્યો પણ કનકે તેને શાન્ત કર્યો.

"કનકના ઘામાંથી હજી રૂધીર વહેતું હતું તેથી કિશોરે તેને રત્નગઢમાં જઇ તેજસિંહને મળવાનું કહ્યું. કનકે તેમ કરવા ના પાડી અને કમળની શોધમાં તેની સાથે જવાની ઈચ્છા જણાવી. કિશોરે તેને સવિનય ના પાડતાં જણાવ્યું:–"કનકસિંહ! સેંકડો શીયાળવાંને સંહા-

રવા એકજ વનરાજ બસ છે. તમે નગરમાં જાઓ અને તમારા ઘા પર મલમપટા લગાવો કે જેથી જલ્દી આરામ થઇ જાય. દુષ્ટાત્માઓનું નિકંદન કાઢવાને આપણે હવે ટુંકમાંજ બીજું યુદ્ધ જમાવવાનું છે. હું અત્યારે અચળગઢ જાઉંછું અને રાજકન્યા કમળને પ્રભુ કૃપાથી જીવતી લેઈ આવુંછું. લ્યો રામ રામ." કહી કિશોર તેને મળી ભેટી અચળગઢના પંથે પળ્યો.

કનક પણ તે પછી વધારે વાર ત્યાં નહિ રોકાતાં ધીમે પગલે રત્નગઢ ગયો અને સેનાપતિ તેજસિંહને મળી સઘળા વર્તમાન જણાવ્યા.

---

## ૩૫

### કમળનું કલ્પાંત.

સીતાજીને શ્રીરામચંદ્રજી જેવા સમર્થ સ્વામી હતા, જનકરાજા જેવા જ્ઞાની પિતા હતા, વસિષ્ઠ મુનિ જેવા ત્રિકાળ જ્ઞાની ગુરૂ હતા; અને રાજવૈભવ સાથે સ્વર્ગીય સુખ હતું; છતાં ભાગ્યમાં લખાએલું દુઃખ મિથ્યા થયું નહિ.

તેવીજ રીતે અચળગઢના રાજમહેલની પાછલી બાજુના સુંદર બગીચામાં આવેલા પત્થરના એક નાનકડા ઓરડામાં એક યુવાન રમણીની સ્થિતિ હતી તે ગંભીર વિચારમાં લમણે હાથ ટેકવીને અશ્રુપાત કરતી હતી; તેનું સુંદર મુખ કરમાએલું જણાતું હતું. તે વારંવાર બ્હાવરા જેવી બની આમતેમ જોયા કરતી હતી અને આવેલી વિપત્તીનો વિચાર કર્યા કરતી હતી.

પ્રિય પાઠકો ! આ રમણી બીજી કોઈ નહિ પણ રાજકન્યા કમળકુમારી હતી. વિક્રમાજીતે તેને આ સ્થળે કેદ કરેલી છે. આ ઓરડામાં પૂરાએ તેને આજે બે દિવસ થઇ ગયા છે. આજેજ મધ્યાહ્નકાળે તેને જીવતી ભીંતમાં ચણવામાં આવનાર છે.

અત્યારે પ્રાતઃકાળનો રમણિય સમય છે. બગીચાનાં ફુલો ખીલી રહ્યાં છે. પક્ષીઓના મધુરા ટહુકાર કાનને આનંદ આપી રહ્યા છે. એવા સમયે કમળ ગમગીન ચહેરે તેના ઓરડામાં બેસી રહી છે. છેવટે

શોકનો ઉભરો સમાવી નહિ શકવાથી તે સ્વગત્ બોલવા લાગી:-"હા! વિધાતા! મારા કર્મના આ શા તમાશા? દરેકનાં દુઃખની અવધી હોય છે. અરેરે! માતા, પિતા અને ભ્રાતા વિનાની થએલી આ રાજપુત્રીને હવે કોઇનો પણ આધાર રહ્યો નથી. હાય! રાજલોભી વિક્રમાજીતના વિશ્વાસઘાતથી સમસ્ત રાજકુટુંબનો વિનાશ થઇ ગયો છે. અરેરે! તેમાંથી હું એકલીજ અભાગણી હજી સુધી જીવતી રહી છું. હાય! આ નસીબમાં જીવતાંજ ભીંતમાં ચણાવાનું નિર્માણ થયું છે. આ ભયાનક મૃત્યુ મુખમાંથી મને કોઈ બચાવનાર નથી. જેઓ બચાવનાર હતા તે સ્વર્ગમાં સિધાવ્યા છે. હા! કિશોર! તું મને એકલી મૂકી શા માટે જતો રહ્યો? આવ વ્હાલા આવ! એકવાર અહિં આવી નિહાળ કે તારી કમળની કેવી દુઃખદ અવસ્થા થઈ રહી છે." આમ બોલતી કમળ ઉભી થઇ ઓરડાની જાળી પાસે આવી અને બહાર જોવા લાગી. એ અરસ્સામાંજ નજીકના વૃક્ષ પર બેઠેલી એક કોયલ ટહુકાર કરવા લાગી. તેનો મીઠો સ્વર સાંભળી કમળ બેબાકળી બની બોલી ઉઠી:-"કોયલ! તારો ટહુકાર જો કે મધુરો છે પણ મને અત્યારે કર્કશ લાગે છે. તારો અવાજ અત્યારે મારૂં કાળજું વિંધે છે. તું બોલતી બંધ થા. મારા મૃત્યુ પછી તારે બોલવું હોય એટલા જોરથી બોલજે." કહી કોયલ સામે જોઇ રહી. કોયલ બંધ થવાને બદલે વધારે ને વધારે બોલવા લાગી. કમળ ગળગળી થઇ ગઈ. તે સજળ નયને બોલી:-"અરેરે! મારા દુઃખમાં આશ્વાસન આપનાર કોઇ નથી. આ રાંડ કોયલ પણ દુશ્મન બની મને સતાવ્યા કરે છે. ઓ ભીડભંજન ભગવાન! આ દુઃખયારી બાળા હવે તમારા શરણમાં છે." કહી કમળ બેફાટ કલ્પાંત કરવા લાગી. એવી અવસ્થામાં તેણે ઘણો સમય ગુજાર્યો. છેવટે મધ્યાહ્નકાળ થયો. વિક્રમાજીત તરફથી તેને લેઈ જવાનું ફરમાન આવ્યું. પહેરેગીરોએ તેના ઓરડાનું તાળું ઉઘાડી તેને બહાર કાઢી અને દોરડાંથી બાંધી. પછી તેને લેઈ તેઓએ રાજમહેલ તરફ ચાલવા માંડયું.

આ વખતે રાજમહેલના ચોગાનમાં વિક્રમાજીત ખુરશી નાંખીને

બેઠેલો હતો; તેના દશેક અંગરક્ષક સરદારો તેની પાછળ ઉભા હતા.

ત્યાં આગળ ઇંટો માટી અને ચૂનાનો ઢગલો તૈયાર કરવામાં આવ્યો હતો. ચણનારા બે કડીયા પણ કમળની રાહ જોઇને બેસી રહ્યા હતા. એવામાં કમળને લેઇ સિપાહીઓ ત્યાં આવ્યા. કમળ નીચું જોઇ ઉભી રહી. વિક્રમાજીતે તેની સામે જોઇ કહ્યું:—"છોકરી! તારો મૃત્યુ સમય હવે નજીકમાં આવી પહોંચ્યો છે. ત્હેં રાજઆજ્ઞાનો ભંગ કર્યો તેને માટે તને અત્યારે ભીંતમાં ચણવામાં આવનાર છે. બોલ તારે કંઇ કહેવું છે?"

"મારે કહેવામાં માત્ર એટલુંજ છે કે તું આ પૃથ્વી પર અવતરેલો એક રાક્ષસ છે. ત્હેં વિના કારણે લોહીની નદીયો વહાવી છે. મારાં જેવી નિર્દોષ કુમારિકાને પણ હજી જીવતી ભીંતમાં ચણાવવાનો ઇરાદો તું રાખે છે. વિક્રમ! તારા આ અક્ષમ્ય અપરાધ શ્રીહરી કદાપિ ક્ષમા કરનાર નથી. તું એમ સમજતો હોઇશ કે આ રાજ્ય હવે તું સુખેથી ભોગવી શકીશ! પણ ના ના, એમ સમજવામાં તારી મોટી ભૂલ છે. તું સુખ ભોગવવાને લાયકજ નથી. ત્હેં અનેક જનોના ખૂનથી તારા હાથ રંગ્યા છે: બસ એથીજ તારી પર કુદરત કોપશે અને અંતે તારૂં મૃત્યુ ભયાનક રીતે થશે. વિક્રમ! આ કકળતી આંતરડી તને શ્રાપ આપે છે કે તારૂં મ્હોત મારા કરતાં ઘણી ભયંકર રીતે થજો, અને તારા શબને કાગડા ગીધ ચુંથજો." વિક્રમ! મારૂં બોલવું અત્યારે તો તુચ્છ લાગતું હશે પણ પાપી! મારો શ્રાપ તને અવશ્ય નડશે ને તું થોડા દિવસમાંજ તેનો ભોગ થઇ મરશે. ચાલ હવે હું મરવાને તૈયાર છું." કહી કમળ વિકળ નયને તેની સામે જોઇ રહી.

વિક્રમાજીતના પાષાણ હૃદયમાં કમળના શબ્દોની કંઇ પણ અસર થઈ નહિ. તે ખડખડાટ હસી પડી બોલ્યો:—"છોકરી! મને લાગે છે કે તને ઉન્માદ વાયુ થયો છે. તું તારા ભાઇ, પિતા વગેરેના મરણથી ગાંડી થઈ ગઇ હોય એમ સમજાય છે. તારે હવે વધારે જીવવું સુખદાયક નથી."

"તે હું પણ કબુલ કરૂં છું કે મારા જીવનમાં હવે કાંઈ સુખ

રહ્યું નથી. હું મરવાને અત્યંત આતુર છું. ચાલ, કેટલી વાર ?" કહી કમળ રોષયુક્ત નેત્રે તેની સામે જોઇ રહી.

વિક્રમાજીતે તેને ભીંતમાં ચણી દેવા આજ્ઞા આપી એટલે સિપાહીઓ કમળને નજીકમાં તે કામને માટે નક્કી કરેલી એક ભીંત પાસે લેઇ ગયા. તે ભીંતમાં માણસનો આકાર સમાઈ રહે એવી રીતનો ખચકો કોતરી કાઢયો હતો. કમળને તે ખચકામાં બરાબર ઉભી રાખી તે વખતે તેણે પ્રભુનું સ્મરણ કરી આંખ્યો બંધ કરી દીધી. બંધ નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારા નીકળવા લાગી. વિક્રમાજીતે કડીયાઓને એકદમ તાકીદે કામ પૂરૂં કરી નાંખવા આજ્ઞા આપી દીધી. કડીયાઓ પોતાનાં ઓજાર લઇ ભીંત નજીક આવ્યા અને મજુરો માટીનાં કુંડાં ભરી ભરી તેમની આગળ મૂકવા લાગ્યા. કમળને પ્રથમ માટીથી ચણી પછી ઈંટો અને ચૂનેથી ચણવાની હતી. કડીયા માટીના લચકા નાંખવા લાગ્યા. કમળ શ્રીહરી, શબ્દનો ઉચ્ચાર કરવા લાગી. કડીયાઓએ ઝપાટાબંધ કામ કરવું શરૂ કર્યું. વિક્રમાજીત અને તેના સરદારો હસતે વદને એ દેખાવ જોઇ રહ્યા; આવો હૃદય ભેદક દેખાવ જોઇ ગમે એવા પાષાણ હૃદયના માણસનું પણ મન પિંગળ્યા વિના રહે નહિ. પરંતુ નરપિશાચ વિક્રમાજીતને તેની કંઇ પણ અસર થઇ નહિ.

"કમળનું શરીર કેડ બરાબર ભીંતમાં ચણાયું હશે તેવામાં એક અદ્‌ભૂત બનાવ બન્યો. દૂરથી એક ભગવાં વસ્ત્ર ધારી યોગી ત્યાં શ્વાસ ભર દોડી આવ્યો અને બોલ્યોઃ—"ઓ દુષ્ટાત્માઓ ! આ શું જુલ્મ ગુજારો છો ? આ સ્ત્રીની હત્યા શા માટે કરો છો ? ઓ નરાધમો ! સબુર કરો. તમારૂં કામ આટલેથીજ અટકાવો." કહી તે કોપપૂર્ણ નેત્રે કડીયાઓની પાસે જઇ ઉભો રહ્યો.

તે યોગીએ ભીંતમાં ચણાતી કમળ તરફ દ્રષ્ટિ કરી પણ તે બિચારી તો ક્યારનીએ બેશુદ્ધ થઇ ગઈ હતી. તેની દશા નિહાળી એ ભગવાંધારી યોગીને ઘણું લાગી આવ્યું. તેના કહેવા પ્રમાણે કડીયા લોકોએ તેમનું કામ અટકાવ્યું નહિ, તેથી તે ભગવાંધારી યોગીને અત્યંત ક્રોધ ચઢયો. તેણે તેના હાથમાં પકડેલો જાડો ડંડો બન્ને

કડીઆના માથા પર વારા ફરતી ઝાપટયો એટલે તેમના માથાનો ખુરદો થઈ ગયો અને બન્ને જણા જમીન પર પડી મુર્છિત થઇ તરફડવા લાગ્યા. આ બનાવ જોઇ સિપાહીઓ તે યોગીને પકડવા આગળ ધસ્યા. સિપાહીઓને આગળ આવતા જોઇ તરત તે ભગવાંધારી યોગીએ પોતાની કફનીમાંથી નાગની જીભ સમાન સમશેર બહાર ખેંચી કાઢી કહ્યું:—" ખબરદાર ! એટલેજ રહો. " આમ બોલી તે હાથમાં ખુલ્લી સમશેર પકડી ઉભો રહ્યો.

ખુરશીમાં બેઠેલો વિક્રમાજીત આ બનાવથી ઉશ્કેરાયો અને ભયાનક ગર્જના કરી તેની પાસે આવી બોલી ઉઠયો:—" અલ્યા યોગી તું કોણ મુઓ છે ? "

" તમારો કાળ હું કિશોર ! "

" ઓહ ! કોણ કિશોર ? " કહી વિક્રમાજીત બે ડગલાં પાછળ હઠી ગયો અને સૌ સ્તબ્ધ બની તેના સામે જોઇ રહ્યા.

---

૩૬

પિતા—પુત્ર.

સ્વદેશ પ્રેમી વીરલા, કદી ટરી નહિં જાય;
લાલચમાં લપટાવતાં, ધર્મ વિમુખ ના થાય.

કિશોરના એકાએક આગમનથી વિક્રમાજીત અને તેના સરદારો આશ્ચર્ય પામ્યા. સર્વના મનમાં ભયનો સંચાર થયો. તત્કાળ વિક્રમાજીત બોલી ઉઠયો:—" કિશોર ! આવી ઉદ્ધતાઇ તું કયાં સુધી કરીશ?"

" જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આ કિશોર સત્ય પંથેજ વિચરશે.' કિશોરે ગંભીર મુખે કહ્યું.

એમ કરવાથી તારે કેટલા બધા સંકટમાં સપડાવું પડયું છે તેનો કંઈ ખ્યાલ છે ? કિશોર ! તું મારો પુત્ર છે; પુત્ર પ્રત્યે રહેમ નજર રાખવી એ મારી ફરજ છે; માટે સમજી જા અને સુખી થવું હોય તો મારી આજ્ઞા પાળવાને તત્પર થા. તું જાણે છે કે હું હાલ મારૂં એ કરવાને સમર્થ છું. નાદાન છોકરા ! જો મારી હાકથી શત્રુઓ

થરથર કાંપે છે, મોટા ભડવીરો મારૂં નામ સાંભળતાંજ ચીસ નાંખી પાછા હઠી જાય છે એવો હું બળવાન છું માટે માની જા. છોકરા! હું જે કાંઇ કરૂંછું તે ફક્ત તારા ભલાને માટેજ. મારી પૂઠી આ રાજ્યનો વારસ પણ તુંજ છે એ તું જાણે છતાં શા માટે આવી ઉદ્ધતાઈ કરી સ્વર્ગ સુખને લાત મારવા ચાહે છે?" વિક્રમાજીતે શાન્તિથી કહ્યું.

"હું ઘણી સારી રીતે સમજુ છું કે તમે હાલ સૌ કાંઇ કરી શકવાને સમર્થ છો. તમારા એક શબ્દથીજ મહાન્ બળવીરોનાં શિર કપાઇ જવાનો સંભવ છે. તમે કહોછો કે સ્વર્ગ સુખનો શા માટે અનાદર કરે છે? તો તેના જવાબમાં તમને જણાવુંછું કેઃ—"સત્યને ચાહનારા વિરલ વીરો અધર્મથી આવી મળતા સ્વર્ગસુખને તૃણવત્ ગણે છે." પિતા! આ રાજ્ય તમારૂં નથી. તમે તો આ રાજ્યના સેવક છો. હું આપને હજી પણ બે હાથ જોડીને વિનંતી કરૂંછું કે જો ઇશ્વરનો ડર હોય તો આ દગાથી મેળવેલી રાજગાદીનો ત્યાગ કરો. આમ કરવાથી લોકોમાં તમારૂં સારૂં કહેવાશે. બાપુ! વિચારો! ક્ષણિક સુખના સ્વાર્થને અર્થે શા માટે દુષ્કર્મોમાં પ્રવૃત્ત થાઓ છો?" બાપુ:—

"આ જગતમાં બળવાન થઈ, જે ગર્વ અતિશય ધારે છે;
તેજ અભાગી કાળના મુખમાં, અંતે ફાંફાં મારે છે.
રાવણ જેવો મસ્ત દાનવ, શ્રીરામ હાથ હણાયો છે;
માટે સમજો મન વિષે, એ ગર્વ થકી શીદ રાચો છો."

વિક્રમાજીતઃ—કિશોર! બહુ થયું. તું લાંબું લાંબું બોલી જાણે છે એ હું સારી રીતે જાણું છું. આ સામે નજર કરી જો કે જે મારી આજ્ઞા ઉથાપે છે તે આવી રીતે જીવતાંજ ભીતમાં ચણાય છે.

કિશોરઃ—તમારૂં એ પાપકર્મ સાંભળીનેજ હું અહિં દોડી આવ્યો છું. પિતા! મને લાગે છે કે તમારી બુદ્ધિ બહેર મારી ગઇ છે. તમે એક નિર્દોષ કન્યાનો ઘાત કરી સ્ત્રીહત્યાનું મહા પાતક શિરે લેવાને ક્રૂર રાક્ષસ થઈ ઉભા રહ્યા છો; પણ યાદ રાખજો કે આ કિશોરના

દેખતાં તમારાથી એ રાજપુત્રીનો કદાપિ પ્રાણ લેવાવાનો નથી. હું તેના રક્ષણાર્થેજ અહિં આવ્યો છું અને આ હાથમાં સમશેર પકડી સ્વધર્મનું રક્ષણ કરવા તૈયાર થઈ ઉભો છું.

વિક્રમાજીત:—છોકરા! મને પણ લાગે છે કે તારો પણ કાળ હવે નજીક આવી પહોંચ્યો છે.

કિશોર:—સદાચરણી વીરોને તમારા જેવા વિશ્વાસઘાતીઓથી કંઈ પણ કરી શકાવાનું નથી.

> " ધર્મ નિપુણ જે વીરલા, તેનું કોણ લે નામ;
> તલવારો તુટી પડે, રક્ષક છે શ્રીરામ. "

" હજારો હાથવાળો ભયમાંથી ઉગારનારો ભગવાન સદા—સર્વદા સદાચરણી વીરોનું રક્ષણ કરવાને તત્પર રહે છે અને તેથીજ તે ભીડ ભયભંજન અને ભક્ત પ્રતિપાળ કહેવાય છે. તે જાણો છો?"

વિક્રમાજીત:—" બસ, તું એકદમ બોલતો બંધ થા. હું પણ હવે જોઉં છું કે તારો પ્રભુ તને કેવી રીતે મારા કોપમાંથી ઉગારે છે? બતાવ બતાવ, ઓ મૂર્ખ! તારો એ પ્રભુ ક્યાં છે?" કહી વિક્રમાજીત તલવાર ખેંચી તેની તરફ ધસ્યો.

કિશોર તરતજ ગર્જના કરી બોલી ઉઠ્યો:—" ખબરદાર! એક કદમ પણ આગળ વધશો તો નાહકની મારે પિતૃહત્યા કરવી પડશે. ઓ મદાંધ પિતા! ઓ પ્રભુનો તિરસ્કાર કરનાર પાપી પિતા! જુઓ જુઓ! મારો પ્રભુ આ રહ્યો. તે મારી આગળ પાછળ છાયારૂપે ફર્યા કરે છે. શું તમને ખબર નથી કે:—

> " જ્યારે થાય ધર્મનો છેદ અને અધર્મનો વિસ્તાર,
> ત્યારે મારા રામજી ધરે ધરા અવતાર;
> પાપી પ્રપંચી પીઠવા ને કરવા ભક્ત ઉદ્ધાર,
> ધર્મ સ્થાપવા ભુમંડળે પ્રભુ ધરે અવતાર "

એ પ્રભુએજ મારામાં અપૂર્વ બળ મૂકી મને અહિં મોકલ્યો છે; અને એના આધારથીજ આ સમશેર હાથમાં પકડી છે. પિતા! વધારે પાપમાં વિપરીત છે. આ તલવાર કાળો કેર કરનાર છે."

કહી કિશોર રક્ત નેત્ર તેની સામે જોઇ રહ્યો.

વિક્રમાજીત વિચારમાં પડી ગયો. તે સમશેરને મ્યાન કરી પુનઃ કહેવા લાગ્યોઃ—" કિશોર! તું હાથે કરીને શા માટે મ્હોતને આમંત્રણ આપે છે! તું મારૂં કહેવું માન. હું તને અત્યંત સુખી કરીશ."

કિશોરઃ—એક નરાધમ બાપનું કહેવું માની તેમના પાપમાં ભાગીદાર થઇ ક્ષણીક સુખ ભોગવવા કરતાં દુઃખ ભોગવવું હું વધારે પસંદ કરૂં છું. પિતા! તમારી સઘળી આશાઓ મનમાંજ સમાઇ જશે. આ કિશોરે દેશના ઉદ્ધાર માટે તન, મન અને ધન વગેરે સર્વસ્વ સમર્પ્યું છે. હું જીવીશ ત્યાં સુધી તમારા દરેક કામની આડે આવી ઉભો રહીશ અને અન્નદાતાનો નાશ કરી હરામની રાજગાદી લેનારને જડમૂળથી ઉખેડી નાંખવાના પ્રયત્નો કરતો રહીશ.

વિક્રમાજીતને તેનાં આ વચનો હાડોહાડ લાગી ગયાં. તેણે ભયાનક શબ્દે કહ્યુંઃ—" છોકરા! સમજ; બાજી હાથથી જાય છે. તું ધીમે ધીમે કાળચક્રના સપાટામાં સપડાતો જાય છે. શું તને મ્હોતનો ડર નથી?"

કિશોરઃ—ના, મૃત્યુથી ડરનારા તો તમારા જેવા પાપીઓજ હોય છે; આ કિશોરે જ્યારથી સ્વદેશના ઉદ્ધારની પ્રતિજ્ઞા કરી છે ત્યારથીજ તેણે મૃત્યુની સાથે દિલોજાન દોસ્તી બાંધી છે.

"એમ! તો ચાલ! આ સમશેરને સ્વાધિન થા." કહી પુનઃ વિક્રમાજીતે સમશેર ખેંચી;

કિશોર હાસ્ય કરી બોલી ઉઠ્યોઃ—" તમારી એ બુઠ્ઠી અને કલુષિત સમશેરને શા માટે વારંવાર બહાર કાઢો છો. તેનાથી આ કિશોર લગાર પણ ડરનાર નથી. ભયાનક કામ કરનારી સમશેર તો જુઓ આ મારા હાથમાં ચળકી રહી છે."

"ઓ પિતૃદ્રોહી! પિતાનું અપમાન કરતાં જરાએ લજવાતો નથી?" વિક્રમાજીતે ક્રોધ કરી કહ્યું.

"હું એક પિશાચને પિતા તરીકે માનતોજ નથી. મારો પિતા તો પ્રભુ છે." કિશોરે જણાવ્યું.

"ત્યારે હું કોણ ?' વિક્રમાજીતે ભયાનક બૂમ પાડી પૂછ્યું.

"તમે એક ઝેરી નાગ છો, માનવના અવતારમાં નરપિશાચ છો, મારા અને સ્વદેશ વીરોના ઘાતક છો, અરે! લોહીના તરસ્યા રાક્ષસ છો. યાદ રાખજો કે જેની ઉપર શ્રી ભગવાનની સંપૂર્ણ કૃપા છે તેની આગળ તમારા જેવા પાપીઓ ધૂળ ફાકે છે. હા! ધિક્કાર છે તમને કે જે રાજના અન્નોદકે તમારાં હાડ ચામ બંધાયાં છે, તેનોજ તમે નાશ કરવાને તત્પર થયા છો. ઓ બેવફા! વિચાર તો કરો કે તમે મહારાજા અંગારસિંહના કેટલા ઉપકારો તળે દબાએલા છો. હા! તે ઉપકારનો બદલો સ્વાર્થ આગળ અદ્રશ્ય થયો છે. હાય! આવું કાળું કર્મ કરી તમે તમારા શુદ્ધ વંશને લાંચ્છન લગાડયું છે. ઓ મોહાંધ પિતા! તમે વિષયની તૃષ્ણાથી એક ઝેરી નાગણના કૃત્રિમ રૂપમાં અંધ થઇ ડુબ્યા છો: હા! તેથીજ જીવતાં નર્કમાં પડયા છો." આટલું લંબાણ ભાષણ કરી કિશોર તેનાથી દૂર ખસી ઉભો રહ્યો.

વિક્રમાજીત ક્રોધથી લાલચોળ થઇ ગયો. તે સમશેર ઉંચી કરી કિશોર તરફ ધસ્યો એટલે પાસે ઉભેલા સરદારોએ તેનો હાથ પકડી કહ્યું:—"હાં, હાં, આ શું કરો છો? કિશોર અલ્પનો છે." આમ કહી તેમણે પુનઃ તેને ખુરશીપર બેસાડયો. બાદ એક સરદારે આગળ આવી કહ્યું:—"કિશોરસિંહ! બાળકબુદ્ધિ શા માટે કરો છો? લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે મુખ ધોવા શા માટે જાઓ છો? આ મોટા રાજ્યના માલિક તમારા પિતા જ્યારે તમારા ઉપર સુખનો વરસાદ વરસાવવાને તૈયાર થયા છે ત્યારે તમે તેમનો તિરસ્કાર કેમ કરો છો?

કિશોર:—હું મારા ધર્મને સો સુખ કરતાં શ્રેષ્ઠ સમજું છું. હું તમારા જેવા નિમકહરામીઓની માફક ખુશામતથી મળતા સુખને ઠોકર મારૂં છું.

આથી પુનઃ વિક્રમાજીત ઉશ્કેરાઇ ખુરશી ઉપરથી ઉઠી બોલી ઉઠયો:—"બસ, હવે એ છોકરાના શબ્દો સહન થતા નથી. તેના પ્રત્યે દયા પણ હવે આ દેહમાંથી નાશ પામી છે."

કિશોરઃ હું પણ જાણું છું કે રાક્ષસના હૃદયમાં કદાપિ દયાનો સંચાર થઇ શકેજ નહિ.,

વિક્રમાજીતઃ-ઠીક છે. હું પણ હવે જોઉં છું કે તું તારી સ્વદેશભક્તિને કયાં સુધી સંભાળી રાખે છે?

કિશોરઃ-એક સમયે આ સકળ સૃષ્ટિ બદલાઇ જઇ ધર્મ, નીતિ અને સ્વદેશભક્તિનો નાશ કરવાનો પ્રયત્ન કરે તો પણ તે પરમાત્માની વિભુતી સ્વરૂપ સ્વદેશભક્તિનો કદાપિ નાશ થશેજ નહિ.

વિક્રમાજીતઃ-હું કેવો ભયંકર છું તે તું જાણે છે?

કિશોરઃ-હા, વિશ્વાસઘાત કરી અન્નદાતાનો નાશ કર્યો છે તેવા.

વિક્રમાજીતઃ-છોકરા! હું આ સમયેજ તારૂં ખૂન કરીશ?

કિશોરઃ-તો શું તેથી આ વીર ડરી જશે?

વિક્રમાજીતઃ-હજી કહું છું કે સમજ?

કિશોરઃ-ના, ના તેમ કદી બનશેજ નહિ.

વિક્રમાજીતઃ-બસ, આ છેલ્લોજ વિચાર?

કિશોરઃ-હા, જીવ છે ત્યાં સુધી એજ કરાર.

વિક્રમાજીતઃ-તું હમણાંજ મોતને શરણ થઈ જમીન પર પડીશ.

કિશોરઃ-પરવાહ નહિ. વીર પુરૂષો મરણના ભયે તેમના અચળ ટેકનો કદાપિ ત્યાગ કરતા નથી.

વિક્રમાજીતઃ-એમ! તો થા હવે તૈયાર અને બની જા આ સમશેરના શિકાર.

કિશોરઃ-તે પહેલાં આ સમશેર કરશે તમારો શિકાર.

તત્કાળ વિક્રમાજીતે બૂમ મારી તેના સરદારોને કિશોર ઉપર તૂટી પડવાની આજ્ઞા આપી. સરદારો આગળ વધે એ પહેલાંજ એક ઘોડેસ્વાર દૂરથી બૂમ મારી દોડી આવતો જણાયો. "સબુર, ઓ નરાધમો! સબુર. તમારૂં દુષ્કર્મ થોડીવારને માટે અટકાવો.' આમ બૂમો પાડતો તે ઘોડેસ્વાર જોતજોતામાં ત્યાં આવીને ઉભો. સઘળા આશ્ચર્યચકિત થઇ ગયા. કોઈ એક શબ્દનો ઉચ્ચાર કરે એ પહેલાંજ એ વીર યોદ્ધાએ પેલી દિવાલ પાસે જઇ માટીના તાજા ચણતરને

ઉખેડી નાંખ્યું; અને બેશુદ્ધ કમળને ઉપાડી ઘોડે નાંખી ચાલવા માંડયું. તેણે જતાં જતાં કહ્યું કેઃ—"ઓ નામર્દો ! ટગર ટગર શું જોઇ રહ્યા છો ? આ કમળને હું લઇ જાઉંછું અને થોડા દિવસમાં તમારી ખબર લેવા પાછો આવીશ. આ વીરને ઓળખવો હોય તો ઓળખી લેજો. મારૂં નામ ગુલાબસિંહ છે અને આ પખવાડીયામાંજ વિક્રમાજીતનો મારા હાથથી વધ થનાર છે; માટે સાવધ રહેજો." કહી તેણે કિશોરને કંઇક ઈશારત કરી ઘોડાને એડી મારી દોડાવ્યો.

ઘોડો તેને લઇ વિજળીની ઝડપે અદૃશ્ય થયો. તેનું નામ સાંભળી સઘળા દિઙ્મુઢ બની ગયા; અને શું કરવું તેના વિચારમાં પડયા. તરત વિક્રમાજીતે સરદારોને તેની પાછળ દોડાવ્યા અને પોતે પણ તેની પાછળ જવાને ગુસ્સામાં ને ગુસ્સામાં મહેલ તરફ ચાલ્યો. તે જે કાર્યને માટે આવ્યો હતો તે કાર્યને પૂરૂં થએલું જોઇ કિશોરને આનંદ થયો. આ ગરબડનો લાભ લઈ તુરત તે ત્યાંથી પસાર થઇ ગયો. અચળગઢમાં દોડાદોડી થઇ રહી; પણ તેનું ફળ કંઇ પ્રાપ્ત થયું નહિ.

પેલી તરફ ગુલાબસિંહ કમળને લઈ એક પર્વતની ખીણમાં ઉતર્યો અને ત્યાંજ કિશોરની રાહ જોવા લાગ્યો. કિશોર પણ તેની ઈશારતથી સમજી તેજ જગાએ તેને આવી મળ્યો. બન્નેએ કમળને પાણી છાંટી સાવધ કરી. તે તેના વ્હાલા કિશોરને અને તેની જોડમાં ગુલાબસિંહને જોઈ આનંદ પામી. કિશોરે તેને સઘળી વાત જણાવી. રણજીત જીવે છે જાણી તેના આનંદનો પાર રહ્યો નહિ. તે પછી ત્રણ જણાં ત્યાંથી ચાલી રત્નગઢ આવ્યાં અને સહુ સ્નેહિજનોને મળ્યાં.

કમળને જોઇ રણજીતના આનંદનો પાર રહ્યો નહિ. તેણે કિશોરને ધન્યવાદ આપ્યો અને ગુલાબસિંહનાં વખાણ કર્યાં. બાદ સઘળાં એકઠાં થઇ ભાવિ યુદ્ધનો નિશ્ચય કરવા લાગ્યાં. એવામાં કંઇક યાદ આવતાં રણજીતે ગુલાબસિંહને બૂમ મારી પણ ગુલાબસિંહ ત્યાં ફરી જણાયો નહિ.

વાંચકો ! તે કયાં ગયો હશે ? શું તેની પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરવા—વૈરની વસુલાત કરવા તે ગયો હશે ?



## રાત્રિનું રહસ્ય.

" વિજોના વજ્રપાતોમાં, કદી વિશ્વાસથી ફરજો;
જણાતી ઝેરી જાતોમાં, ભલે વિશ્વાસ કંઈ કરજો.
છુપા શત્રુની વાતોમાં, કદી વિશ્વાસ કંઈ કરજો.
છતાં સ્ત્રી રાક્ષસી કેરો, ન સ્વપ્ને શબ્દ સાંભળજો. "

સ્વ. કવિ કાસરવાળા.

રાત્રિના બીજા પ્રહરનો સમય છે. ગાઢ અંધકાર અવનિપર પથરાયો છે. આ સમયે અગળગઢનો નવિન મહારાજા વિક્રમાજીત નિદ્રાને શરણ થઈ એક પલંગ પર પડેલો છે. જ્યારે સઘળે સ્થળે શાન્તિનું સામ્રાજ્ય છવાએલું છે ત્યારે પલંગ પર નિદ્રામાં પડેલા વિક્રમાજીતને શાન્તિ હોય એમ જણાતું નથી. તે વારંવાર ચમકી ઉઠે છે અને કંઇક બરબડી પાછો શાન્ત થઇ જાય છે. ધીમે ધીમે મધ્ય-રાત્રિનો સમય થવા આવ્યો છે છતાં પણ તેની એની એ સ્થિતિ છે. મહેલની નીચેના પહેરેગીરો પણ બેઠા બેઠા અર્ધ નિદ્રામાં ઝોકાં માર્યા કરે છે. આવે સમયે વિક્રમાજીતના મહેલ આગળ એક કાળી આકૃતિ આમ તેમ જોતી ધીમે પગલે ચાલી આવી અને ઝોકાં મારતા પહેરેગીરોની પાસે થઇને તેઓ જાણે નહિ એવી રીતે તે મહેલમાં પ્રવેશી. મહેલમાં પ્રવેશ્યા પછી તે ઝડપથી પગ ઉપાડી વિક્રમાજીતના શયનાલયમાં આવી ઉભી. શયનાલયમાં એક ઝાંખો દીપક સળગી રહ્યો હતો. તેના પ્રકાશમાં જોતાં જણાતું હતું કે અંદર આવેલી આકૃતિએ શરીર પર કાળો જબ્બો ઓઢેલો છે. તેના માથાના વાળ નાગની માફક તેની ગરદન પર ઝુકી રહ્યા છે. તેણે તેના મુખ પર કાળો રંગ ચોપડયો હોય એમ જણાય છે. તેની આંખ્યો ધગધગતા અંગારાની માફક લાલચોળ જણાય છે. તેણે તેના હાથમાં એક ખંજર પકડેલું છે. ઝાંખા પ્રકાશમાં પણ તેના હાથમાંનું ખંજર ચળકાટ મારી રહ્યું છે. આવી ભયાનક દેખાવની વિરૂપ આકૃતિએ વિક્રમાજીતના પલંગ પાસે આવી અટ્ટહાષ્ય કરી આત્મગત્ બોલવા માંડયું:–" હા ! આ પાપી કેવો શાન્તિમાં સુતો છે ? ઉંહ, ઓ વિશ્વાસઘાતી! હવે સદાને

માટે ઉંઘ. કારણ કે તું આજે મારા હાથથી સદાને માટે શાન્તિ પામવાનો છે. હું તારાં પાપ કર્મનો બદલો તને આ ક્ષણેજ આપુંછું." કહી તેણે તેનો વધ કરવાને ખંજર ઉંચું કર્યું; પણ એવામાંજ તેને કંઇક વિચાર સ્ફુરી આવતાં હાથને અટકાવી બોલીઃ—" અરે! હું આ શું કરૂં છું? નિદ્રામાં પડેલા માણસનો ઘાત કરવો એ ક્ષત્રિધર્મ વિરૂદ્ધની વાત છે. હું વીર છું. શું મારે આ નિદ્રામાં પડેલા પાપીનો આવી રીતે વધ કરવો ઉચીત છે? ના ના. રજપૂત વીરો શત્રુને સાધવ કરીનેજ મારે છે. લાવ ત્યારે હું પણ આ પાપીને જાગ્રત કરી તેના કર્મનો બદલો આપું." આમ નિર્ણય કરી તે તેને જગાડવાને તૈયાર થઇ. પણ એવામાંજ વિક્રમાજીતે ઓહ! શબ્દનો ઉચ્ચાર કરી પાસુ ફેરવ્યું. તે આકૃતિ મનમાં હાષ્ય કરી બોલીઃ—" હા! આ પાપીને નિદ્રામાં પણ સુખ મળતું નથી એમ જણાય છે. તેને કયાંથી સુખ મળે! તે તો ઘોર પાપી છે."

તે આકૃતિ આગળ બોલે એવામાં પુનઃ વિક્રમાજીત એકાએક જાગૃત થઇ પલંગમાં સફાળો બેઠો થઇ બોલી ઉઠયોઃ—" હા, ક્ષમા મને ક્ષમા કરો. લાંબા ભાલાથી મારૂં કાળજુ ન ભેદો." આમ બોલતો તે પલંગમાંથી નીચે ઉતરી ગભરાટથી ચારે તરફ જોવા લાગ્યો.

તેને જાગૃત થએલો જોઇ વિરૂપ આકૃતિ ત્યાંથી ખસી એક ખૂણામાં છુપાઇ ઉભી. વિક્રમાજીત આકુળ વ્યાકુળ થઇ ખુલ્લા ઝરૂખામાં આવી આમતેમ આંટા મારવા લાગ્યો. તે ચાર દિવસથી સ્વપ્નમાં લાગલાગટ ભયંકર દસ્યો દેખતો હતો. મહારાજા અંગારસિંહ તથા કલ્યાણસિંહનાં પ્રેતો હાથમાં લાંબા ભાલા પકડી તેને સ્વપ્નમાં સતાવતાં હતાં. તેમની સાથે બીજા અનેક મરણ પામેલા સરદારોનાં પ્રેતો પણ દોડી આવતાં અને તેના શરીર પર તલવારના પ્રહાર કરતાં હતાં. આવું દસ્ય જોઇ વિક્રમાજીત અવાચક બની જતો અને સ્વપ્નમાં હાય! ઓહ! વગેરે શબ્દનો ઉચ્ચાર કરતો. મહારાજા અંગારસિંહ વિકાળ સ્વરૂપે તેની સામે ઉભા રહી હાથમાંનો લાંબો ભાલો તેના શરીરમાં ખોસી કહેતા કેઃ—" પાપના પુતળા! ત્હેં વિશ્વાસઘાત કરી

રાત્રિના સમયે અનેક નિર્દોષના પ્રાણ લીધા છે તેની શિક્ષા તને ઘણી ભારે થશે. તારે ધગધગતા અગ્નિકુંડમાં પડવું પડશે. જે સમયે યમના દૂતો તને ભયાનક અગ્નિકુંડમાં નાંખશે તે સમયે હું અને મારા કલ્યાણ મારા તમામ સરદારો સાથે ત્યાં દોડી આવીશું અને દુઃખથી તરફડીયાં મારતા તારા શરીરમાં ઉપરા ઉપરી ભાલા ખોશીશું. એ નિમકહરામ ! તારૂં હવે આવી બન્યું છે. તારા મ્હોતનો પેગામ લઇ યમદૂત યમ દરબારમાંથી ક્યારના તારી તરફ આવવાને નીકળી ચૂકયા છે. બચ્ચા હવે સાવધ રહેજે. તારા નશીબમાં સુખે સૂવાનું લખાએલું નથીજ." આમ કહી તે પ્રેતાત્માઓ વારા ફરતી ભાલાના પ્રહાર કરી અદસ્ય થઇ જતા. તે પછી યમદૂતો આવતા અને તેના ગળામાં કાળપાસ ભરાવી તેને અત્યંત સતાવતા. આવાં ભયંકર દશ્યોથી વિક્રમાજીત જાગી ઉઠતો અને સર્વાંગે ધ્રુજી કરેલાં કર્મનો પશ્ચાત્તાપ કરતો.

આજે પણ તેની એવીજ દુર્દશા થઈ રહી હતી. તે ઉપર જણાવ્યા પ્રમાણે વ્યાકુળ મને ખુલ્લા ઝરૂખામાં આમતેમ ફરી કરેલાં કર્મને માટે પસ્તાવો કરી રહ્યો હતો; પણ તે પસ્તાવો હવે શા કામનો ? જે કપિંજલા તેને પ્રથમ અત્યંત પ્યારથી ચ્હાતી હતી તે કપિંજલામાં પણ દિવસે દિવસે ફેરફાર થતો તેને જણાતો હતો. વિક્રમાજીત દિવસ અને રાત્રિ મહારાજા અંગારસિંહ તથા કલ્યાણસિંહનાં પ્રેતને પોતાની આસપાસ જ્યાં જાય ત્યાં છાયારૂપે ફરતાં જોતો હતો. આજે તેને સ્વપ્નમાં અત્યંત ત્રાસ પડ્યો હતો તેથી તે ખુલ્લા ઝરૂખામાં આવી રસ્તા પર નજર નાંખી જોતો હતો. તેને એ રસ્તામાં પણ જાણે અસંખ્ય ભૂત ભમતાં હોય એવું જણાતું હતું. આથી તે ગભરાઈ બોલી ઉઠયો:–" હાય ! મરણ પામેલા સરદારો પ્રેત સ્વરૂપે મારા મહેલની આસપાસ ભમ્યા કરે છે. હાય ! હવે શું થશે ? હું ક્યાં જાઉં ? જવાનો એક પણ રસ્તો મને દેખાતો નથી. હું જ્યાં જ્યાં નજર ફેંકું છું ત્યાં ત્યાં ભયંકર ભૂતાવળ અને મરણ પામેલા વીર યોદ્ધાઓનાં પ્રેત ભમતાં જોઉં છું. હાય ! જે બળવાન વિક્રમાજીત કોઇનાથી ભય પામતો નહોતો; હા ! તેજ વિક્રમાજીતને તેનાં

કરેલાં પાપકર્મોએ નિર્માલ્ય બનાવી બહાવરો બનાવ્યો છે. હું પ્રેતાત્માઓને જોઈ ભય પામું છું—સર્વાંગે ધ્રુજુ છું. ઓ શાન્તિ! તું ક્યાં છે? આવ! મારી પાસે આવ! અને મને શાન્ત કર." એમ બોલતા વિક્રમાજીતની આંખોમાંથી દડ દડ આંસુ વહેવા લાગ્યાં.

ખૂણામાં છૂપાઈ ઉભેલી આકૃતિ મનમાં આનંદ પામી બોલી ઉઠી:—"ખરેખર! જે અવિચારી છે તે પાછળથીજ પસ્તાય છે. ઓ દુષ્ટ વિક્રમાજીત! તારૂં જ્ઞાન પાપકર્મ કરતી વખતે ક્યાં ગયું હતું? હા! રાજલોભના સ્વાર્થે તે નષ્ટ થયું હતું. દુષ્ટ! હવે તારો પસ્તાવો નકામો છે. તું જે શાન્તિને શોધે છે એ શાન્તિ હાલ મ્હેં પકડી રાખી છે. હું જ્યારે આ ખંજર તારા પેટમાં ભોંકીશ ત્યારે તે વગર બોલાવ્યે તારી પાસે આવી તને તેની શાન્ત છાયામાં સદાને માટે સુવાડશે." આમ આત્મગત્ બોલતી આકૃતિએ ગંભીર હાસ્ય કર્યું.

શયનાલયમાં એકાએક હાસ્યનો ધ્વની સાંભળી વિક્રમાજીત ચમક્યો. તે ધ્રુજતે પગલે પલંગ પાસે પાછો આવ્યો. તેના પલંગની જોડે કપિંજલાનો પલંગ પડયો હતો. "લાવ હું કપિંજલાને જગાડું." આમ વિચારી તે કપિંજલાના પલંગ પાસે ગયો; પણ અફસોસ! એ સમયે કપિંજલાનો પલંગ તેને ખાલી જણાયો. આથી તે બેબાકળો બની બોલી ઉઠયો:—"ઓહ! આ શું? કપિંજલા ક્યાં ગઈ? અરે તે મારી જોડના પલંગમાંજ સૂતી હતીને? શું તેને ભૂતાવળ તો નહિ ઉપાડી ગયાં હોય?" આમ તર્કવિતર્ક કરતો તે તેને ખોળવા લાગ્યો. છૂપાઈ રહેલી વ્યક્તિ પણ ધીમે પગલે તેની પાછળ પાછળ ભૂતની માફક ભમવા લાગી.

વિક્રમાજીત બે ચાર નાના ઓરડા જોઈ વળી એક મોટા ઓરડામાં આવ્યો તો તેને જોડના ખંડમાં હિંચકાનો ક્ચુડ ક્ચુડ અવાજ થતો સંભળાયો. "અરે આટલી મોડી રાત્રે મારા મહેલમાં હિંચકો કોણ હલાવતું હશે!" આમ મનમાં બોલી તેણે એક ફાટમાંથી તે જોડના ખંડમાં જોયું. અંદર જોતાંજ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સ્તબ્ધ બની ગયો. તેના શરીરમાંનું લોહી ઉડી ગયું. તે માથે બે

હાથ મૂકી: "ઓ પ્રભુ! આ શું?" કહી નીચે બેસી ગયો. તેની આંખોએ અંધારાં આવ્યાં. પુનઃ સાવધ થઇ તે તે ખંડમાં જોવા લાગ્યો.

વાંચકો! અંદરના ખંડમાં અલૌકિક બનાવ બની રહ્યો હતો. વિક્રમાજીતની પ્રાણપ્રિયા કપિંજલા અપૂર્વ શૃંગાર ધારણ કરી હિંચકા પર બેઠી હતી. તેની જોડે તેનો મનમાનીતો સેનાપતિ પ્હાડસિંહ તેના ગળામાં હાથ નાંખીને બેઠો હતો અને ખવાસણો તે બન્નેને હિંચકા નાંખતી હતી. બન્ને જણાં અનંગથી રંગાયાં હતાં. તેમની આંખો કામથી ચળકતી હતી અને એક બીજાને હાવભાવથી અનેક પ્રકારની ચેષ્ટાઓ કરી તેઓ ગમ્મત કરી રહ્યાં હતાં. આવો અદ્ભુત દેખાવ જોતાંજ વિક્રમાજીત દંડાગાર થઇ ગયો. તે આભો બની ધ્યાનપૂર્વક જોઇ રહ્યો. બાદ થોડીવારે હિંચકો બંધ થયો. કપિંજલા ઉભી થઇ અને પાસે ઉભેલી દાસીના હાથમાંથી ગુલાબનો હાર લેઇ પ્હાડસિંહના કંઠમાં પહેરાવતાં બોલી:—"વ્હાલા! મારા પ્રેમની નિશાનીમાં આ હાર ધારણ કરો. તમે મને અત્યંત પ્યારથી ચાહો છો તેનો બદલો હવે તમને જલ્દી મળશે. આપણે એક બીજાને ખાનગી રીતે ચાહીએ છીએ તે મને પસંદ નથી. હું થોડા દિવસમાંજ ધર્મઘેલા અને ભોળા મનના વિક્રમાજીતને ઝેર આપી પરલોકમાં મોકલી આપીશ અને તમારી સાથે પુનર્લગ્ન કરી અચળગઢની ગાદીએ બેશીશ. બોલો વ્હાલા પછી કાંઇ?" કહી કપિંજલાએ તેના કંઠમાં હાર પહેરાવ્યો. પ્હાડ-સિંહે તેના ગાલ પર ચુંબન લીધું. કપિંજલાએ ત્યાં ઉભેલી દાસીઓને કંઇક ઇશારત કરી કે જેથી તે પરિચારિકાઓ ઝગઝગાટ બળતા દીપકોને ગુલ કરી ત્યાંથી ચાલી ગઇ. તે દિવાનખાનામાં અંધકાર પથરાયો અને કપિંજલા તથા પ્હાડસિંહ દેખાતાં બંધ થયાં.

આવો દેખાવ જોઇ વિક્રમાજીતને અપાર ક્રોધ ચઢ્યો. તેનું સમસ્ત શરીર પરસેવાથી ભીંજાઇ ગયું. તેણે ગુસ્સાથી લાલ પીળો થઇ કમ્મર પર હાથ નાંખ્યો; પણ કમ્મરે સમશેર જણાઇ નહિ. તે કપાળે હાથ પછાડી બોલી ઉઠ્યો:—"હાય! મારા મહેલમાં આ શો પાપાચાર!"

"બસ એજ તારાં પાપકર્મનો ચમત્કાર!" ત્યાં છુપાઇ રહેલી

વ્યક્તિએ ગંભીર અવાજે કહ્યું.

"હેં! આ કોણ બોલ્યું?" કહી વિક્રમાજીત વ્યાકુળતાથી આસપાસ જોવા લાગ્યો પણ અંધકારમાં તે કાંઈ દેખી શક્યો નહિ. તે આત્મગત બોલવા લાગ્યોઃ—"હા! આજની રાત મારી શત્રુ થઈ પડી છે. નીચ કપિંજલા પણ આખરે પાપિણી બની છે. હાય! તે પાપીણીએ પાપાચારથી ભ્રષ્ટ થઇ મારા મહેલને અપવિત્ર કર્યો છે. ઓ પિશાચણી! ત્હેં મને પાયમાલ કર્યો. હાય! જીવતાંજ નર્ક-કુંડમાં નાંખ્યો. ઓ દુષ્ટા! તારા કૃત્રિમ પ્રેમમાં અંધ થઇ હું મહાન્ પાપી થયો. નિર્દોષનાં ખૂન કરી વિશ્વાસઘાતી થયો. હાય! હજી આ હાથ પર ખરડાયેલું લોહી પણ સૂકાયું નથી. ઓહ! હું શું કરૂં? મને કાંઇ સુઝતું નથી. હાય! કરેલાં પાપોનો પશ્ચાત્તાપ હવેંજ થાય છે. ઓ કપટી કપિંજલા! ત્હેં મને તારી કપટજાળમાં ફસાવી મારા અન્નદાતાનું મારા હાથેજ ખૂન કરાવ્યું. ઓ દુષ્ટ રાક્ષસી! હું તને આવી વ્યભિચારીણી નહોતો ધારતો! હાય! તારા સ્ત્રીચરિત્રથી હું જીવતાંજ મુઆ સમાન થઇ રહ્યો છું. હા! કુટિલ સ્ત્રીનો વિશ્વાસ કરવાથી આખરે આવુંજ પરિણામ આવે છે." આમ શોક કરતો વિક્રમાજીત બેશુદ્ધ જેવો બની બેશી ગયો. કુટિલ સ્ત્રી તેના સ્વાર્થને સાધવા અનેક પ્રયત્નો કરે છે. તેને માટે કહ્યું છે કેઃ—

" કદી નાથ કહી શીર હાથ ફરે, સ્મિત હાષ્ય થકી ઉંરા નાથ કરે;
કદી રાત પડે અતિ રીસ કરી, નિજ નાથ પરે તલવાર ધરે.
કદી નાથ પળે પરગામ વિષે, નવ નાથ જશો કહી આંખ ભરે;
પણ નાથ ગયા પછી નીચ ત્રિયા, નિજ યાર થકી વ્યભિચાર કરે.

જન જે નિજ નાર તણે વશ થૈ, તનને સ્નેહ ધરી અરપે;
પણ નાર નહિ દરકાર કરે, ઉપકાર નહિ હદયે કલપે.
કર વાઘ તણો વિસવાસ કરો, વળી સાપ મુખે જઈ હાથ ધરો;
સુણજો વિનતી દીન 'શંકર'ની, કો ન નાર તણો વિસવાસ કરો.

નીચું જોઇ બેઠેલો વિક્રમાજીત અપાર શોક કરવા લાગ્યો. તેની આંખો આગળ પડેલો અંધકારનો પડદો એકદમ દૂર થઇ ગયો અને

નવિન પ્રકાશ પડયો. તેં કરેલાં કર્મનો પસ્તાવો કરી માથું કૂટવા લાગ્યો. તેણે તેજ વખતે કપિંજલા અને પ્હાડસિંહનાં શિર છેદવાનો વિચાર કર્યો; પણ અંતે યાદ આવ્યું કે–"સાહસ કરવું ઠીક નહિ." ભલેને તે પાપનાં પુતળાંઓ આજની રાત આનંદ કરી લે. કાલ સવારમાં તે નિમકહરામ પ્હાડસિંહને પ્રજા સમક્ષ શૂળીએ ચઢાવીશ અને રાક્ષસી કપિંજલાને સિંહને સ્વાધીન કરીશ. "હાય! કિશોર! ઓ મારા વ્હાલા પુત્ર કિશોર! તારૂં કહેવું અત્યારે સત્ય થયું છે. હાય! તે ચંડાલણીએજ તારા પ્રત્યે વૈરભાવ સળગાવ્યો છે. ઓ મારા પવિત્ર પુત્ર! આજે આ અંધની આંખ્યો ઉઘડી છે. હાય! હવે હું તને કયાં આવી મળું?" આમ બોલતો વિક્રમાજીત અશ્રુશ્રાવ કરવા લાગ્યો. તે પછી થોડી વારે કંઈક વિચાર આવતાં તે ઉભો થયો અને મહેલની નીચે ઉતર્યો. ઝોકાં મારતા પહેરેગીરો તેનો પગરવ સાંભળી ચમકયા અને સાવધ થઇ ઉભા થઈ ગયા. તેમણે વિક્રમાજીતને જોઇ નમન કર્યું; પરંતુ વિચારની ધુનમાં તેમના સામે જોયા વિનાજ વિક્રમાજીતે મહેલના દરવાજા બહાર નીકળી સ્મશાન તરફ ચાલવા માંડ્યું. છૂપાઈ રહેલી વ્યક્તિ પણ તુરત બહાર નીકળી અને તેની પાછળ પાછળ તે જયાં જાય ત્યાં જવા લાગી.

વિક્રમાજીતને આટલી મોડી રાત્રે આવી હાલતમાં દરવાજા બહાર જતો જોઇ પહેરેગીરોને બહુ નવાઇ લાગી નહિ. કારણ કે વિક્રમાજીત બીજે ત્રીજે દિવસે આવીજ રીતે નગરચર્ચા જોવા નીકળી પડતો. તેની સાથે ફક્ત એકજ સરદાર જતો. આજે પણ તે નગરચર્ચા જોવા નીકળ્યો હશે ધારીને તે સિપાહીઓ પુનઃ નીચે બેઠા અને થોડી વારમાં તો પ્રથમની માફક ઝોકાં મારવા લાગ્યા. વાંચકો! ચાલો આપણે પણ વિક્રમાજીત તથા પેલી આકૃતિના પાછળ જઇએ.



## વૈરની વસુલાત.

કરૂં મુજ વૈરની વસુલાત ઝટપટ વિશ્વમાં વિખ્યાત;
પ્રગટ કરૂં ગુપ્ત સઘળી વાત ત્યારે મુજને થશે નિરાંત.

**વિક્રમાજીતની પાછળ ચાલી જતી આકૃતિ તેને સ્મશાન તરફ જતો જોઈ આનંદ પામી. તે આકૃતિ આત્મગત્ વિચારતી હતી કેઃ— "આજે મારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી થશે. વિશ્વઘાતી વિક્રમાજીત આજે આ પૃથ્વી પરથી સદાયને માટે વિદાય થશે. હા! સમય પણ કેવો અનુકુળ છે કે ભયાનક અંધકાર અને વળી નિર્જન સ્થાન! બસ એજ સ્મશાન ભુમિમાં હું પાપી વિક્રમાજીતને આ ખંજરથી પૂરો કરી મારા વૈરની વસુલાત કરીશ." આમ વિચારતી તે આકૃતિ તેની પાછળ ઝડપથી ચાલવા લાગી.**

રાત્રિ સમસમ કરતી વ્યતિત થતી હતી. આકાશમાં તારાઓ આછા આછા ઝગઝગી રહ્યા હતા એવા સમયે વિક્રમાજીત વિચારગ્રસ્ત ચિત્તે ઝડપથી દરવાજા બહાર ચાલ્યો જતો હતો. તે ચાલતો ચાલતો સ્મશાનભૂમિમાં આવી પહોંચ્યો અને આસપાસ જોવા લાગ્યો. મરણ પામેલાં મુડદાંનો ઢગલો હજી ત્યાંજ પડેલો હતો. તે સડી જવાથી તેમાંથી અપાર દુર્ગંધ નીકળતી હતી. વીર પુત્રોની એ દશા નિરખતાંજ વિક્રમાજીત જોરથી રડી પડયો અને નજીકમાં આવેલા એક વૃક્ષની ઓથે પડેલા પત્થર પર બેસી ચોધાર અશ્રુએ રડવા લાગ્યો.

વિક્રમાજીતની પાછળ ચાલી આવનાર આકૃતિ પણ આખરે ત્યાં આવી પહોંચી. મુડદાંનો મોટો ઢગલો જોઇ તે આકૃતિ બોલીઃ— "હા! આ રણયોદ્ધાઓની આવી દુર્દશા કરનાર વિક્રમાજીત! હવે તું પણ તૈયાર થા. તારી પણ આવીજ દશા થશે." આમ બોલી **તેણે વિક્રમાજીતને જોવા આમ તેમ નજર ફેરવવા માંડી; પણ ઝાડને ઓથે બેઠેલો વિક્રમાજીત અંધકારને લીધે દેખાયો નહિ. તે આકૃતિ બે ડગલાં આગળ વધી એટલે વિક્રમાજીત પત્થર પર બેઠેલો તેની નજરે પડયો. આથી તે આકૃતિ મનમાં આનંદ પામી બોલી ઉઠીઃ—" શત્રુ**

પાસે છે. બસ, તેનું મ્હોત હવે આ હાથમાં છે. એ નિર્દય ખૂની! તું અત્યારે જે આ એકાન્ત સ્થળમાં આવ્યો છે તે તારો કાળજ તને અહિં ખેંચી લાવ્યો છે. હા! તે પાપાત્મા મહાન્ વિચારમાં હોય એમ જણાય છે. તેનો વિચાર હવે થોડા વખતને માટેજ છે. દુષ્ટ વિક્રમાજીત! તારે હવે જેટલા વિચાર કરવા હોય તેટલા કરી લે: પછીથી તને સમય પ્રાપ્ત થનાર નથી; કારણ કે યમદૂતો તારી આતુરતાથી રાહ જોઈ રહ્યા છે. એ યમદૂતો! તમે થોડીક વાર સબુર કરો. હું હમણાંજ આ પાપના પુતળાને તમારા તાબામાં સોંપી દઉં છું. તમે..." તે આકૃતિ આગળ બોલે છે તે પહેલાંજ વિક્રમાજીત અત્યંત વિચારોથી કંટાળી ઉભો થઇ આકાશ સામે જોઈ બોલી ઉઠયો:—"હા! કપિંજલા! તને આ શું સૂઝયું? અરે! તારે શું વાતની ખોટ હતી કે તું આખરે પાપાચારમાં પ્રવૃત્ત થઈ! ઓહ! ત્હેં હાથે કરીનેજ મારૂં નિકંદન કઢાવ્યું છે. રાજભક્ત વીરોના મારા હાથથી સંહાર કરાવી આ વસુધા વીર વિનાની કરાવી છે. અરે! ત્હેં મને રાજદ્રોહી કહેવરાવી મારૂં મુખ સદાને માટે કાળું કરાવ્યું છે. હા! શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—"સ્ત્રીનો વિશ્વાસ રાખનાર આખરે નાશ પામે છે. સ્ત્રી કોઇની થઇ નથી અને થનાર પણ નથી." હા, એ સિદ્ધાંત મારા સંબંધમાં સત્ય થાય છે." આમ વિચાર કરતા વિક્રમાજીતની આંખોમાંથી ખળ ખળ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. પુનઃ તેના મુખમાંથી શોકોદ્દગાર નીકળવા લાગ્યા:—

નારી સારી નંવ ગણ્યા, નારી નર્કની ખાણ;
નારીના વિશ્વાસથી, નિશ્ચે ખોસો પ્રાણ.

નારી નાગણી કુળ કાપણી નહિ આપણી થશે સાપણી:—નારી
નરને નચાવે ભારી, નયનની કટારી મારી;
આજ મારી, કાલ તમારી, રમે જારી ન્યારી;
કુલટા કોઈની નહિ થનારી ભુખી વાઘણી:—નારી.

રા. પાગલ.

"હા! એ નિષ્ઠુર હૃદયની નીચ નારી કપિંજલા! ત્હેં ગજબ

કર્યો છે. અરે ! તારા કરતાં વિષધર નાગ સારો કે તેના દંશ માત્રથીજ પ્રાણ પરલોકે પ્રયાણ કરી જાય છે; પણ તારા ઝેરી પ્રપંચથી તો મારે રીબાઇ રીબાઇને મરતાં સુધી ચોધાર અશ્રુએ રડવું પડશે. હાય ! મારાં પાપનું પ્રાયશ્ચિત્તજ નથી. હા..."

વિક્રમાજીત આગળ બોલવા જાય છે એવામાંજ પેલી આકૃતિ બોલી ઉઠી:—"તારાં પાપનું પ્રાયશ્ચિત્ત આજેજ પૂરૂં થશે. વિક્રમાજીત ! શા માટે શોક કર્યા કરે છે ?" આમ કહેતી તે આકૃતિ તેની સન્મુખ આવીને ઉભી રહી.

કાળી રાત્રે સ્મશાનમાં આવી રીતે એકાએક વિરૂપ આકૃતિને પોતાની સમક્ષ ઉભેલી જોઈ તેના હૃદયમાં ભયનો સંચાર થયો; તે એકદમ ઉભો થઈ ચીસ પાડી બોલી ઉઠ્યો:—"હાય, આતો ભૂત !" કહી તેણે પાછે પગલે નાસવા માંડયું.

તરત તે આકૃતિએ તેની નજીક દોડી જઇ તેનું કાંડુ પકડી કહ્યું:—"વિક્રમાજીત ! મારાથી શા માટે ભય પામે છે ? અરે ! તું તો ઘણો બળવાન કહેવાય છેને ?"

"મ...મ મારૂં બસ નાશ પામ્યું છે. હું ઘણો દુઃખી છું." વિક્રમાજીતે ગભરાઇને કહ્યું.

"શું તું દુઃખી છે ? બરાબર થવોજ જોઇએ. અત્યારે જે દુઃખ તને થાય છે તે તારાં કરેલાં પાપકર્મની સજા છે. ઓ ઘોર પાપી ! હું તને સારી રીતે ઓળખું છું. તું આ રાજ્યનો દગાથી થઇ પડેલો રાજા છે. ત્હેં અનેક માણસોનાં લોહી વહાવ્યાં છે: કેમ ખરૂંને ?" કહી તે આકૃતિએ તેનો હાથ હલાવી પૂછ્યું.

વિક્રમાજીત જો કે બળવાન હતો પણ આ વખતે તો તે ભયથી ધ્રુજતો હતો. તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો:—"આપ ભૂત હો વા પ્રેત હો પણ મને ક્ષમા કરો. હું અત્યારે પશ્ચાત્તાપથી પૂર્ણ પસ્તાઉં છું. મને મૂકી દો—મને જવા દો."

"વિક્રમાજીત ! નગરમાં જવાની વાત અત્યારે મૂકી દે અને મને જણાવ કે હજુ કોઇ શિકાર બાકી રહ્યો છે ?" તે આકૃતિએ પૂછ્યું.

"શિકાર શાનો ?" વિક્રમાજીત ચમકીને પૂછવા લાગ્યો. ભાઇ ! તમે આ શું બોલો છો ? અરે ! તમે આ મરતાને શા માટે વધારે સતાવો છો ? તમે ભૂત છો યા પ્રેત છો ! કોણ છો ?

"હું ભૂત નથી, પ્રેત નથી પણ માણસ છું અને મારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરવા તારી પાસે આવ્યો છું." તે આકૃતિએ કહ્યું.

"શાની પ્રતિજ્ઞા લીધી છે ?" વિક્રમાજીતે પૂછ્યું.

"વૈરની વસુલાત કરવાની."

"તમારે કોની સાથે વૈર છે ?"

"ક્રૂર પાપાત્મા વિક્રમાજીતની સાથે વૈર છે ને તે હાલ મારા પંજામાં છે. કેમ પડીને સમજ ?"

"શું હું ?"

"હા ! તું પોતેજ."

"વારૂં તમે તમારૂં નામ તો જણાવો ?"

"શું તું આ ગુલાબસિંહ ફક્કડથી હજી અજાણ્યો છે ?" કહી તેણે ઓઢેલો જભ્ભો દૂર ફેંક્યો. તારાના ઝાંખા પ્રકાશમાં પણ વિક્રમાજીતે તેને ઓળખી લીધો.

તેણે થોડીક વાર કાંઇક વિચાર કરી પૂછ્યું:—"ગુલાબસિંહ ! તમે મારી મશ્કરી કરવા તો નથી આવ્યાને ?"

"હા, મશ્કરી ! બીજું શું ?" ગુલાબસિંહે ઠંડે પેટે જણાવ્યું.

"ખરેખર ! તમે મશ્કરાજ છો. ગુલાબસિંહ ! મ્હેં તમારી વીરતા રણભૂમીમાં સારી રીતે જોઇ છે. તમે વીર છો. ધન્ય છે તમને !" વિક્રમે તેનાં વખાણ કર્યાં.

"વિક્રમાજીત ! હું હમણાં પણ એવુંજ એક બીજું મહાન્ કાર્ય કરનાર છું કે જેથી જેટલા વીર યોદ્ધાઓ સ્વર્ગમાં ગયા છે તે સઘળા આનંદ પામશે અને મારા તે કામ માટે મને આશિષ દેશે. વિક્રમાજીત ! આપ મોટા રાજ્યના મલિક છો. હું તો એક હલકો સરદાર છું; પણ દૈવવશાત્ મારે આપનું કામ પડયું છે, માટે ન છૂટકે આપ મહારાજાશ્રીને પૂછુંછું કે આપ મારૂં તે કાર્ય પૂર્ણ કરશો કે

નહિ ?" ગુલાબસિંહે વ્યંગાર્થમાં પૂછ્યું.

"એક વીર યોદ્ધાનું દરેક કાર્ય કરવાને હું તૈયાર છું; સ્વદેશ-પ્રેમી વીરને કેમ સન્માન આપવું તે હું સારી રીતે સમજુ છું. તમારૂં કામ વગર સંકોચે મને જણાવો." વિક્રમાજીતે કહ્યું.

"મારે બે માણસને એક સંદેશો આપની સાથે કહેવડાવવો છે. હું આશા રાખુછું કે તે સંદેશો આપ જરૂર તેમને પહોંચાડશો."

"ઘણી ખુશીથી. આપનો એ સંદેશો કોને પહોંચાડવાનો છે? હું તેમને ઓળખું છું કે નહિ?"

"તમે તે માણસોને ઘણી સારી રીતે ઓળખો છો. તમે પણ તેઓનું એવું તો કામ કર્યું છે કે જેનાથી તેઓને આ દુનિયામાં કંઇ પણ કરવાનું હવે બાકી રહી ગયું નથી. તે માણસો તમારી મહેરબાનીથી હાલ નિવૃત્ત થઈ એક સ્થળે બેઠા છે અને મ્હારો સંદેશો સાંભળવાને આપની રાહ જોઇ રહ્યા છે."

"જ્યારે એમ છે ત્યારે તો હું ઘણી ખુશીથી તેમને તમારો સંદેશો પહોંચાડીશ. બોલો તેમનું શું નામ છે?"

"નામ સાંભળીને ચમકશો તો નહિને?"

"ના, મારે શા માટે ચમકવું જોઇએ?"

"તમારૂં મન હાલ સ્વસ્થ છેને? તમે તમારી સ્ત્રીનું પાપકર્મ નજરે જોઇ વ્યાકુળ બની ગયા છો તેથી કદાચ ચિત્ત ઠેકાણે ના હોય?" કહી ગુલાબસિંહ તેના સામે જોઇ રહ્યો.

"વિક્રમાજીત આભો બન્યો અને કપિંજલાનું કુકર્મ આને ક્યાંથી જાણ્યું હશે?' આમ તર્કવિતર્ક કરવા લાગ્યો.

પણ એટલામાંજ ગુલાબસિંહે કહ્યું:-"કેમ શું વિચાર કરો છો?"

"કાંઇ નહિ. તમારો સંદેશો જણાવો અને તે કોને પહોંચાડવો છે એમનાં નામ કહો."

સાંભળો ત્યારે. "જેને મારે સંદેશો પહોંચાડવાનો છે તેમનું નામ અંગારસિંહ અને કલ્યાણસિંહ છે." ગુલાબસિંહે શાન્તિથી કહ્યું.

"શું અંગારસિંહ અને કલ્યાણસિંહ? હાં! વારૂ તે કોણ?"

વિક્રમાજીતે અજાણતાનો ડોળ કરી પૂછ્યું.

"જેઓને તેં કાળી રાત્રે કપટથી સ્વર્ગમાં વિદાય કર્યા છે તે તારા અન્નદાતા અને તેમનો યુવરાજ. કેમ હવે ઓળખાણ પડીને? મારે તેમનેજ ~~સંદેશો~~ મોકલવાનો છે વિક્રમાજીત! તેમને સંદેશો પહોંચાડનાર તમારા સિવાય બીજો કોઈ મારી નજરમાં વિશ્વાસુ અને ઈમાનદાર માણસ જણાયો નહિ તેથીજ તમને આ કામ સોંપું છું. કેમ હવે સંદેશો પહોંચાડી શકાશે કે?"

"અરે ગુલાબસિંહ! તમે ગાંડા તો નથી થયાને?"

"તેની પણ હમણાંજ ખબર પડશે."

"તમારા બોલવાનો ભાવાર્થ કાંઈ સમજાતો નથી."

"તે હું તને હમણાંજ ખુલાસાથી સમજાવું છું. વિક્રમાજીત! તમારા બન્ને હાથ લાંબા કરો જોઈએ." આમ બોલતાં તેનું મુખ લાલચોળ થઈ આવ્યું. તેની આંખોમાંથી અગ્નિ ઝરતો હોય એમ જણાવા લાગ્યું.

"મારા હાથનું શું કામ છે?" વિક્રમાજીતે પૂછ્યું.

"તેને તમારા શરીરથી છુટા પાડવાનુંજ કામ છે." ગુલાબે કર્કશ સ્વરે જવાબ આપ્યો.

"કારણ?" વિક્રમાજીતે ગભરાઈને પૂછ્યું.

"કારણમાં એજ કે તે પાપી હાથે તેના અન્નદાતાનો ઘાત કર્યો છે."

"ગુલાબસિંહ! હું તારા મનનો ભાવાર્થ સમજી ગયો છું. તું અત્યારે મારૂં ખૂન કરવાને ચાહે છે: પણ જે વીર છે તે નિઃશસ્ત્ર માણસ સાથે કદી લઢી તેનું ખૂન કરતો નથી, પરંતુ સશસ્ત્ર લડીનેજ વૈરની વસુલાત કરે છે. ગુલાબસિંહ! હું હાલ શસ્ત્ર વિનાનો છું. તું જો કે મારૂં ખૂન કરીશ પણ તેમાં તારો વીરધર્મ હારીશ માટે મને હાલ તો જવા દે. તારી ઈચ્છા હોય તો ફરીથી આવજે." વિક્રમાજીતે બચાવનો રસ્તો કરવા માંડ્યો.

"આ ગુલાબસિંહ આજની વાત કાલ પર મુલતવી રાખતો

નથી; તેમ શસ્ત્ર વિહીન માણસની સાથે કદાપિ યુદ્ધમાં ઉતરતો નથી. વિક્રમાજીત ! હું તારી માફક વિશ્વાસઘાતી નથી. જો મારે તને દગાથી મારી નાંખવો હોત તો કયારનોએ તને તારા મહેલમાં ઉંઘતાંજ તારો શિરચ્છેદ કરી નાંખત. હું તારા મહેલમાંનું સઘળું ગુપ્તસ્થાન જોઇનેજ તારી પાછળ પાછળ આવ્યો છું. આ ગુલાબસિંહ વીર છે. લે, આ મારી સમશેર હું તને આપું છું, તે લેઈ મારી સામે લડવા તૈયાર થઇ જા. આજ આપણા બંનેના બળનો મુકાબલો છે. તેમાં હું નહિ કે તું નહિ. લે ઉપાડ આ સમશેર." કહી ગુલાબે મ્યાનમાંથી સમશેર ખેંચી તેને આપી.

વિક્રમાજીતે તરત હાથ લાંબો કરી તલવાર લેઇ લીધી અને સર્વ શોક વિસારી તૈયાર થઇ બોલ્યો:-"ગુલાબસિંહ ! તું ભીલ સરદાર છે. તું શું બોલે છે તેનું તને કાંઇ જ્ઞાન છે ?"

"ત્હેં કેટલા નિરપરાધી જનોનાં ખૂન કરી તેમને સ્વર્ગમાં મોકલ્યા છે તેનું તને કાંઇ ભાન છે ? જો તેનું ભાન તને હોય તો મને મારા બોલવાનું જ્ઞાન હોય !"

"મને તો તું દિવાનો થઇ ગયો હોય એમ સમજાય છે."

"ખરેખર ! તે દિવાનાનોજ તું અત્યારે શિકાર થઇશ એમ મને પણ જણાય છે."

"બસ ચૂપ થા. તું ખરેખરો મૂર્ખ છે."

"હું તો મૂર્ખ છું પણ તું તો વિશ્વાસઘાતી છે."

"ઓ બે અદબ ! આ વિક્રમાજીત તારો કાળ છે."

"આ ગુલાબસિંહ ફક્કડ કાળનો પણ મહાકાળ છે; માટે મૂંગો મૂંગો તારા બન્ને હાથ મારી સામે ધરી દે. ક્રૂર ! નરાધમ ! ત્હેં મહાન્ નીચતા કરી છે. આ શાન્ત હૃદયમાં આગના ભડકા સળગાવ્યા છે. ઓ રાજદ્રોહી ! હવે તારૂં આવી બન્યું છે."

"મારૂં કે તારૂં તેની થોડી વાર પછી તને ખબર પડશે. આ વિક્રમાજીત તને હમણાં આ તારીજ સમશેરથી જમીનપર લાંબો કરી સુવાડી દેશે."

"" તે પહેલાંજ આ ફકડનું તિક્ષણ ખંજર તારી છાતી ચીરી તારા લોહીથી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરશે. ચાલ સાવધ થા અને જોઇ લે, આ વીરનો સપાટો." કહી ગુલાબસિંહ તેની સામે ધસ્યો. એવામાં એકાએક તે બન્નેના શસ્ત્રો એક બીજાની સાથે અથડાઈ હાથમાંથી છુટી જમીન ઉપર પડયાં. બન્ને દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા. વિક્રમાજીત કાળસ્વરૂપ ધરી ગુલાબસિંહને વળગી તેને પૃથ્વી પર પછાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ગુલાબસિંહ તેના શરીર પર તેના મજબૂત હાથના પ્રહાર કરવા લાગ્યો. રાત્રિના શાન્ત સમયે સ્મશાન ભૂમિમાં બન્ને બળવીરોનું મહાન્ મલ્લયુદ્ધ મચી રહ્યું. યુદ્ધ ઘણી વાર સુધી ચાલ્યું. આખરે વીર ગુલાબસિંહે વિક્રમાજીતને કમ્મરમાંથી પકડી ઉંચો કરી નીચે પટકયો. વિક્રમાજીતે ભયાનક ચીસ પાડી. ગુલાબ અટ્ટહાસ્ય કરી તેની છાતી પર ચઢી બેઠો. વીર ગુલાબ આ સમયે ક્રૂર રાક્ષસ જેવો જણાતો હતો. તેણે નીચે પડેલા વિક્રમાજીતને ગડદા પાટુના પ્રહારથી અધમૂઆ જેવો કરી નાંખ્યો. વિક્રમાજીત દયાર્દ્ર નેત્રે તેની સામે જોઇ રહ્યો. એવામાં ગુલાબે નજીકમાં પડેલી સમશેર ઉઘાડી કર્કશ સ્વરે કહ્યું:—" ઓ વિશ્વાસઘાતી! ત્હેં આ સંસારમાં જન્મ લઇ એક પણ સુકૃત કર્યું નથી કે જેથી તારૂં નામ અમ્મર રહી જાય. ઓ દુષ્ટ! ત્હેં છળ-કપટથી નંદનવન સમાન શોભતા અચળગઢને વેરાન જંગલ જેવું બનાવી મૂકયું છે. વિક્રમાજીત! તારી આ દશા ફક્ત તારી સ્ત્રીના પ્રતાપેજ થઇ છે: પાપાત્મા! જે હાથથી ત્હે તે રાત્રે કત્લ ચલાવી હતી તેજ હાથ જો તારા શરીરથી આ ક્ષણેજ છૂટા થાય છે." કહી તેના બન્ને ખભા પર વારાફરતી સમશેરના ઘા કર્યા. વિક્રમના બન્ને હાથ છૂટા પડયા. તેણે કારમી ચીસ પાડી. ઘામાંથી લોહીના ફુવારા છૂટયા. તેની આંખ્યો ઉંચે ચડી જવા લાગી અને તેનું શરીર ખેંચાવા લાગ્યું.

ગુલાબસિંહના આખા શરીરમાં અત્યારે ક્રોધ પિશાચે પ્રવેશ કરી તેને અંધ બનાવ્યો હતો. તેણે ભયંકર ત્રાડ પાડી વિક્રમાજીતને કહ્યું:—" ઓ પાપી! ત્હેં ઘણાંજ દુષ્ટ કર્મ કર્યાં છે. ત્હેં એક કુટિલ

સ્ત્રીને આધિન થઈ તારા અન્નદાતાના પ્રાણનો નાશ કર્યો છે. હા ! ધિક્કાર છે તને અને તને જન્મ આપનારી તારી જનુનીને! નરાધમ! ત્હેં જેનું ખાધું છે તેનુંજ સર્વસ્વ નાશ કર્યું છે. હા ! તું જન્મતાંજ મૃત્યુવશ કાં ન થયો ? પિશાચ ! તારા જીવનની કંઈ જરૂર નહોતી. હા ! તારો રગેરગમાં રાજલોભનું વિષ સંચાર કરી રહ્યું છે. હું હમણાંજ તારા તે શરીરને વિષાંત્રહીન કરી નાંખું છું. વિક્રમાજીત ! કેમ આમ શાન્ત થઈને પડયો છે ? એક શબ્દ તો બોલ ! મરણ પછી બોલી શકાવાનું નથી. બોલ બોલ કંઈક તો બોલ !"

વિક્રમાજીત આ વખતે મરણ નજીક દેખતો હતો. તેની નાડીયો તૂટતી હતી. તે બળાત્કારે બોલ્યો:—"ગુલાબ ! મને માફ કર. હું તારો અને ઇશ્વરનો મહાન્ અપરાધી છું. ભાઈ ! મારું મરણ હવે મને પાસે દેખાય છે. તે પહેલાં મારા એ શબ્દો ધ્યાનથી સાંભળી લે. ગુલાબ ! મારા મૃત્યુ પછી તમે ખૂબ સાવધ રહેજો. પિશાચિની કપિંજલા ભયાનક ખેલ ખેલવાની છે. તે રત્નગઢના રાજ્યને પાયમાલ કરવાની છે. તેને માટે તેણે કેટલાએ દિવસોથી તૈયારીઓ કરી રાખી છે. તેના પાપી પિતાએ તેની ગયબી ગુફામાં મોટું સૈન્ય એકત્ર કર્યું છે. સઘળા ખંડીયા રાજા પણ સૈન્ય સાથે તે ગુફામાં પડાવ નાંખી પડ્યા છે માટે સાવધ. હવે મારાથી વિશેષ બોલી શકાતું નથી. મારો જીવ ગભરાય છે. હા ! તે પહેલાં હું તારી માફ માગું છું. હા, રામ... ર...ા...આમ. થઈ ચૂક્યું." વિક્રમાજીતે તેની સામે જોઈ રહીને દેહ છોડયો. હજી ગુલાબને ખબર નથી કે તે મરી ગયો છે. તેણે તો તેને ક્ષમા માગતો જોઈ કહ્યું:—"પિશાચરાજ ! તું ક્ષમાને પાત્ર છેજ નહિ. પ્રભુના દરબારમાં હજુ તારે ભયાનક શિક્ષા સહન કરવાની છે. દુષ્ટાત્મા ! જે સમયે ત્હેં કત્લ ચલાવી હતી તે સમયે ત્હેં કેટલાઓને ક્ષમા આપી હતી ? ખૂની ! તે વખતનો દેખાવ અત્યારે મારી નજરે તરી આવે છે. બસ, હવે તું પ્રભુના ધામમાં વિદાય થઈ જા." કહી ગુલાબસિંહે તેના ગળાપર સમશેરનો ઘા કરી તેના શિરને ધડથી જુદું પાડયું.




" જુઓ, આ રહ્યું તેનું માથું ! " કહી તેણે વિક્રમાજીતનું સુમનને બતાવ્યું. પાનું ૩૨૩ મું.

ગુલાબસિંહ તેની છાતી પરથી ઉભો થયો અને લોહી નીતરતા માથાને હાથમાં પકડી તેના સામું ઘણીવાર સુધી જોઇ રહ્યો. પછી તેણે માથું નીચે મૂકી ખોબામાં તેનું રૂધીર ભરી "આજે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ." કહી તે રૂધીરને જમીન પર રેડી દીધું. ગુલાબસિંહે ત્યાર-બાદ વિક્રમાજીતના શબને કાગડા–ગીધનું ભક્ષ થવાને ત્યાં રઝળતું રહેવા દઈ એકલું તેનું માથું હાથમાં પકડી રત્નગઢ તરફ પ્રયાણ કર્યું. તે મોટે મળસ્કે રત્નગઢમાં દાખલ થયો; અને પોતાને રહેવાને મુકામ આપેલા મકાન આગળ આવ્યો. આ વખતે સુમન જાગૃત થઈ હતી. તે ત્યાંનો ચોગાનમાં બેઠી બેઠી સુવાસિક પુષ્પોનો એક હાર ગુંથતી હતી. એકાએક તેની નજર ગુલાબસિંહપર પડી. તેને લોહીથી રંગાએલો જોઈ તે ચમકી. તે ઉભી થઈ તેની પાસે આવીને બોલી:–"ગુલાબ-સિંહ! અત્યારમાં કઇ તરફથી આવો છો અને આમ લોહીથી કેમ ખરડાયા છો?"

ગુલાબે સ્હેજ મ્હોં મલકાવી કહ્યું:–"સુમનસુંદરી! હું કાલ રાતનો મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને ગયો હતો. પ્રભુ કૃપાએ વૈરની વસુલાત થઇ ગઇ છે. નીચ રાજદ્રોહી પરલોકમાં પ્રયાણ કરી ગયો છે. જુઓ, આ રહ્યું તેનું માથું!" કહી તેણે વિક્રમાજીતનું માથું સુમનને દેખાડ્યું.

સુમન તેનાં કાર્યથી આશ્ચર્ય પામી બોલી ઉઠી:–"ધન્ય છે! યુદ્ધકુશળ સરદાર! તમને ધન્ય છે! તમે તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી. એક રાજદ્રોહીને આ ભૂમિ પરથી વિદાય કર્યો તેને માટે હું તમારા પર ઘણી પ્રસન્ન થઇ છું. લ્યો વીર સરદાર! આ વિજયની નિશાનીમાં હું આ સુવાસિક હાર તમારા કંઠમાં પહેરાવી તમને અભિવંદન આપું છું." કહી સુમને તેના કંઠમાં ફુલનો હાર પહેરાવ્યો.

સુકોમળ રમણીના કોમળ હસ્તસ્પર્શથી આ પ્રેમનો પ્રથમ અનુભવી કંઇક ઓરજ પ્રકારનો આનંદ અનુભવવા લાગ્યો. તેના શરીરમાં વિજળીની માફક પ્રેમપ્રવાહ ફેલાઇ ગયો. તેનાં નયનો જાણે તેનો ઉપકાર માનતાં ન હોય એવી રીતે તેની સામે જોઈ રહ્યાં.

સુમન હસતે વદને કહેવા લાગીઃ—" વીર સરદાર ! જો ભવિષ્યમાં દેશનો ઉદ્ધાર કરશો તો આ બાળા તરફથી એક બીજું અમૂલ્ય જીનકુસુમ પ્રાપ્ત કરશો; જેના વડે તમે આ સંસાર સુખમય ગુજારશો. " આમ કહી સુમન મૃદુ મૃદુ હસતી ત્યાંથી ચાલતી થઈ. ગુલાબ તેનું મર્મયુક્ત બોલવું સાંભળી વિચારમાં પડયો અને અંતે સુમનનાજ વિચાર કરતો મકાનમાં પ્રવેશ્યો. તે પછી તે સ્નાન કરી સારાં વસ્ત્ર પહેરી વિક્રમાજીતનું માથું એક નાનકડી પેટીમાં મૂકી તે પેટી સાથે રણજીત પાસે આવ્યો.

રણજીતને હવે પૂર્ણ આરામ થઈ ગયો છે. તેના ઘણા ખરા ઘા રૂઝાઇ ગયા છે. આ વખતે મહારાજા ચંદ્રકેતુ, કિશોર અને તેજસિંહ વગેરે સરદારો સવારનો નાસ્તો કરવાને ત્યાં એકઠા થઈ બેઠા છે. એવામાં વીર ગુલાબસિંહે ત્યાં પ્રવેશ કર્યો. તેને એકાએક આવેલો જોઈ સઘળા આશ્ચર્ય પામ્યા. રણજીત તેને જોતાંજ બોલી ઉઠયોઃ—" સરદાર ! આટલા દિવસથી કયાં ગયા હતા ? "

" મહારાજ ! હું મારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરવાને ગયો હતો. જુવો ! આ પાપીનું માથું. " કહી તેણે પેટીમાંથી પેલું માથું કાઢી સૌને બતાવ્યું.

રાજદ્રોહીનો નાશ થયેલો જોઈ સઘળાને અતિ આનંદ થયો. રણજીતે અને મહારાજા ચંદ્રકેતુએ તેને તેના તે કાર્ય માટે ધન્યવાદ આપ્યો. ગુલાબસિંહે સર્વ સમક્ષ વિક્રમાજીતે તેના મૃત્યુ વખતે કરેલી સઘળી વાત કહી સંભળાવી. તેની વાતથી સઘળા વિચારમાં પડી ગયા. બાદ રણજીતે કહ્યું:—" એકવાર અચળગઢને સ્વાધીનમાં લીધા પછી તે દુષ્ટ વિજયરાજને તેના તમામ સૈન્ય સાથે રણમાં રોળી નાંખીશું. હવે તો આપણે જલ્દી અચળગઢ પર ચઢી જવું જોઇએ. "

" આપ સર્વનો વિચાર હોય તો હું આજેજ અચળગઢ તરફ મારા ભીલ વીરો સાથે ઉપડી જાઉં. "

" ના, આપણે આજથી ચોથે દિવસે સઘળા સૈન્ય સાથે હુમલો કરીશું. કારણ કે વિક્રમાજીતના એકાએક મરણથી સાંનું મંડળ તેનો

શબની શોધ ખોળમાં પડશે અને તે ગરબડનો લાભ લેઇ આપણે ખાનગી રીતે એકાએક ચઢી જઈ વિજય મેળવીશું." સેનાપતિ તેજસિંહે જણાવ્યું.

"પણ એમ કર્યા વિના હું કહું એમ કરો તો?" આમ બોલતી સુમન ત્યાં આગળ આવીને ઉભી રહી.

ગુલાબસિંહ આંખ્યો ફાડીને તે સુંદરતાની દેવી સામે જોઇ રહ્યો. તેને ત્યાં આવેલી જોઇ મહારાજા બોલ્યા:—"બહેન! તું શું કહે છે?"

"બાપુ! મારો તો એવો વિચાર છે કે મોટા સૈન્ય સાથે અચળગઢ પર નહિ ચઢી જતાં આ કિશોરસિંહને ફક્ત પાંચસો બખ્તરીયા સાથે આપણા મહેલમાં આવેલી સુરંગની અંદર ઉતારી અચળગઢ મોકલવા અને ત્યાંથી ગુપચુપ બહાર નીકળી તે રાંડ કપિંજલાને તેના સરદારો સાથે કેદ પકડવી. આમ કરવાથી ઘણા માણસનું બળિદાન નહિ થતાં ધારેલું કામ જલ્દી પાર પડશે. કાં ગુલાબસિંહ મારૂં કહેવું બરાબર છેને?" કહી સુમને તેની સામે જોયું.

ગુલાબસિંહ બોલ્યો:—"હા, તમારૂં કહેવું બરાબર છે. આજથી ચોથે દિવસે સવારમાંજ કામની શરૂઆત કરવી. કિશોરસિંહે વીર યોદ્ધાઓ સાથે સુરંગમાં ઉતરી અચળગઢ જવું અને સુરંગમાંજ છુપાઇ રહેવું. તે રંડા હમ્મેશાં સવારના પહોરમાં તેના મકાનમાં દરબાર ભરે છે. તે વખતે હું તેના મહેલમાં આ પેટી લેઇને જઇશ અને તેના ધણીનું આ માથું તેને ભેટ કરીશ. માથું જોતાં તે ઉશ્કેરાશે અને ત્યારથીજ તેના માથે કાળચક્ર ફરતું તેને જણાશે. બાદ હું જોરથી રણશીંગુ વગાડીશ એટલે કિશોરે સુરંગમાંથી એકાએક નીકળી આવી તેને અને તેના સરદારોને પકડવા યા પૂરા કરવા. વળી સુરંગનું મુખ પણ તેના મહેલમાંજ આવેલું છે તેથી આપણને સર્વ વાતની સુગમતા પડશે."

તેનું કહેવું સર્વને પસંદ પડ્યું. સુમન ગુલાબ તરફ એક મીઠી નજર ફેંકી ત્યાંથી ચાલતી થઇ. બાદ સઘળા નાસ્તો કરી ભવિષ્યને માટે વિચાર કરવા લાગ્યા.

## કરણી તેવી પાર ઉતરણી.

દુષ્કર્મના કરનાર પર, કોપ કુદરત તણો થાતો;
કરેલાં કર્મનો બદલો, ખરેખર આ ભવે મળતો.

આજે ગત્ પ્રકરણમાં સંકેત કરેલા ચોથા દિવસનું પ્રભાત છે. આજે પાંચસો બખ્તરીયા રજપૂત વીરો કિશોર અને તેજસિંહની સરદારી નીચે સુરંગમાં આવી છૂપાઇ રહ્યા છે રણજીતસિંહ પણ તેમની સાથે આવી સુરંગના દ્વાર આગળ ઉભો રહી સમયની રાહ જોઈ રહ્યો છે.

"અહિં કપિંજલાના મકાનમાં પણ ધીમે ધીમે સરદારો પટાવતો વગેરે આવવા લાગ્યા છે. દરેક જણાએ શોકની નિશાનીમાં કાળો પોશાક પહેરેલો છે. વિક્રમાજીતના એકાએક મરણથી સઘળે હાહાકાર થઇ રહ્યો છે. તેનું મસ્તક વિનાનું ધડ સ્મશાનમાંથી ત્રીજે દિવસે જડવાથી કપિંજલાના કૃત્રિમ કલ્પાંતનો સુમાર નહોતો. તેણે વિક્રમાજીતના ખૂનીને ખોળી કાઢી તેને પકડવા અનેક માણસો રોક્યાં હતાં. વિક્રમાજીતનું શબ જે ત્રીજે દિવસે જડયું હતું તે મહા મુશ્કેલીએ ઓળખાયું હતું; કારણ કે તેની પર અનેક કાગડા અને ગીધોના ચંચુ પ્રહાર થયા હતા. શરીર પરનાં અમૂલ્ય આભુષણોથીજ એ માથા વિનાના ધડને સૌ કોઈ ઓળખવા પામ્યાં હતાં. તેજ દિવસે એ ધડને પૂર્ણ માનથી અગ્નિને સ્વાધિન કરવામાં આવ્યું હતું. સરદારો અને પ્રતિષ્ટીત નાગરીકો કપિંજલાને આશ્વાસન આપતા હતા. આખા નગરમાં ત્રણ દિવસ હડતાલ પાડવામાં આવી હતી. આજે ચોથા દિવસના સવારમાં કપિંજલા સર્વ સરદારોની સંમતિ લેઈ સિંહાસનારૂઢ થવાનો નિર્ણય કરનાર છે, તેથી તેના મકાનના વિશાળ દિવાનખાનામાં અનેક સરદારો અને નગરજનો આજ વિરાજમાન થયા છે. એક નરમ ગાદી પર કપિંજલા કાળું વસ્ત્ર પહેરી બેઠી છે. તેની જમણી બાજુએ સેનાપતિ પ્હાડસિંહ બેઠો બેઠો ઝીણી નજરે સર્વની નિરીક્ષા કરી રહ્યો છે. તેવામાં દ્વાર રક્ષકે અંદર આવી નમન કરીને જણાવ્યું કેઃ—"બહાર કોઇ એક સરદાર આવ્યો છે અને તે

આપને મળવા માગે છે "

"તેને અંદર આવવા દો." કપિંજલાએ આજ્ઞા આપી.

દ્વારપાળ નમીને ચાલતો થયો અને પછી થોડીવારે વીર ગુલાબસિંહ બગલમાં નાની પેટી મારી સર્વની વચ્ચે આવી ઉભો રહ્યો

ગુલાબસિંહને એકાએક ત્યાં આવેલો જોઈ તમામ સરદારો આશ્ચર્ય પામી બોલી ઉઠયા:–" અરે ! આતો ભીલ સરદાર ગુલાબસિંહ !"

તરત પ્હાડસિંહે પણ કપિંજલાના કાનમાં કંઇક ખાનગી વાત કહી જેથી કપિંજલાએ તેની સામે જોઈ પૂછ્યું:–" વીર સરદાર ! તમારૂં નામ ગુલાબસિંહ કે ?"

" હાજી."

" વારૂ અત્રે આપનું કેમ પધારવું થયું છે ?" કપિંજલાએ પૂછ્યું.

" વિક્રમાજીતનું એકાએક મરણ થએલું સાંભળી આપને આશ્વાસન આપવાને આવ્યો છું." ગુલાબે ગંભીરતાથી જણાવ્યું.

" શું દુશ્મન મિત્ર થઈ શકે ?"

" સમય આવ્યે તેમ પણ બની શકે."

" તમારો ઉપકાર થયો. ગુલાબસિંહ ! તમે ખરેખરા વફાદાર છો. તમારી બહાદુરીનાં વખાણ મારા સ્વામી મારી આગળ ઘણાંજ કરતા હતા. હું તમને જોવાને ઘણા દિવસથી આતુર હતી. સરદાર ! હવે જંગલમાં રહેવાનું મૂકી અમારા નગરમાં રહો. હું તમને મોટી પદવી આપીશ."

" હાલમાં મારૂં મન મુંઝાએલું હોવાથી હું આપની પદવીનો સ્વિકાર કરી શકું તેમ નથી."

તેના જવાબથી સઘળા સરદારો અને પ્રજાજનો સ્તબ્ધ થઇ ગયા. પ્હાડસિંહ તો ચિત્રવત્ બની એકી નજરે તેની સામેજ જોઇ રહ્યો. ગુલાબસિંહ મૂછોને વળ ચઢાવતો બારીક નજરે સર્વનું નિરીક્ષણ કરવા લાગ્યો. આખરે કપિંજલા બોલી:–" સરદાર ! આ અચળગઢની ભવિષ્યમાં થનાર મહારાણી તમારા પર અત્યારે પ્રસન્ન થઈ તમને સોનાના શિખરે ચઢાવવા તત્પર થઇ છે; છતાં તમે શા માટે ના

પાડો છો ? આવી અમૂલ્ય તક શા માટે વૃથા ગુમાવો છો ?"

"વીર યોદ્ધાને હમ્મેશાંજ અમુલ્ય તક હોય છે પરંતુ તેની તે દરકાર રાખતા નથી. આપ હજી ભવિષ્યમાં મહારાણી થવાનાં છો એમ કહો છો; તેથી હું તો તમે અચળગઢની ગાદી પર ભવિષ્યમાં બીરાજી શકશો કે કેમ તેના વિચારમાં છું."

'હેં !' સર્વ માણસોના મુખમાંથી ઉદ્દગાર નીકળ્યો.

કપિંજલા બોલી ઉઠી:—"તમારૂં બોલવું કંઇક ભેદભરેલું છે. માટે સ્પષ્ટ સમજાવો."

"સ્પષ્ટ સમજાવવામાં મઝા નથી. સમજવું હોય તો સમજી જાઓ કે તમે મહાન્ ગુન્હેગાર છો અને તેથીજ મહારાણી બની શકશો નહિ."

"શું હું ગુન્હેગાર છું ? સરદાર ! જણાવ કે મ્હેં શું ગુન્હો કર્યો છે ?" કપિંજલાએ ગુસ્સે થઈ પૂછ્યું.

"ન પૂછો, ઓ ખૂબસુરત બલા ! એ વાત અત્યારે ન પૂછો: કારણ કે તે વિસારે પડેલી વાતને તાજી કરતાં મહાન્ તોફાન જાગશે. તમારા આખા શરીરમાં તેથી ભડકા ઉઠશે અને તેમાં તમે અને આ તમારા સઘળા ખુશામતીયા સરદારો બળીને ભસ્મ થશો."

"ઓ સરદાર ! હજી ખુલાસાથી બોલ કે તું શું કહેવા માગે છે ? મને લાગે છે કે તું અહિં કોઈ મુદ્દાસરજ આવેલ છે."

"કારણ સિવાય કોઈ આવતુંજ નથી. હું આશ્વાસન આપવાને બ્હાને તમને ડહામ દેવાને આવ્યો છું. ઓ રાક્ષસી અબળા ! વિક્રમાજીતની દુર્દશા કરવામાં તું પોતેજ કારણભૂત છે." ગુલાબસિંહ ગર્જી ઉઠયો.

"ઓ મૂર્ખના સરદાર ! શું મારૂં અપમાન ?" કપિંજલા ગાદી પર ઉભી થઇ બોલી ઉઠી.

સઘળાં માણસો સ્તબ્ધ બની શું થશે એના વિચારમાં પડયાં. એવામાં ગુલાબસિંહ મોટેથી બોલ્યો:—"ઓ અભાગણી અબળા ! તારી ઝેરી જીભને આગળ વધતી અટકાવ નહિ તો પરિણામ વિપરીત

આવશે: ખરેખર ! જાતુ વિના ભાત પડતીજ નથી."

"ઓ હરામી ! તું પ્રાત:કાળમાં શા માટે મારૂં લોહી ઉકાળવા અહિં આવ્યો છે ? ભવિષ્યની મહારાણીનો તિરસ્કાર કરતાં તને કાંઇ શરમ આવતી નથી ? તારાં આવાં વચનોથી મારા સમસ્ત શરીરમાં ક્રોધની જ્વાળા વ્યાપી ગઇ છે. મારા એક બોલની સાથેજ તું હતો નહતો થઇ જઇશ."

"મારો વાંકો વાળ કરી શકનાર કોઈ અત્રે મુઓજ નથી. કપિંજલા ! આ વીર ઉપર પરમાત્માની પૂર્ણ કૃપા છે; પરંતુ તું જોતો ખરી કે કાળચક્ર ભમતું ભમતું તારી પાસે આવતું જણાય છે કે મારી પાસે. તું ભયાનક કાળથી ઘેરાતી મારી નજરે પડે છે. ઓ સ્વામીને અનીતિને પંથે ચડાવી પાયમાલ કરનારી પિશાચિની ! હું તને અને આ તારા ખુશામતીઆ સરદારોને તૃણવત્ ગણું છું. જો ! જો ! આ વીર સૌની વચ્ચમાં ઉભો રહી નિડરતાથી કેવો બોલે છે!" આમ બોલતો ગુલાબસિંહ ગુસ્સે થઇ કપિંજલા સામે તિક્ષણ નજરે જોઇ રહ્યો.

ત્યાં બેઠેલું સર્વ મંડળ તેનું આવી રીતનું બોલવું સાંભળી તેની પર ગુસ્સે થઈ ગયું. કપિંજલા પણ તેનાં વજ્ર જેવાં વચનો સાંભળી અતિ ક્રોધાયમાન્ થઈ અને છછેડાયલી નાગણ અને વિફરેલા વાઘની માફક તેની પાસે દોડી આવી. તે તેની સામે દાંત કચકચાવી બોલી ઉઠી:—"ઉદ્ધત સરદાર ! તારે મારા ભયાનક કેદખાનામાં સડી સડીને ભુંડી હાલતે મરવું પડશે. હવે તું અહિંથી જીવતો જઇ શકનાર નથી."

"ભાવિ મિથ્યા થતું નથી. જેમ નશીબમાં માંડેલું હશે તેમ થશે; પણ કપિંજલા ! સંભાળ તો ખરી કે તારા કુટેલ નશીબમાં કંઈક એવું લખાએલું ના હોય કે જેથી તારેંજ વિમાસવું પડે. કારણ કે મને તો આજે તારા નશીબની ઉથલપાથલ પ્રત્યક્ષ જણાય છે."

"શું તારી ઇચ્છા મને મારવાની છે ?"

"તને મારનાર શ્રી ભગવાન છે. તારા પાપથીજ તું તારા

હાથે કાળનો ગ્રાસ થનાર છે."

"હું મરૂંશું કે તું તે હું તને હમણાંજ બતાવું છું. હું આ પળેજ તારા રાઇ રાઇ જેટલા ટુકડા કરાવી છૂટા છવાયા કાગડાને ફેંકાવી દઉછું."

"બસ બસ બોલતો બંધ થા. આ દુનિઆમાં તો એવો કોઈ મરદ મારી નજરે આવતો નથી કે જે મારૂં મ્હોત કરી શકે."

મિથ્યા અભિમાન ના કર ઓ કુલટાઃ—

"મિથ્યા મદે લપટાઇને, શું કાળકા ફુલી થાય છે;
કુકર્મ કરતી કુલટા, જો મૃત્યુ નાદ સંભળાય છે."

ઓ પાપિણી! ઓ પિશાચિણી! ત્હેં જ્ઞાની અને પવિત્ર વિક્રમાજીતને ભ્રષ્ટ કરી નર્કમાં મોકલ્યો છે. સ્વામીને અધોગતિ પમાડનારી નારી! તને પારાવાર ધિક્કાર છે."

"અરે થઈજ ચૂક્યું. તારૂં આવીજ બન્યું ઓ મદાંધ! થા હવે તૈયાર: મારા હૃદયમાં આગ લગાડી તું હવે નથી જીવતો રહેનાર." કહેતાંજ તેણે પાસે બેઠેલા એક સરદારની કમ્મરે લટકતી તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી અને ગુલાબસિંહનો વધ કરવા તૈયાર થઈ ગઈ.

ગુલાબસિંહ વિકટ હાસ્ય કરી બોલી ઉઠ્યોઃ—"ઓ મૂર્ખ મદમસ્ત મહિલા! ઓ અધિકારમાં અંધ થએલી અબળા! સાહસ કરતા પહેલાં વિચાર કર. મારો કાંઇ તો તું કરી શકનાર નથી પણ આ વનરાજના પંજામાંથી તું કેવી રીતે બચાશ તેનો હજુ વિચાર કર."

આમ બોલી તેણે મૂછ પર હાથ નાંખ્યો અને પુનઃ બોલ્યોઃ— "ચાલ, ઓ નશીબના ચક્કરે ચઢેલી ચતુરા! તારાથી થાય એટલા રંગ થોડી વારને માટે કરી લે. હું તે રંગ જોવા માટેજ આવ્યો છું. કપિંજલા! સમય થોડો છે; એ થોડા સમયમાંજ તારે જે કરવું હોય તે જલ્દી કરી લેજે; પછીથી વખત નહિ મળે."

"અરે! આતો ઘણું ભયંકર અપમાન!"

"બસ, એજ તારા મ્હોતનો પેગામ."

"ઓ બેઅક્કલ ગુલાબ! એકદમ તારી જીભાન બંધ કર અને ખુલ્લેખુલ્લું જણાવ કે તારો અહિં આવવામાં શું ઉદ્દેશ સમાએલો છે?"

"હું તને વિક્રમાજીતનો સંદેશો પહોંચાડવાને આવ્યો છું. તેણે મને મરતી વખતે એક ચીજ આપી છે તે ચીજ તને પહોંચાડવાનેજ મારૂં અત્રે આગમન થયું છે."

"તેમણે તને શું ચીજ આપી છે?"

"એ ચીજ એવી છે કે જેને જોતાં વાર તું ચીસ પાડી બેશુદ્ધ થઇ જઇશ અને કદાચ તારા શરીરમાંનો પ્રાણપંખી પણ પલાયન કરી જશે."

"બહુ બોલ્યા સિવાય બતાવ કે તે શું ચીજ છે?"

"બતાવું છું. ઓ કુલટા! હું હમણાંજ તારી અંધ આંખ્યો ઉઘાડું છું." આમ કહેતાં ગુલાબે બગલમાં મારેલી પેટી નીચે મૂકી અને તેને ઉઘાડતાં પુનઃ તે કપિંજલા સામે જોઇ કહેવા લાગ્યો:—"કપિંજલા! આ પેટીમાંથી નીકળતી ચીજને પહેલાં તું ધ્યાનપૂર્વક જો અને પછીથી રો. આખરે તારી પણ આ પેટીની અંદર રહેલી ચીજના જેવીજ દુર્દશા થવાની છે એ નક્કી સમજજે." આમ કહી તેણે વિક્રમાજીતનું વિકાળ દેખાતું માથું પેટીમાંથી બહાર કાઢ્યું. કપિંજલાને તે માથું દેખાડતો તે બોલ્યો:—"આ ચીજને ઓળખે છે? હજી જો ન ઓળખી શકી હોય તો સાંભળ! આ તારા સ્વામી વિક્રમાજીતનું માથું છે."

"હા દૈવ! શું મારા નાથની આ દશા!" કહી કપિંજલા ચીસ પાડી માથા પર બન્ને હાથ મૂકી નીચે બેસી ગઈ.

પુનઃ ગુલાબસિંહ બોલ્યો:—"તે રાજદ્રોહી યમના કાળ પાસથી બંધાઈ નર્કમાં ગયો."

"ગુલાબસિંહ! બતાવ બતાવ, મારા સ્વામીનું ખૂન કરનારનું નામ ઇશ્વરની ખાતર બતાવ. હું તે ખૂનીનું લોહી પીવાને આતુર થઇ રહીશું." કપિંજલા ઉભી થઇ આર્તનાદે પૂછવા લાગી.

"શું તું હજી તે વીર પુરૂષને પણ ઓળખી શકી નથી? સાંભળ ઓ પિશાચિની સાંભળ! વિશ્વાસઘાતી વિક્રમાજીતનો વધ કરનાર હું પોતેજ છું." ગુલાબે નિર્ભયતાથી જણાવ્યું.

"અરે! શું ત્હેંજ તેમનું ખૂન કર્યું છે? અધમ! તેમણે તારૂં શું બગાડયું હતું?" કપિંજલાએ વ્યાકુળતાથી પૂછ્યું.

"તેણે મારૂં તો શું પણ આખા રાજ્યનું બગાડયું છે. તે રાજ્યના રીપુએ આ નંદનવન જેવા નગરને સ્મશાન જેવું બનાવી મૂક્યું છે. અરે! એથી પણ તેણે નહિ વિરામતાં રાત્રિએ કપટયુદ્ધમાં તેના અન્નદાતાનો તથા તેમના પાટવી કુમારનો ઘાત કર્યો છે. ઓ જીવતી ચૂડેલ! એ સઘળાં કારસ્થાનમાં તારોજ છૂપો હાથ હતો. તે આ વીર સારી રીતે જાણે છે અને એજ કારણથી આજે તને જડમૂળથી ઉખેડવા આ વીર અત્રે આવેલ છે." ગુલાબસિંહે ખુલાસો કર્યો.

કપિંજલા સ્તબ્ધ બની ગઈ. તેના ક્રોધનો પાર ન રહ્યો. થોડીક વાર સુધી કાંઈક વિચાર કરી બોલીઃ—"શું તું મને જડમૂળથી ઉખેડવા આવ્યો છે?"

"હા, હા. એક વખત કહ્યું છતાં સાંભળતી નથી?"

"ઓ ગુલામ! તું પણ હવે જાણી લેજે કે તારાથી જીવતા અહિંથી જઇ શકાવાનું નથી. શયતાન..."

"ચૂપ કર ચૂડેલ!" ગુલાબસિંહે ગર્જના કરી આગળ કહ્યું:— "જો વધારે પડતું બોલીશ તો આ પળેજ જીભ ખેંચી નાંખી બોલતી બંધ કરી દઈશ. અભાગણી! આ ઝેરી નાગ તને હવે સુખે રહેવા દેશે નહિ."

આવી રીતનું તેનું બોલવું સાંભળી સઘળા દિઙ્મુઢ જેવા બની બેસી રહ્યા; અને આજે અવશ્ય કંઈ નવા જુની થશે એમ ધારવા લાગ્યા. તેવામાં કપિંજલા ગુસ્સે થઇ બોલી ઉઠીઃ—"મારા બહાદુરો! આ અભિમાની સરદારને પકડી એકદમ મારી નાંખો કે જેથી તે બોલતો બંધ થાય."

કપિંજલાનું કહેવું સાંભળી સઘળા સરદારોએ ઉભા થઇ પોત-

પોતાની તલવાર પર હાથ નાંખ્યા; એટલે ગુલાબે ગર્જના કરી કહ્યું:– "ખુશામતથી પેટ ભરનારા નામર્દો! તમે રજપૂત નામને કલંક લગાડયું છે. તમે નકામા મ્યાન પર શા માટે હાથ મૂકો છો? અરે સંમશેરને બહાર ખેંચી કાઢવાની તાકાતજ તમારામાં ક્યાં બળી છે? જાઓ, ઘેર જીવતા જતા રહો નહિ તો આ મહેલમાં થનારી આજની મહાન્ ઉથલપાથલમાં તમે પણ લોહીથી રંગાઇ જશો. આ કપટી કપિંજલા પર કાળ રાહુ ઘેરાયો છે તેથી તમે જલ્દી નાશી જાઓ; નહિ તો તમે પણ કાળના ગ્રાસ થઇ નર્કમાં જશો." કહી ગુલાબે ગંભીર હાષ્ય કર્યું.

સરદારોએ ગુલાબસિંહના બોલવાથી ઉશ્કેરાઈ જઇ ઝપોઝપ મ્યાનમાંથી તલવારો ખેંચી કાઢી. ગુલાબ શૌર્યથી કંપતાં બોલી ઉઠયો:–"બસ હવે તમારૂં આવીજ બન્યું. તમારૂં પાપ પ્રકટ થઇજ ચૂકયું. જુઓ તમારી પર કોપેલી કુદરતનો ચમત્કાર." કહી તેણે તરતજ ખભે ભરાવેલું રણશીંગુ વગાડયું.

તેનો ગંભીર નાદ સર્વત્ર પથરાઈ ગયો અને એકદમ મહેલમાં કોલાહલ મચી રહ્યો. મહેલના ઓરડાનાં બારણાં ફટોફટ ઉઘડી ગયાં; અને જેમ દરમાંથી કીડીયો ઉભરાય તે પ્રમાણે સુરંગમાં છુપાઈ રહેલા રણવીરો અંદરથી દીવાનખાનામાં ધસી આવ્યા. કપિંજલાનું દિવાનખાનું બખ્તરીયા યોદ્ધાઓથી ખીચોખીચ ભરાઇ ગયું.

કપિંજલાના સરદારો તો આ ઓચિંતો બનાવ જોઈ ભયભીત થઈ ગયા અને તેમની તલવારો નીચે પડી ગઇ. પ્હાડસિંહ તો ધોળી પુણી જેવો બની આંખ્યો ફાડી એ અદ્દભુત ચમત્કાર જોઇજ રહ્યો. તેણે કપિંજલાની સામે જોયું પણ તે એક શબ્દ સરખો ભયથી બોલી શકી નહિ. ગુલાબસિંહે ભયભીત થઇ ધ્રુજતા સરદારો તરફ જોઇ કહ્યું:–"રજપૂત કુલાંગારો! તમારી બહાદુરી કયાં ગઇ? જો જીવવું હોય તો હથીઆરો નીચે મૂકી દો."

તરત દરેકે દરેક સરદારે ગુલાબસિંહના પગ આગળ હથીઆરો મૂકી દીધાં. તેનામાં કિશોરે ભૂખ્યા વરૂની માફક ત્યાં ધસી આવી

કપિંજલાના કેશ પકડી તેને જમીન પર પછાડી અને તેનો વધ કરવાને સમશેર ખેંચી, પણ પાછળથી રણજીતસિંહે ત્યાં દોડી આવી તેનો હાથ પકડી કહ્યું:—"કિશોર! સ્ત્રી હત્યા શાસ્ત્ર વિરૂદ્ધ છે. સ્ત્રીઘાતી મહા પાપી કહેવાય છે, માટે તારી શૂરી સમશેરને તે પિશાચિનીના રૂધીરથી કલંકિત કરીશ નહિ. તેને તો જન્મ પર્યંત કારાગૃહમાં પૂરી રાખવાની છે." કહી તેણે પોતાના ચાર સરદારોને કપિંજલા તથા પ્હાડસિંહને બાંધવાની આજ્ઞા આપી. સેનાપતિ તેજસિંહ વિષયરાજને ખોળવા લાગ્યો પણ તે આ વખતે અહિં નહોતો. તે હાલમાં ભાવિની મહાન્ ઉથલપાથલ કરવાના કાર્યમાં કોઈક અદ્‌ભુત જગાએ રોકાયો હતો.

રણજીતના સરદારોએ કપિંજલા તથા પ્હાડસિંહને દોરડાં વતી મજબૂત બાંધ્યાં અને રણજીતની આજ્ઞાથી તેજ વખતે તેમને જુનો મહેલ કે જ્યાં સૌથી પહેલાં મહારાજા અંગારસિંહે રંભા અને સુમનને રાખ્યાં હતાં ત્યાં લઈ જઈ કેદ કરવામાં આવ્યાં. તે મહેલની આસપાસ બસો સરદારોનો ખુલ્લી તલવારે અને ભરેલી બંદુકો સાથે પહેરો મૂકવામાં આવ્યો.

ત્યાર બાદ ભયભિત થયેલા સરદારોને યોગ્ય શીખામણ આપી રણજીતે વિદાય કર્યા. બિલાડીના પંજામાંથી ઉંદર ખસે એ પ્રમાણે સઘળા સરદારો અને પ્રજાજનો ત્યાંથી નીકળી પોતપોતાના મકાને આવ્યા. રણજીતે તેજ વખતે આખા નગરમાં શાન્તિનો ઢંઢેરો પિટાવી પોતાનો રાજ્ય અમલ જાહેર કર્યો. સઘળી પ્રજા આનંદ પામી જયજયકાર કરવા લાગી. રણજીતના આગમનથી અને કપિંજલાના કેદ પકડાવાથી શત્રુઓ મરણની બીકે નાશી ગયા. રણજીતે તે જાણવા છતાં તેમને ઉદાર દીલથી જવા દીધા. મહારાજા ચંદ્રકેતુ રંભા અને સુમનને લેઇ રત્નગઢથી અચળગઢ આવી પહોંચ્યા. વગર પ્રયાસે અને એક પણ માણસનું લોહી વહેવડાવ્યા વિના સઘળું કાર્ય નિર્વિઘ્ને પાર ઉતાર્યું તેને માટે સઘળાએ ગુલાબસિંહનો ઉપકાર માન્યો. ગુલાબે જવાબમાં જણાવ્યું કે તે ઉપકારને પાત્ર હું નથી પણ સુમનસુંદરી છે; કારણ કે તેમનીજ સલાહ પ્રમાણે વર્તવાથી સૌ કાંઇ બન્યું છે.

બાદ સૌએ પ્રભુની પ્રાર્થના કરી બીજે દિવસે મોટો દરબાર ભરી કપિંજલનો ન્યાય કરવાનો ઠરાવ કર્યો. તે પછી સઘળાં અન્ય કાર્યમાં પ્રવૃત્ત થયાં.

વાંચકો ! પ્રભુની લીલા ન્યારી છે. રણજીતે જે રાજ્યને માટે હજારો માણસોનો ભોગ આપ્યો હતો; તેજ રાજ્ય આજે તેને એક પણ માણસનું લોહી વહેવડાવ્યા વિના પુનઃ પ્રાપ્ત થયું.



## ૪૦

### દરબાર.

અકળ કળા છે ઈશની, કોથી નવ કળાય;
મનસુબા માનવ કરે, પણ ધાર્યું ધણીનું થાય.

આજ પ્રાતઃકાળથીજ અચળગઢમાં અપૂર્વ ધામધુમ થઈ રહી છે. પ્રજાજનો સારાં સારાં વસ્ત્રાભુષણ ધારણ કરી દરબારગઢ તરફ આવતા જણાય છે. શાન્તિ સૂચક વાજાં મધુર સ્વરે વાગી રહ્યાં છે. દરબારના વિશાળ ચોગાનમાં સૈનિકોની એક ટુકડી હારબંધ ગોઠવાઈને આવતા માણસોને અભિનંદન આપવાને ઉભી રહી છે. દરબારી હૉલ સામંતો, સરદારો, ભાયાતો અને અન્ય પ્રજાજનોથી ચિકાર ભરાઈ ગયો છે. સઘળા આતુરતાથી મહારાજા રણજીતસિંહના આગમનની રાહ જોઇ રહ્યા છે. એવામાં બહાર બંદુકોના બાર થયા. સઘળાને ખબર પડી કે મહારાજા પધારે છે. કિશોર અને તેજસિંહ તેમને લેવાને સામા ગયા. રણજીતસિંહે ગુલાબસિંહનો હાથ પકડી સભાગૃહમાં પ્રવેશ કર્યો. સઘળાએ ઉભા થઈ તેમને નમન કર્યું નમન પ્રતિકાર હસ્તે વદને વાળી રણજીતે મધ્ય ભાગે ગોઠવેલા સુવર્ણ સિંહાસન પર સ્થાન લીધું. રાજદ્રોહી વિક્રમાજીતના બેસવાથી ઝાંખું પડેલું સિંહાસન રણજીતના આરૂઢ થવાથી પુનઃ પ્રકાશમય જણાવા લાગ્યું. વીર ગુલાબસિંહ મહારાજાની જમણી બાજુએ આવેલા આસન પર બિરાજમાન થયો. બાદ થોડીવારે રત્નગઢના મહારાજા ચંદ્રકેતુ પણ સભામાં આવી પહોંચ્યા અને તેઓ પણ તેમને માટે અગાઉથી

તૈયાર કરેલા આસન પર બેઠા. સઘળે શાન્તિ છવાઇ ગઇ. રાજતિલક કરવાને હજુ અડધા કલાકના આશરાની વાર હતી તેથી કિશોરસિંહે ત્યાં હાજર રાખેલી નાયકાઓને સમયને અનુસરતું કાંઇ ગાયન ગાવાનું ફરમાવ્યું. નાયકાઓ સિંહાસન પર બેઠેલા મહારાજા તરફ ફરી ગાવા લાગી કે:—

" ગ્રહી નીતિનો પંથ, કરી ન્યારો કુછંદ,
કરો સફળ જીવન રસિક સજ્જન એ...
સુનીતિ આપો સદાયે કુનીતિ કાપો કૃપાએ,
નીજ હિત કરીયે...ગ્રહી.

ધન્ય ધન્ય રામ રાજ્ય, અનુકુળ સર્વ આજ,
સ્નેહે વિદ્યાને પુરણ પ્રસારીયે........
વિદ્યા વિશેષ વાધો કુધારો વામો,
નીતિનાં મૂળ ભરતખંડ માંહી જામો;
સાચો સુધારો સુધાથી ઉત્તમ છે.
વાત એ સાચી શીખ શુભ ધરીયે......ગ્રહી.

રા. પાગલ.

સંગીત સમાપ્ત થયું એવામાં રાજગુરૂએ ત્યાં પ્રવેશ કર્યો. રણજીતે તેમને નમન કર્યું. ગુરૂએ રણજીતના લલાટમાં ચાંલ્લો કરી તેને આશીશ આપી. પછી સભાજનો સામે જોઈ ગુરૂએ નીચે પ્રમાણે બોલવા માંડયું:—

પૃથ્વી વિષે પરમાર્થને વરનાર પુરૂષો પાકશે,
સતીઓ અને સન્મિત્રનો શુભ ધર્મ મનમાં રાખશે;
નીજ ધર્મમાં વર્તી વિવેકે સત્ય વાણી ભાખશે,
ત્યારે જશે દુઃખ ભ્રાન્તી ને સુખ શાન્તિનાં ફળ ચાખશે.

રા. પાગલ.

મહારાજનાં શિખામણ રૂપી શુભ વચનો પૂરાં થતાંજ સભાસદોએ " રણજીતસિંહની જય " પોકારી સભાગૃહ ગજાવી મૂક્યું. પુનઃ બંદુકોના બ્હાર થયા. આનંદનાં વાજીંત્ર જોરથી વાગવા લાગ્યાં.

બંદીવાનોને પણ આ ખુશાલીના પ્રસંગે મુક્ત કરવામાં આવ્યા. રણજીતે ખોબે ખોબે સુવર્ણ મ્હોરો વહેંચી ગરીબોને પ્રસન્ન કર્યા. ટુંકામાં મિટલુંજ કે સર્વને સર્વની યોગ્યતા પ્રમાણે પારિતોષિક આપી સંતોષ પમાડયા. તે પછી સેનાપતિ કિશોરસિંહને પ્રધાન પદે અને તેજસિંહને સેનાપતિ પદે નિયુક્ત કરી રણજીતે સ્વહસ્તે કિશોરને પોષાક અને તેજસિંહને રત્નજડિત્ર મુઠની સમશેર આપી. છેવટે વીર ગુલાબ-સિંહની બહાદુરીનાં વખાણ કરી તેને પણ સારી આવકવાળાં પાંચસો ગામ ઇનામમાં આપ્યાં. ગુલાબસિંહે તે લેવાને ના પાડી; પણ રાજહઠ આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. આ સૌ કાર્ય થઇ રહ્યા પછી રણજીતે કિશોરને આજ્ઞા કરી કે તમે જાઓ અને જુના મહેલમાં કેદ કરેલી કપિંજલાને તથા પહાડસિંહને અહિં લઇ આવો.

કિશોર ચાલ્યો ગયો. તેના ગયા પછી રણજીતે મહારાજા ચંદ્ર-ભાનુની સલાહ લઇ કિશોર સાથે કમળનો હસ્તમેળાપ કરવાનો ઠરાવ કર્યો. બાદ થોડીવારે કેદીઓને લેવા ગયેલો કિશોર ગમગીન ચ્હેરે પાછો આવ્યો. તેને એકલો જોઇ રણજીતે પૂછયું:—" કેદીઓ કયાં છે ? "

" મહારાજ ! કેદીઓ આપણા જુના મહેલમાં તો નથી. "

" હેં ! શું કેદીઓ ત્યાં નથી. " સર્વના મુખમાંથી એકજ ઉદ્ગાર નીકળ્યો. સઘળા ચોંકીને કિશોરની મુખમુદ્રા તરફ જોઇ રહ્યા.

" કિશોર ! ત્યાંના પહેરેગીરોના સરદારને બોલાવો." રણજીતે કહ્યું

" આ રહ્યો નામદાર." કહી તે સરદાર આગળ આવ્યો.

" કેદીઓ કયાં છે ? " રણજીતે ગુસ્સે થઇ પૂછયું.

' મહારાજ ! સેવક નિર્દોષ છે. આપણા પહેરેગીરો ત્યાંથી બિલકુલ ખસ્યા નથી. ગઇ મધ્યરાત્રે હું જ્યારે તેમની તપાસ કરવા અંદર ગયો તે વખતે તો તેઓ અંદર હતાં; પણ અત્યારે જ્યારે સેનાપતિ સાંહેબે ત્યાં આવી તેમને બહાર કાઢવાનું મને ફર્માન કર્યું ત્યારે તેમને લેવાને અંદર ગયો, તો અંદર કોઇ જણાયું નહિ. હું આખા મહેલના તમામ ભાગમાં ફરી વળ્યો પણ તેમનો પત્તો નજ મળ્યો. મહારાજા ! તેઓ આવી અચાનક રીતે ગૂમ થઇ ગયાં છે. તેમાં

આ સેવક બીન ગુન્હેગાર છે." સરદારે જણાવ્યું.

કારસ્થાની કપિંજલા ક્યાં ગઇ હશે? અરે! તે કેવી રીતે ગુમ થઇ હશે? તેના તર્કવિતર્ક થવા લાગ્યા. એવામાં તેજસિંહ કંઇક વિચાર કરી બોલ્યો:—"મને તો લાગે છે કે તે બન્ને જણાંએ જીવનથી કંટાળી પાછલી બાજુએથી ખીણમાં પડતું નાંખી આત્મત્યાગ કર્યો હશે."

"હા; એમ પણ મને." ગુલાબસિંહે અનુમોદન આપ્યું.

"મને પણ એમજ સમજાય છે; કારણ કે તે જીંદગીથી કંટાળી ગયેલાં હોવાં જોઇએ. તેમજ નીચ કૃત્યો કરનારનું મ્હોત પણ આખરે નીચતાથીજ થાય છે." મહારાજા ચંદ્રકેતુએ કહ્યું.

તે પછી રણજીતે કેટલાક સરદારોને મોકલી મહેલની પાછળ આવેલી ખીણમાં તપાસ કરાવી તો બન્નેનાં શબ ભયંકર હાલતમાં ત્યાંથી મળી આવ્યાં. તેમના આવી રીતના મરણથી રણજીતના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ. તેણે શબને અગ્નિદાહ દેવાની આજ્ઞા આપી. ભયંકર કારસ્થાનો કરનારાં આખરે આત્મહત્યા કરી હતાં નહતાં થઈ ગયાં.

× × × × ×

વાંચકો! તે પછી અપૂર્વ ધામધૂમથી કિશોર–કમળનો હસ્ત મેળાપ કરવામાં આવ્યો. આખા અચળગઢને રંગબેરંગી દીપકોથી દીપાવવામાં આવ્યું. રણજીતે કન્યાદાનમાં એક હજાર ગામ ઉપરાંત પુષ્કળ સોનામ્હોરો અને એક સુશોભિત મહેલ આપ્યો. વર–વહુ લગ્નની ક્રિયા થઇ રહ્યા પછી વડિલ જનોને પગે લાગ્યાં. વડીલોએ બન્નેને આશિષ આપી. આવી રીતે પ્રેમાભિલાષી પ્રેમિઓનું લગ્ન થયું તેથી અત્યારે તેમના આનંદનો પાર ન્હોતો.

લગ્નના ત્રીજે દિવસે મહારાજા ચંદ્રકેતુ રત્નગઢ તરફ ઉપડી ગયા. અને સર્વત્ર આનંદ પ્રવાહ રેલાઈ રહ્યો. નીતિવાનોનો અંતે વિજય થયો અને પાપીઓનો પરાજય થયો.



## ઉપસંહાર.

પ્રભુકૃપાએ રણુજીતનો વિજય થયો અને પુનઃ તેને રાજગાદી પ્રાપ્ત થઈ. રાજ્યના રીપુઓનો નાશ કરી રણઘેલા રજપૂત વીરોએ સ્વદેશ ભક્તિ દાખવી. કમળ–કિશોર લગ્નની પવિત્ર ગાંઠે જોડાઇ આનંદ કરવા લાગ્યાં.

વીર ગુલાબસિંહ થોડા દિવસ અચળગઢમાં રહી એક દિવસે સવારમાં સઘળાંને મળી ભેટી તેના બીજા વીરો સાથે પોતાના જંગલ–પ્રદેશમાં જવાને તૈયાર થયો. રણજીત અને કિશોરે તેને થોડા દિવસ વધારે રોકાવાને સમજાવ્યો પણ તેણે માન્યું નહિ અને જવાબમાં સવિનય જણાવ્યું કે "અમે તો જંગલમાં સારા."

સઘળાંએ તેને હળીમળી ફરીથી મળવાનું કહી રજા આપી. ગુલાબે જતી વખતે રંભા અને કમળને પોતાની યાદગીરીમાં એક એક હિરાજડીત્ર વીંટી આપી. રંભાએ તેને આશિષ આપી અને કમળે તેના કપાળમાં ચાંલ્લો કરી કહ્યું:–"વીરા ! ફરીથી તમો આવશો ત્યાં સુધીમાં હું તમારે માટે એક રૂપસુંદરી ખોળી રાખીશ હોં કે ?" કહી તે હસતી હસતી મહેલમાં ચાલી ગઇ. આ વખતે ગુલાબની આંખો ચારે તરફ ફરતી હતી. તે ઉપરથી અનુમાન થતું હતું કે તે કોઇને ખોળે છે. ખરેખર એમજ હતું. તે વીર સરદારની આંખો સુમનને ખોળતી હતી; પણ સુમન ત્યાં નહોતી. ગુલાબસિંહ તેને મળવાની ઇચ્છાથી તેના આવાસ તરફ ગયો. તેના ઓરડામાં પગ મૂકતાંજ ગુલાબસિંહની નજરે એક અલૌકિક દેખાવ પડયો. જે જોઈ તે ત્યાંજ ઉભો રહ્યો અને તેને આતુરતાથી નિહાળવા લાગ્યો.

અંદરના ભાગમાં સુમનસુંદરી એક હિંચોળાખાટ પર બેશી હિંચકા ખાતી ખાતી હાથમાં સિતાર પકડી એક મધુરૂં ગાન ગાતી હતી. એક પગથી હિંચકા નાંખી અને બીજો પગ ઉપર રાખી આ રમ્ય રમણી આનંદમાં ગાઈ રહી હતી. તેનો આ વખતનો દેખાવ ઘણોજ મનોહર લાગતો હતો; જાણે સાક્ષાત સરસ્વતી દેવી હાથમાં સિતાર પકડીને ગાતાં હોય ને !

ગુલાબસિંહ તો આ દેખાવ જોઈ આશ્ચર્યચકિત થઇ તેના મુખ સામેજ જોઇ રહ્યો. તેણે સ્વપ્ને પણ આવો દેખાવ જોયો નહોતો. તે તેના રૂપ અને ગાનની પ્રસંશા કરતો ઉભો રહી તેનું સંગીત ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. તે નીચેનું સંગીત ગાતી હતી.

" સાચા ક્યાંઈ ન પાછા પડશે, જુઠા જન જખ મારશે (૩)–સાચા.
જુઠાગ્રું જુઠાને નડશે, અંતે જુઠા હારશે.....................જખ.
વિપરીત ચાલ જગતમાં ચાલે, પાપી અધર્મી સુખમાં મ્હાલે;
ધર્મીને પહેલું દુઃખ સાલે, પણ પુંઠળ એ તારશે. (૩)–સાચા.
સોનાને સઘળા કોઈ તાવે, કરી કસોટી ખૂબ તપાવે;
દુર્જન વિણ કીંમત સજ્જનની, જગમાં કોણ વધારશે........સાચા.

ચિત્રકાર.

ગાન પૂરૂં થયું. હિંચકો પણ ધીમો રહ્યો. એટલે બહાર ઉભેલા ગુલાબસિંહે ખુંખારો કરી ઓરડામાં પ્રવેશ કર્યો.

તેને જોતાંજ સુમન સિતાર નીચે મૂકી ઉભી થઇ અને બોલીઃ– " વીર સરદાર! પધારો; આ હિંચોળાખાટ પર વિરાજો."

" હું તમારી રજા લેવા આવ્યો છું." ગુલાબે કહ્યું.

" શાની રજા ?" સુમને આશ્ચર્યતાથી પૂછયું.

" મારા પ્રદેશમાં જવાની."

" શું આજેજ જાઓ છો ?"

" હા, અત્યારેજ."

" ગુલાબસિંહ! તમારા જેવા વીરનો વિયોગ મને તથા મારી સખીને ઘણોજ અસહ્ય થઈ પડશે. સરદાર જ્યાં સુધી આપનું પુનઃ મિલન થશે નહિં ત્યાં સુધી આ મન અનેક સંકલ્પ વિકલ્પ કર્યાં કરશે. સરદાર! આ અનાથ બાળાને પ્રસંગોપાત સંભાળજો અને ક્વચિત દર્શનનો લાભ પણ આપજો." કહી સુમને તેને વિદાયગીરી આપી.

ગુલાબસિંહ તરતજ ત્યાંથી નીકળી ભીલ વીરો સાથે જંગલ–પ્રદેશ તરફ ગમન કરી ગયો. સુમન તેની નજર પહોંચે ત્યાં સુધી તેની પાછળ જોઈ રહી અને પછીથી પોતે પણ રંભાસુંદરી પાસે મહેલમાં ગઈ.

આનંદમાં સમય વ્યતિત થવા લાગ્યો. એક બીજાથી દૂર વસેલાં સુમન અને ગુલાબસિંહના હૃદયમાંનો સ્વર્ગીય પ્રેમ બન્નેને વિયોગાગ્નિથી સંતપ્ત કરવા લાગ્યો. આના પરિણામે ગુલાબસિંહને નિર્જન પ્રદેશમાંથી નીકળી સુમનસુંદરી પાસે આવવું પડ્યું. ઉભયનું સ્વર્ગીય મિલન થયું. હૃદયમાં શાન્તિ અનુભવાઇ. એક બીજાનું કુશળ પૂછાયું. સુમને હૃદય વેદના કરૂણ શબ્દોમાં સંભળાવી. ગુલાબસિંહ મૌન રહ્યો. તેને પણ હવે સુમન સિવાય સંસાર સુખરૂપ તરી શકવો અસંભવિત જણાયો. તેનું હૃદય સુમનથી એક પળ વાર પણ દૂર જવા ઇચ્છતું નહોતું. ઉભયની એકજ અવસ્થા હતી. છેવટે ગુલાબસિંહે પોતાનો પ્રચંડ હાથ લંબાવી સુમનને હૃદય સાથે દાબતાં કહ્યું:—“સુમન! દેવી! સુવર્ણ સમય આવી પહોંચ્યો છે, આ ગુલાબ દેની હૃદયદેવીનો આજે સત્કાર કરે છે. દેવકન્યા! આજથી તું મારી છે, હું તારો છું. આપણે નીતિમય જીવન આનંદમાં વિતાવી સંસારસાગર સાથેજ તરીશું.”

સુમનના આનંદનો પાર રહ્યો નહિ. ગુલાબસિંહના આગમનની વાત વિદ્યુતવેગે નગરમાં પ્રસરી ગઇ. સઘળાં મળ્યાં. બાદ મહારાજા સમક્ષ અપૂર્વ ધામધૂમથી દેશભક્ત ગુલાબસિંહ અને સુમનસુંદરીનું યથાવિધિ લગ્ન થયું. આનંદ છવાયો. દંપતિ સ્વર્ગીય સુખ ભોગવવા લાગ્યાં.

પાપી પ્રપંચી વિષયરાજ રાનેરાન રઝળી અંતે મહા બુરી દશાએ કાળને આધિન થયો. નીતિવાનોનો જય થશે અને પાપીઓનો વિધ્વંસ થશે. આમાંજ ન્યાય છે.

વ્હાલા વાંચક! અશાન્તિપૂર્ણ અચળગઢમાં હવે શાન્તિનું સામ્રાજ્ય છવાઇ ગયું અને સર્વ પ્રજાજનો આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યાં. ॐ **शान्ति शान्तिः !!**





# માનવ-શયતાન

અથવા

## પાપી પિશાચોની પ્રપંચજાળ.

આ નવલકથા એક વત્સલ દંપતિની પરસ્પર ગેરસમજ-સંદેહ પર ગોઠવવામાં આવી છે. લૉર્ડ નોરટન જે આ નવલકથાનો મુખ્ય નાયક છે તે એમ ધારે છે કે તેની સ્ત્રી 'એલન વિલિયમ નામના બીજા માણસને ચ્હાય છે; અ મારી સાથે લગ્ન કરી પસ્તાય છે.' એમ માની તે ભગ્ન હૃદયે તેની ઉપેક્ષા કરે છે. બીજી તરફ એલન માને છે કે, 'નોરટનનું મન લુઇસા નામની કોઈ સ્ત્રી ઉપર લાગ્યું છે, અને તેથીજ એ મારી ઉપેક્ષા કરે છે.' લૉર્ડ નોરટનની ચિત્તવૃત્તિનો એ આમ જુદોજ અર્થ કરે છે અને મનમાંજ મુંઝાય છે. તેમ થતાં એ દંપતિનાં શત્રુઓનું ચઢી વાગે છે. તેમની **પ્રપંચજાળ** વધારે ને વધારે ફેલાય છે; પરંતુ પાપનો ઘડો ફુટ્યા વિના રહેતો નથી. અંતમાં સર્વ **પાપી પિશાચોનો** બાપ જ્યૉર્જ મિલ્ટન પકડાય છે અને તેનું આખું મંડળ પણ સપડાય છે. અંતમાં વાંચકના મન પર તેઓ માટે તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે. આ નવલકથા એક વખત વાંચવા હાથમાં લીધા પછી તેને પડતી મૂકવાનું જરાય મન થતું નથી. કાગળની સખ્ત મોંઘવારી હોવા છતાં પણ સોનેરી પાકા પુઠા સાથે તેની **કીંમત** માત્ર રૂ. ૧-૮-૦ રાખવામાં આવેલી છે-પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦ પાનકોર નાકા-**અમદાવાદ**



સંસારને સ્વર્ગ બનાવનાર અત્યુત્તમ, તેમજ
વિદ્વાનવર્ગમાં વખણાયલી રસિક અને
બોધક નવલકથા

સચિત્ર. **મિલન-મંદિર.** સચિત્ર.

કુટુંબ કલેશથી મુક્ત થવા ઇચ્છનારે, સગાંવ્હાલાંઓને સ્નેહની પ્રાપ્તિ કરાવવાની ઇચ્છા રાખનારે, બ્રહ્મચર્યનો દૈવી મહિમા જાણવાની જીજ્ઞાસા ધરાવનારે, આદર્શ સતી થવાની ઇચ્છા રાખનાર બ્હેનોએ, ગુણિયલ ગૃહિણી થવાની ઇચ્છા રાખનાર સ્ત્રીઓએ અને વિષયવાસના રાખનારનું અનિષ્ટ [illegible] જોવાની ઇચ્છા રાખનારે આ નવલકથા અવશ્ય વાંચવીજ જોઇએ.

**આ નવલકથા એક વખત કુટુંબમાં વંચાવ્યાથી સંસાર સોનાનો થશે અને અશાન્તિપૂર્ણ સંસારમાં શાન્તિના તરંગો ઉછળશે.** સોનેરી પુઠું છતાં **કીંમત** રૂ. ૨-૦-૦ પોસ્ટેજ જુદું.

---

બોધક તેમજ રસિક નવલકથા

**કુલીન-કાન્તા.**

મનોહર પાકું પુઠું, સુંદર ગ્લેજ કાગળ તથા ઉત્તમ છપાઇ હોવા છતાં **કીંમત** રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા-**અમદાવાદ.**

